સેવાસમિતિ ગ્રંથમાળા પુસ્તક ૬ ઠ્ઠું

# વનિતાની વાતો.

( સામાજિક ટુંકી વાર્તાઓ )

લેખક

**ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.**

રોજકા, ( ધંધુકા )

પ્રકાશક

**નારાયણજી ગોકળદાસ ડોસાણી.**

સેવાસમિતિ પુસ્તકાલય

૧૨૩, ગુલાલવાડી મુંબઈ ૪

| વિક્રમ સંવત | ઈસ્વીસન. |
| --- | --- |
| **૧૯૯૧** | **૧૯૩૫** |

**કિમ્મત રૂપીઆ ત્રણ.**

# સમર્પણ.



શ્રીયુત દેવચંદભાઇ ધર્મસિંહ શેઠીઆ.

મુંબઇ.

માન્યવર શુભેચ્છક ભાઇશ્રી,

'સતત્ ઉદ્યોગશીલતા, એ માનવ પ્રગતિની ચાવી છે' આ મહાવાક્યની સત્યતા આપે પુરૂષાર્થ, હિમ્મત અને વ્યાપારી સાહસના યોગે આપના જીવનથી સિદ્ધ કરી બતાવી છે સાથે સ્વમાનને જીવસટોસટ ગણી વડીલોની ટેકને દીપાવી છે અનેકવિધ વ્યાપારપ્રવૃત્તિમા પણ જ્ઞાતિ, સમાજ અને દેશોન્નતિના સ્તુત્ય કાર્યમા આપ સક્રીય ભાગ લઇ રહ્યા છો વિદ્વાનો પ્રત્યેનો આપનો પ્રશસાપાત્ર પ્રેમ-ભાવ, સામાજિક ઉદ્ધાર માટે આપના હૃદયની ઝખના, ગરીબો પ્રત્યે દયા, નિરભિમાનિતા–આવા અનેક સદ્દગુણોથી આકર્ષાઈ, મારા તરફ આપની સદ્દભાવનાના અમર સ્મરણરૂપ મારૂ આ '**વનિતાની વાતો**' નામક સામાજિક ટુકી વાર્તાઓનુ પ્રકાશન આપશ્રીના કરકમળમા સાદર સમર્પણ કરી કૃતાર્થ થાઉ છુ

આપનો સ્નેહાભિલાષી ભાઇ

**નારાયણજી.**

## સેવાસમિતિ પુસ્તકાલય તરફથી પ્રગટ થયેલ રસપૂર્ણ સામાજિક નવલકથાઓ.



તમે નહિ વાચશો તો જીવનનો એક મોઘો લ્હાવો ગુમાવી દેશો જો તમે તમારા સંસારમા સ્વર્ગ ઉતારવા માગતા હો તો ગુર્જર સમાજના અટપટા પ્રશ્નોનો ઉકેલ કરતી આ મનનીય નવલકથાઓ વાચવીજ જોઈશે દરેક ભાઇ બ્હેન, આબાળ વૃદ્ધ સર્વને એકસરખી ઉપયોગી નવલકથાઓ આજસુધી નીચે મુજબ બહાર પડેલી છે

| | | | |
|---|---|---|---|
| **અંધકાર પર પ્રકાશ** | સચિત્ર | લેખક રા મધુકર | કિ રૂ ૨-૮-૦ |
| **લોહીનો વેપાર** | ,, | ,, ,, | રૂ ૪-૮-૦ |
| **અબળાની આત્મકથાઓ** | ,, | ,, રા. ધીરજ | ,, ૨-૮-૦ |
| **વનિતાની વાતો** | ,, | ,, ,, | ,, ૩-૦-૦ |
| **વિશ્વલીલા** | ,, | ,, રા પરિમળ | ,, ૨-૦-૦ |
| **મહિલાની મહાકથાઓ** | ,, | લેખિકા બ્હેન લક્ષ્મી | ૩-૦-૦ |
| **આદર્શ ચરિત્રાવલિ** | | લેખક રા ધીરજ | ,, ૧-૪-૦ |
| **સ્વર્ગમાં સેશન્સ** | | ,, રા ડોસાણી | , ૩-૦-૦ |
| **લોહીના વેપારનું અનુસંધાન** | | રા મધુકર (છપાય છે] | ૩-૦-૦ |
| **સમાજજીવન** | માસિકપત્ર વાર્ષિક લવાજમ | | રૂ ૪-૦-૦ |

### ઐતિહાસિક

**લોહાણા રત્નમાળા:** લેખક બ્હેન લક્ષ્મી તથા ડોસાણી રૂ ૧૦-૦-૦

**લોહાણા પ્રજાનો પ્રાચીન ઇતિહાસ** લેખક રા ડોસાણી રૂ ૦-૧૨-૦

**સેવાસમિતિ ગ્રંથમાળાના ગ્રાહકોને આ બધાં પુસ્તકો પોણી કિંમતે મળે છે** સત્વર લખો

**નારાયણજી ગોકળદાસ ડોસાણી.**
માલેક **સેવાસમિતિ પુસ્તકાલય.**
૧૨૩, ગુલાલવાડી **મુંબઈ ૪.**

# પ્રસ્તાવના.

'અબળાની આત્મકથાઓ' પ્રકટ થયા પછી લગભગ સાડાત્રણુ વર્ષે એવી જ જાતનો આ બીજો વાર્તાસગ્રહ આજે પ્રકટ થાય છે આ સગ્રહમા સામાજિક કુરૂઢીઓ અને બદીઓ ઉપર ચર્ચા કરવાના મોહમા મારાથી વાર્તાલેખનના નિયમો ઠીક રીતે સાચવવાની કાળજી રાખી શકાઇ નથી, બલ્કે કેટલેક ઠેકાણે તો કુરૂઢીઓના અતિમ પરિણામની ભય કરતા દર્શાવવા જતા કેટલાક પાત્રોને ગદા પણ બનાવવા પડયા છે પરતુ વિચારશીલ વાચકોને 'આવતી કાલની પ્રજા' માટે આ સગ્રહમાથી થોડીઘણી પણ વિચારસામગ્રી મળશે તો મને સતોષ થશે

સમાજમા સુધારા કરવાની આવશ્યકતા હવે સર્વ કોઇને સમજાવા લાગી છે સાસારિક કુરૂઢીઓ ઉપર ઘણા સ્ત્રીપુરુષોને ઘૃણા ઉત્પન્ન થવા માડી છે—આવા સમયમા સઘળા સામાજિક પ્રશ્નો વિધવિધ દૃષ્ટિબિન્દુથી ચર્ચાય એ ઇચ્છવા યોગ્ય છે પ્રસ્તુત સગ્રહમા મને યોગ્ય લાગ્યા તે પ્રમાણે સામાજિક સુધારાના પ્રશ્નો મે ચર્ચ્યા છે એમા નવા અને જૂના વિચારના સ્ત્રીપુરુષો વચ્ચે ચાલી રહેલા સદિગ્ધ વિચારમથનની કેટલીક ગુચો ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે આવો પ્રયત્ન કરવા જતા ઘણા સ્થળ–પાત્ર વગેરે પરિચિત રખાયાં છે, પણ તે કોઇ વ્યક્તિગત નથી, અર્થાત્ આમાની કોઇ વાર્તા અથવા તેના કોઇ ભાગની હકીકત કોઇ અમુક વ્યક્તિને ઉદ્દેશીને લખવામા આવી નથી, પરતુ આવા પ્રસગો અને અનુભવો સમાજમા ઘણીવાર જોવાય છે અને કુરૂઢીઓ ચાલુ રહેશે ત્યા સુધી અરુચિકર બનાવો જોવાશે જ

વાચકોને જો આવી સામાજિક કલ્પનાઓ અને ચર્ચાત્મક સસાર-ચિત્રો પસદ પડશે, તો આવી જ જાતનો એક ત્રીજો સગ્રહ ભાઈ નારાયણજી દ્વારા પ્રકટ કરાવવાની મારી ઇચ્છા છે

ધીરજ.

## અનુક્રમણિકા.







सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता न दुर्भाषिणी,
सन्मित्रं सुधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः
आतिथ्यं शिवपूजन प्रतिदिनं मिष्टान्नपान गृहे;
साधोः सङ्गमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः

× × × ×

क्रोशन्तः शिशवः सवारि सदनं पङ्काश्रितं चाङ्गणं,
शय्या दंशवती च रूपमशनं धूमेन पूर्णं गृहम्;
भार्या निष्ठुरभाषिणी प्रभुरपि क्रोधेन पूर्णः सदा,
स्नानं शीतलवारिणा हि सततं धिग् धिग् गृहस्थाश्रमम्.

# જીંદગીના વમળમાં.

---

પ્રતિપળ વિધવાને નેત્ર વ્હે ઉષ્ણવારી,  
ભગવતિ ધરતીનુ ઉર સિચાય તેથી  
ધરતીપણુ તજીને તેથી આ આર્યભૂમિ  
સુત પદ પરદેશી લોકને દેઈ દેશે

ગોવર્દ્ધનરામ,

કુદરત વિરૂદ્ધ કાર્યનો કુદરત પોતે દડ દે છે, મારા સ્વામી એ દડ ભોગવી ચૂક્યા છે. હુ તે ભોગવી સ સારની દુગ્ધામાંથી છૂટીજવા

તૈયાર થઈ છુ. મે એવુ શુ પાપ કર્યું હતું કે આટલી ઉમ્મરમા વિધાતાએ મને વિધવા બનાવી દીધી ? હાય હાય, મારી આ બાળ સુશીલાનુ શુ થશે ? વિધવા થવા છતા આ પુત્રીને અર્થે જીવવા ઘણી ઇચ્છા છે, પણ મૃત્યુના દૂત નજીક આવી પહોચ્યા છે અવશ્ય તે મને મારી વહાલી પુત્રીથી દૂર કરી દેશે !

આ દેશમા રૂઢીની શિલા તળે કચડાઇ અમારા જેવા અનેક પત્ની પતિ અકાળે મરણના મોઢામા જઈ પડતા હશે ! ભારતવાસીઓનુ ધ્યાન આ દિશા તરફ કયારે દોરાશે ? આજકાલ રાજ્યરચનામા ફેરફાર કરાવવા માટે આ દેશમા ઘણા પ્રયાસ થઇ રહ્યા છે, પણ જ્યાસુધી અહીની સમાજવ્યવસ્થામા યોગ્ય સુધારા નહિ થાય ત્યાસુધી મને તો એ પ્રયાસની સફલતા માટેની થોડીજ શ્રદ્ધા છે દેશનુ ખરૂ ધન તેના આશાભર્યા યુવક-યુવતીઓ છે તેમનો અકાળે ક્ષય થવા દેવો એ દેશનુ મોટામા મોટુ નુકસાન છે જો હિન્દના સ્ત્રી પુરુષો બળવાન્, નિરોગી, સત્યાગ્રહી અને દેશપ્રેમી હશે, તો તેની નિર્ધનતા આખા જગતની હરિફાઇ વચ્ચે પણ જરૂર દૂર કરી શકાશે કોઇપણ દેશનુ ખરૂ દ્રવ્ય તેની તરૂણ પેઢી છે આ દેશમા તરૂણ સ્ત્રી પુરુષોના અકાળ મરણો વધતા જાય છે, તેને અટકાવવાનો ઉપાય કોઇ લેતું નથી અને બીજી દિશામા દોડાદોડ કરી મૂકે છે એજ મને તો આશ્ચર્ય ઉપજાવે છે દેશની ઉન્નતિનો આધાર બળવાન્, નિરોગી ગૃહિણીઓ અને કેળવાએલી માતાઓ ઉપર છે કારણકે—

> ગૃહિણી ઘરનુ નૂર છે, ગૃહિણી ઘરનુ માન,
> ગૃહિણી ઘરનુ ઘરેણું તે, ઘર ગૃહિણી વિનાનુ સ્મશાન

અને જ્યારે ઘર સ્મશાન જેવુ બને, ત્યારે દેશની સ્થિતિ કેવી હોય ? આ દેશમા કન્યાઓ અને સ્ત્રીઓની નિર્બળતા દિવસે દિવસે એટલી વધતી જાય છે કે તેને લીધે પ્રજામા અશક્તિ, અજ્ઞાન અને અલ્પાયુષ ઘર કરી રહ્યા છે ઉંચી કોમોમા યુવાન્ સ્ત્રી પુરુષોના મરણનુ પ્રમાણ તો કમકમાટી ઉપજાવે તેવુ છે. પ્લેગ, ક્ષય અને મહામારી

જેવા ભયંકર દર્દો, હમેશના દુકાળો, ભૂખમરો, અજ્ઞાનતા અને એવાજ બીજા અનેક કારણોથી હજારો મનુષ્યોનો નાશ થયે જાય છે અને તેને સ્થાને આવતા બાળકો જન્મથીજ રોગી, અશકત અને માયકાંકલા અવતરે છે, આમ જ્યાં ઉગતી પ્રજાનોજ લોપ થવા બેઠો છે, ત્યાં બીજી શી આશા રાખી શકાય ? સમાજમાં હલકા વિચારો, હલકી ભાવનાઓ અને હલકું સાહિત્ય હમેશ વધતાં જાય છે અને તેથી મનુષ્યપણાને સ્થાને પશુપણું દાખલ થતું અનુભવાય છે શું આ સ્થિતિમાં સુધારો કરવા માટે કાંઈ ઇલાજો લઇ શકાય તેમ નથી ? આ દેશમાં બાળપતિઓ અને બાળપત્નીઓ બનાવવાના નિંદ્ય રિવાજે સમાજને નિઃસત્વ કરી મૂકેલ છે. સમાજના કોઇ જુના થોથાના સડી ગએલા પાના ઉપર લખેલ કાયદાથી વિરૂદ્ધ જઇ જો કોઇ માણસ પોતાના આત્માને અવાજ આપે, તો સમાજના દોઢડાહ્યાઓ તેને વગોવે છે. એટલે આખરે તે કંટાળીને સમાજના ચાલતા રગશીયા ગાડામાં બેસી જાય છે અને એ રીતે રૂઢીઓના ચીલા વધારે ઊંડા જામતા જાય છે બાળવિવાહનો ખૂરો રિવાજ આ દેશમાંથી હજુ પણ દૂર થતો નથી એ દુર્ભાગ્ય તે રૂઢીઓનેજ આભારી છે બાળલગ્નથી જીવનશક્તિનો લોપ થઇ ગયો છે. આ અભાગી દેશમાં બાળપત્નીઓની સંખ્યા એક કરોડથી અધિક બની ગઈ છે અને તેને લીધે ઘણા અનર્થો ઉભા થયા છે. મારા પતિનું અને મારૂં બન્નેનું મરણ એ રિવાજનેજ આભારી છે, કારણકે માણસનું જીવન સંજોગોને વશ છે અમુક સારા સંજોગોનો વધારે લાભ લેવો કે નઠારા સંજોગોના ઓછા પ્રમાણમાં ભોગ થઈ પડવું, એ માણસના હાથમાં છે અત્યારે સમાજમાં ઘણે ઠેકાણે નિર્દોષ, સુકુમાર બાળાઓને રમવાની, આનંદ કરવાની ઉમ્મરે કઠોર તપ કરવા પડે છે બાળા, બાળા ન મટી હોય ત્યાં પત્ની થાય છે અને યુવાન્ અવસ્થા આવ્યા પહેલાં તો તે ડોસી બની જાય છે હું આ વિષયની વિશેષ ચર્ચા ન કરતાં આ ઠેકાણે મારી જીવન કથા આપું છું, તે ઉપરથી વાચકોને મારા એ વિધાનની ખાત્રી થશે.

અમદાવાદના રાજારામ શાસ્ત્રીના એકના એક ચિરંજીવી પ્રભાકર સાથે જ્યારે નવ વર્ષની ઉમ્મરે મારૂં લગ્ન થયું, ત્યારે હું નહોતી જાણતી કે આટલી દુઃખી જીંદગી ભોગવી મારે અને મારા સ્વામીને મોતને તાબે થવું પડશે. મારા સ્વામી મારાથી એક વર્ષે મોટા હતા. લગ્ન વખતે તે ગુજરાતી ચોથી ચોપડી ભણતા હતા. મારૂં પિયર અમદાવાદમાં હોવાથી હું પણ ચાર ચોપડી શીખી હતી. અમારાં લગ્ન નાતના રિવાજ પ્રમાણે ઘણી ધામધૂમથી થયાં હતાં. મારા સ્વામી તેમનાં માબાપને જેમ એકના એક પુત્ર હતા, તેમ હું મારાં માતા પિતાને એકની એક પુત્રી હતી. મારા સસરા જૈનધર્મના સાધુ-સાધ્વીઓને સંસ્કૃત તથા માગધી શીખવાડી માસિક પંદર રૂપિયા પગાર મેળવતા હતા. તેમની સ્થિતિ સાધારણ હતી. મારા પિતા અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં છોકરાઓને તથા માસ્તરોને પાણી પાવાનું કામ કરતા હતા. કૉલેજમાં રજાઓ પડે ત્યારે તેઓ 'બ્રાહ્મણીઆ ચાહ' બનાવી રીચીરોડ ઉપર ફેરી કરતા, પણ નવરા તો કદી રહેતાજ નહિ. તેમનો સ્વભાવ ઘણો મિલનસાર હતો. મારી બાનામાં સહવાસબળે એ ગુણ ઉતરી આવ્યો હતો. તે ઘણી વ્યવહાર કુશળ બાઇ હતી. પોળનાં બધાં બૈરાંમાં એનું સારૂં માન હતું. સ્ત્રીઓના બે મુખ્ય ગુણો—ગાવું અને રોવું, તે સારી રીતે જાણતી હતી. અને તેથી હરકોઈ માણસને ઘેર સારા અને માઠા બન્ને પ્રસંગોમાં તેને બોલાવી જવામાં આવતી હતી. કોઇને ઘેર વિવાહ કે સીમંત જેવો સારો પ્રસંગ હોય તો મારી માતા ત્યાં પહેલી, તેમજ કોઇને ત્યાં મરણ થયું હોય તો પણ મારી માતાને પહેલું નોતરૂં! અમદાવાદ જેવા શહેરમાં આવા બે મુખ્ય હુન્નર હાથ કરીને મારી માતાએ કમાણીનું એક બીજું દ્વાર ખુલ્લું કર્યું હતું અને મારા પિતાની ઉપરનો રળવાનો બોજો કાંઈક ઓછો કર્યો હતો.

મારાં લગ્ન થયાં તે વખતે મને જેટલો આનંદ થયો હતો તેના કરતાં હજારગણો આનંદ મારી માને તથા સાસુને થયો હતો. હું તો સારાં કપડાં ને સારૂં ખાવાનું મળવાથી ખુશી થતી હતી, પણ એ

બન્ને જણા તો કાંઇક જુદાજ અલભ્ય લાભથી ખુશી થતા હતા એકને પુત્રી પરણાવ્યાના કોડ પુરા થયા હતા, જ્યારે બીજાને પુત્ર પરણાવ્યાનો લ્હાવો મળ્યો હતો આ દેશમા લગ્નને નામે થતા ફારસોને અને કજોડાની કહાણીઓને જે કોઇ જાણે છે, તેમને મારી વીતક વાર્તા સબધી વધારે જણાવવાની જરૂર નથી મારી માતા તથા સાસુના એ કોડ અને લ્હાવાનુ અનિષ્ટ પરિણામ જોવા એ બન્નેમાથી એકેય હયાત નથી, નહિ તો પોતાની ગભીર ભૂલનુ તેમને અત્યારે અચ્છુ ભાન થઇ જાત !

પરણ્યા પછી ત્રણુવર્ષે મને પહેલી વારના સારા દહાડા દેખાયા મારા સાસુ-સસરાને એથી જેટલો આનદ થયો, તેથી વધારે આનદ મારા માબાપને થયો, કારણ કે એમને હવે દીકરીએ દીવો રહેવાની આશા બધાઇ હતી, પરતુ માણસનુ ધાર્યું ક્યારે સિદ્ધ થાય છે? મને એ વખતે સાતમે મહિને કસુવાવડ થઇ ગઈ બીજીવાર તરતજ પાછી આશા રહી અને સૌના મોઢા પ્રફુલ્લિત થવા લાગ્યા, પરતુ કુદરતના વિરોધીઓના ભાગ્યમા આનદનુ નામ ક્યાથી હોય ? એ વખતે આઠમે મહિને મે એક મુવેલા બાળકને જન્મ આપ્યો તે પછી ઉપરા ઉપર મને ચાર કસુવાવડો થઈ

બૈરાઓમા કહેવત છે કે ' સાત સુવાવડ કરતા એક કસુવાવડ ભુડી ' એ અક્ષરે અક્ષર સત્ય છે નાનપણમાથી ઉપરા ઉપરી સુવાવડો આવવાને લીધે સ્ત્રીઓના શરીરની તમામ શક્તિઓ ઘટી જાય છે, અને ખરી તરૂણાવસ્થા વખતે, સપૂર્ણ સુખનો અનુભવ કરવા વખતે તે બિચારીઓ મરવા પડે છે તેમનાથી પોતાના કુટુંબ તરફની કે દેશ તરફની ફરજો તો નથી બજાવાતી, પણ કેટલીક વખત પોતાના પતિ કે બાળકો તરફની પણ ફરજો નથી બજાવી શકાતી ! શરીર નિર્માલ્ય હોવાથી તેઓ ચાલુ નબળાઇ અને ઉડતા રોગોના ઝપાટામા જલદી સપડાઈ જાય છે અને

અકાળે મરણને આધીન બની જાય છે બાળલગ્ન હોય ત્યા સ્ત્રી કેળવણી તો ન હોય, પણ કન્યાકેળવણીએ ન હોય ! એટલે જ્ઞાનની બાબતમા તો મોટુ મીડુ હોય, પછી ધર્મ કે ફરજનું ભાન ક્યાથી આવે ? કાચી ઉમ્મરે સસારમા જોડાએલા દપતીઓ પોતાની જીવન શક્તિ ખાળકુડીમા વહેવડાવે છે તેઓ નથી સમજતા કે ઉતાવળે આબા પાકતા નથી અને કાચી ચાસણીએ પાક બગડે છે ! માનસિક અને શારીરિક નબળાઇ તેમની વૃત્તિઓને ઉશ્કેરે છે અને પરિણામે તેઓ વધારે નિર્બળ બનતા જાય છે વિષયલાલસા હમેશા સબળ કરતા નિર્બળમા અધિક હોય છે. નબળા માણસો શક્તિનું રક્ષણ કરી શકતા નથી, લુંટાવાની બીક તેમનેજ વધારે રહે છે.

હું આ બધુ અત્યારે સમજવા શીખી છુ, પણ એ વખતે આ વાતનું મને કે મારા સ્વામીને કાઇ જ્ઞાન નહોતું. અમારામા પ્રજા માટેની આધળી અધીરાઇ હતી અમે પૂરતી તૈયારી વિના અમારા જીવનરથને દોડાવી મૂક્યો હતો, અને તેથીજ સસારની ભૂડી ભેખડોમા અમે અધવચ અટકી ગયા ! મારૂ શરીર એથી છેક નિર્માલ્ય બની ગયુ મારા માતાપિતા આ અરસામા મરી ગયા હતા, એટલે મારા માટે કોઇને ખાસ લાગણી થાય એવુ નહોતું, છતા એક દિવસ મારૂં શરીર ન ખાઇ જવાથી મારાં સાસુ મને વૈદ્યને ત્યા તેડી ગયા વૈદ્ય અનુભવી હતો તેણે પથ્ય પૂર્વક આહાર વિહારમા સયમ રાખવાની સૂચના આપી કેટલાક ઔષધોના પડીકા બાધી આપ્યા એની સલાહ પ્રમાણે ચાલવાથી મને થોડા વખતમા આરામ જણાયો, પરતુ અમુક દિવસ પછી પાછી એની એજ દશા આવી ઉભી રહી આ વખતે મને જે ગર્ભ રહ્યો તે પુરા માસે બરાબર અવતરે તો માતાના નૈવેદ્ય અને સત્યનારાયણની કથા કહેવરાવવાની મારી સાસુએ આખડી-બાધા રાખી !

બે ત્રણ મહિના વીતી ગયા. એક દિવસ મારા સસરાને સહજ તાવ આવ્યો, રાત્રે વધારે ટાઢ ચડી, બીજા દિવસથી ત્રિદોષનું ચિહ્ન

જણાવા લાગ્યુ પાચ દિવસમા તો તેમની જીવનયાત્રાનો અત આવી ગયો તેઓ અમારી જ્ઞાતિમા પ્રતિષ્ઠિત અને વયોવૃદ્ધ ગણાતા હતા. તેમના શાસ્ત્રીય જ્ઞાનની જ્યા ને ત્યા સલાહ લેવાતી હતી તેમના મરણથી અમને સૌને એક પ્રકારની ખોટ પડી મારા સ્વામી ઉપર હવે ઘરનો સઘળો બોજો આવી પડયો ખાસ કરીને તેમના પિતાશ્રીની ઉત્તરક્રિયા કરવાનો ભાર પ્રથમ આવ્યો બે ત્રણ દહાડા થયા કે તરત ભૂદેવોએ ભોજનની વાત ચલાવી મરણ પાછળ થનારા કેટલાક અયોગ્ય નાતવરાના ખર્ચોની આ દેશની ખરાબ રૂઢીને કોણ નથી જાણતું? મરનારના કુટુબની ગમે તેવી ગરીબ હાલત હોય, પણ જ્ઞાતિભોજન તો આપવુજ જોઇએ! મારા પતિની પાસે નાતના પટેલીઆઓ આવી આવીને ખોટાં વખાણ કરવા લાગ્યા–' અરે તારા વડવાઓ પાછળ તો પાણીને મૂલે ઘી વપરાયુ હતુ' બીજી શી વાત કરીએ? તારાજ બાપે તેમના બાપ પાછળ ચાર દહાડા છૂટા ચુરમા ને ઉપર ઘીની નાતો કરી લોટાનું લ્હાણું કર્યું હતુ કેવા ભલા બ્રહ્મા જેવા પવિત્ર બ્રાહ્મણ? સાઠ વર્ષે તેમનુ મરણ થયુ અને પાછળ તારા જેવો જુવાન દીકરો છે, એટલે તમારા ઘરની લાજ આબરૂ પ્રમાણે સારૂ કારજ કરવુજ જોઇએ' મારા સ્વામી આવા આવા વચનો સાભળી ફુલાઈ જવા લાગ્યા અને કરજ કરીને નાતો કરવા તૈયાર થયા

ઠરાવેલે દિવસે બહાર ગામથી બ્રાહ્મણોના ટોળે ટોળા આવવા લાગ્યા. કોઇએ એ પ્રસગનું વર્ણન લખ્યુ છે કે —

એ શાસ્ત્રીની જ્યા થઈ દ્વાદશા ત્યા, વિપ્રો તાણા વૃદ સહુ ઘશ્યા ત્યા,
ભલી કડે કામળીઓ કશી છે, જો જોષિકા સ્કધ કરે વશી છે
ધરી સહુ સુદર દોરી લોટો, પચે પડયા દૂરથી કાઢી દોટો
કરી ખરી ખાખરની ખુવારી, ગુદાજીની ગુદી કરીજ ભારી
ભલા ભીડી પત્રતણાજ ભાથા, ગાતા વળી શેપનીનીજ ગાથા,
અહો સહુ એવી રીતેજ આવ્યુ, રે પ્યાદળે ગામ બહુ ગજાવ્યુ,
હજુ જુવો દૂર ભૂદેવ ભાવે, જાણે શૂ। સૈન્ય સજી શુ આવે,
ચડાઇ ચૂર્મેશ્વર ઉપરે આ, આવ્યા કરી ભુક્ત ભટો અરે, આ

એ પ્રમાણે સહુ એકઠા થયા મારા પતિએ વિવિધ પ્રકારના પક્વાન્ન તૈયાર કરાવ્યા અને ચાર દહાડા સુધી સઘળા ભૂદેવોને તૃપ્ત કર્યા અમારા કુટુંબની અવદશાનુ એજ એક કારણ થઈ પડયુ ઘરમાની સ્થિતિ સાધારણ હતી અને રહેવાનુ ઘર હતું તે પણ આ પ્રસંગમા વેચાઈ ગયુ, એટલે અમે તદ્દન નિરાધાર બની ગયા નાતના ચાર દિવસના ભોજનમા અમારૂ જીંદગીભરનુ ચાલ્યુ ગયુ ! મારા પતિ ખૂબ ગભરાઇ ગયા, પણ હવે એમ ગભરાવાથી શુ વળે એમ હતું ? મારા હાથની ચુડીઓ ઉપર સોનાની એક ગદીઆણાની ચાપો હતી, તે વેચીને ટ્રેન ભાડા જેટલો સવડ કરી અમે ઘણી વણીઆણી મુંબઇ આવ્યા સમાજના ફરજિયાત કાયદા તળે કચડાઇ અમે અમારૂ બાપદાદાનુ વતન છોડયુ ! કીર્તિ, મોટાઇ, આબરુ અને પુણ્યના ખોટા મોહમા મારા પતિ ફસાઈ ગયા નાતીલાઓને તો અમારી સ્થિતિનો વિચાર કરવાની ફુરસદ ક્યા હતી ' વર મરો કે કન્યા મરો, પણ ગોરનુ પાત્ર ભરાવુજ જોઇએ ! વર વેચો કરજ કરો, ગચર-ચીલાનુ લીલામ કરો, પણ જ્ઞાતીભોજન તો આપવુજ જોઇએ અને અમે તે આપ્યુ હવે અમને મુંબઇ સિવાય બીજે ક્યા આશ્રય મળે તેમ હતુ ? મુંબઈ ભૂખ્યાનો માળવો ગણાય છે મારા પતિ પાસે કાંઇ વિદ્યા નહોતી, પણ અહી આવ્યા પછી થોડાજ દિવસમા તેમને એક ભાટીયા ગૃહસ્થને ત્યા રસોઇ કરવાની નોકરી મળી ગઈ

એ ગૃહસ્થનુ કુટુંબ બહુ ભલુ છે સંપત્તિ, સંપ, સંતાન અને સુખ વગેરેમા તે શ્રેષ્ટ ગણાય છે એની પ્રતિષ્ઠા એમની જ્ઞાતિમા ઘણી સારી છે એને તેના સારાપણાના સઘળા યશ તે ઘરની સદ્ગુણવતી, વ્યવહારદક્ષા, સુશીલા, ગૃહલક્ષ્મી શેઠાણીને ઘટે છે શેઠાણીબાઇ ચાળીશેક વર્ષના આવડ બાઇ છે એમનો સ્વભાવ માયાળુ, પરોપકારી, નમ્ર અને વિવેકી છે ઇશ્વરે તેમને એક પુત્ર અને પુત્રી આપ્યા છે. પુત્ર સારો ભણેલો ગણેલો અને ડાહ્યો છે અને જેવો તે ધામિષ્ઠ તથા સદાચારી છે, તેવીજ તેના પત્ની પણ સાધ્વી અને ધર્મપરાયણા

છે, બન્ને સ્ત્રી પુરુષ વચ્ચે નિષ્કપટ દૈવી પ્રેમ છે રામીબાઇની દીકરી લલિતા પણ સારી માતાના હાથ તળે કેળવાઇને સદ્ગુણવતી બનેલી છે તેને તેમની જ્ઞાતિના એક ગ્રેજ્યુએટ સાથે પરણવવામા આવી છે એ બન્ને-સ્ત્રી પુરુષ સ્વદેશપ્રેમી અને પરોપકારી છે લલિતાનો પતિ જબરો વક્તા છે સારા હિન્દુસ્થાનમા ફરી રાજકીય ચળવળના ભાષણો આપી લોકજાગૃતિ કરવાનુ કામ તેણે ઉપાડ્યુ છે પોતાની સપત્તિનો ઉપયોગ પણ તેણે દેશસેવામા છૂટથી કરવા માડ્યો છે તેના એવા આત્મભોગથી પ્રજામા તેનુ સારૂ માન વધ્યુ છે, પણ સરકારની તેના ઉપર કરડી નજર છે, કારણ કે કેટલી વખત તેને સરકારના કૃત્યો ઉપર કડવી ટીકા કરવી પડે છે પજાબના રમખાણોનો સબધમા તેણે ઠેકાણે ઠેકાણે ભાષણો આપીને હિન્દીઓના અસતોષને વધારી મૂક્યો છે અને તેથી તેને સરકાર થોડા વખતમા પકડી જેલનો પરોણો બનાવશે, એવી ધાસ્તી રહે છે

મારે લલિતા બ્હેન સાથે આ બાબતમા એક દિવસ વાત નીકળી હતી ત્યારે તે પવિત્ર દેવીના અતકરણની દૃઢતા જોવાનો મને સારો સમય મળી ગયો હતો તે બાઇ તેના પતિ જેવીજ દૃઢ મનની છે મુબઇના ગુજરાતીહિન્દુસ્ત્રીમડળમા તે આગળ પડતો ભાગ લે છે, અને સ્વદેશીના પ્રચાર માટે તે સ્ત્રીવર્ગમા જબરી હિલચાલ ચલાવે છે એ શુદ્ધ સ્વદેશી ખાદીના કપડા પહેરે છે અને મુબઈ જેવા વિલાસી શહેરમા રહેવા છતા શાત-સતોષપરાયણ જીવન ગાળે છે હુ આ કુટુબનો આટલો ઇતિહાસ આજે એટલા માટે આપુ છુ કે તે કુટુબની સાથેના અમારા સતત પરિચયને અગે અમારા જીવનમા એક-બે જાણવાજોગ પ્રસગો ઘડાયા છે અને તેનો અહીં ટુકામા પણ ચિતાર આપ્યા વિના મારાથી રહી શકાતું નથી

મારા પતિના એ શેઠનુ નામ સુન્દરદાસ છે મૂળજી જેઠા

માર્કીટમા એમની સ્વદેશી કાપડની બે મોટી દુકાનો છે વ્યાપારી વર્ગમા તેમની શાખ સારી છે તે ખાઉધરા અને અપ્રમાણિક વેપારી નહિ હોવાથી બહાર ગામના વ્યાપારીઓમા તેમને માટે અસાધારણ માન છે

અમદાવાદના જમનાદાસ શેઠ તેમના પરમમિત્ર છે તેમની વચ્ચે વ્યાપારવિષયક સબધ હોવા ઉપરાત સારો કુટુબસ્નેહ પણ બધાઈ ગયો છે સુદરદાસ શેઠ ધાર્મિક પુરુષ હોવાથી દર પુનમે ડાકોર–રણછોડરાયના દર્શને જાય છે ત્યારે અમદાવાદમા જમનાદાસ શેઠને ત્યા એકાદ દિવસ અવશ્ય રહે છે અને જમનાદાસ પણ મુબઇમા અવારનવાર માલ ખરિદવા નિમિત્તે આવી તેમના મિત્રના ઘરની પરોણાગત સ્વીકારી જાય છે આમ એ બન્ને શેઠીઆઓ વચ્ચે આવવા–જવાનો સબધ સારો હોવાથી એક વખત જમનાદાસ શેઠ પોતાના કુટુબને લઇને નાસિક જવા સારૂ મુબઇ આવ્યા હતા એ વર્ષ સિહસ્થનુ હોવાથી નાસિકની યાત્રામા બહુ પુણ્ય ગણી અમારા ભાવિક શેઠે પોતાના એ મિત્રને સહકુટુબ આગ્રહ કરીને તેડાવ્યા હતા

એ કુટુબ નવા જમાનાનુ ઉપાસક છે સાદાઇ કે સ્વદેશીભાવનાનુ તો તેમા નામજ નથી શેઠ પોતે મોટી ઉમ્મરને લીધે બહુ ટાપટીપ નથી રાખતા, પણ તેમના શેઠાણી, પુત્રી તથા પુત્ર–આચાર વિચારમા, પહેરવેશમા અને રહેણી કરણીમા કેવળ યુરોપિયન પદ્ધતિનુ અનુકરણ કરનારા છે તેમની પુત્રી વીસેક વર્ષની છે અમદાવાદની ગુજરાત કૉલેજમા તે બી એ નો અભ્યાસ કરે છે અને એમ. એ થયા પછી ઇગ્લીશ સાહિત્યનું ઉંચુ જ્ઞાન મેળવવા સારૂ તેને વિલાયત મોકલવાનો શેઠનો વિચાર છે તે હજુ કુમારિકા છે અને ઈંગ્લડ જઈ આવ્યા પછી જ તેના લગ્ન કરવાનુ સહુએ નક્કી કર્યું છે એનુ નામ સરોજિની છે;

પણ એની રીતભાત આવળના ફુલ જેવી છે ! આજકાલના સુધરેલા ભણતરથી તે છાકટી બની ગઈ છે વીશ વર્ષની યુવતી શરીરે સારી હૃષ્ટપુષ્ટ હોવી જોઇએ, તેને બદલે તેનાં હાડકા બહાર નીકળી આવ્યા છે અને ગાલ બેસી જઇ મોઢુ ફીક્કુ પડી ગયુ છે શરીરમાથી રુધીરનો ઘટાડો થવાને લીધે મોઢા ઉપર લોહીનો કુદરતી રંગ રહ્યો નથી અને તેની ખોટ તે પાઉડર લગાવીને પૂરી પાડે છે એની આખો નબળી પડી ગઇ છે, એટલે ચશ્મા વિના એક ઘડી પણ ચાલતું નથી તે લાબી બોયના પોલકા પહેરે છે. અને બહાર નીકળે છે ત્યારે ઉંચી એડીના બૂટ પગમા ઘાલે છે એનો પહેરવેશ જાગલા જેવો છે આજકાલની હદબહાર સુધરી ગએલી શખણીઓ જોઇલ્યો એટલે સરોજિનીની રીતભાતનો સુદર ખ્યાલ આવી જશે હુ એનુ અહીં એટલા માટેજ વિસ્તારથી વર્ણન આપતી નથી

જમનાદાસ શેઠના ચિરંજીવીનુ નામ રમણલાલ છે તે અઢારેક વર્ષની ઉમ્મરનો છે. અંગ્રેજી ચાર ધોરણ કર્યા પછી તેણે અભ્યાસ છોડી દીધો હતો અને હમણા તે અમદાવાદમા એક પારસીના ભાગમા દારૂનુ પીઠુ ચલાવે છે આ દુનિયામા જેટલા ખરાબ વ્યસનો અને ખરાબ આચરણો ગણાય છે, તે દરેકનો ઓછાવત્તા પ્રમાણમા તેના અંગમા પ્રવેશ થઈ ચૂકયો છે તે જેટલો નિશાબાજ છે, તેટલોજ રંડીબાજ અને જુગારી છે.

બન્ને ભાઇ-બ્હેન સુધારાના આંધળા અનુકરણમાં આગળ ધપતા જાય છે અને તેમા તેમની માતાની પૂર્ણ સહાનુભૂતિ છે. જમનાદાસ શેઠના મનમા પણ વીસમીસદીનો સુધારો, વ્યક્તિસ્વાતંત્ર્ય, સ્ત્રીઓની સ્વતંત્રતા, સમાનહક્ક વગેરે વિચારોજ ઉછળી રહ્યા છે એટલે કોઇ કોઇને કહે તેમ નથી. દરેકને મ્હાલવા માટે બધી ભાગોળો ખુલ્લી છે ! !

સુંદરદાસ શેઠના ઘરમા આ અમદાવાદી મહેમાનો આવવાથી

માણુસોનો સારો વધારો થયો, અને એ બધાની રસોઇ કરવાનુ કામ મારા પતિ એકલાથી બનવુ કઠીન હોવાને લીધે શેઠાણીએ મને તેમની મદદમા બોલાવી શેઠાણી આ રીતે મને ઘણી વખત મારા પતિની મદદમા બોલાવતા હતા અને તેના બદલામા મને તેઓ સાલ્લાઓ, ચણીઆઓ, ચોળીઓ કે એવાજ બીજાં કોઇ કપડાઓનુ દાન કરતા હતા મારે એક પથ ને દો કાજ જેવુ થતું હતું. એક તરફથી મારા પતિની ઉપરનો રાધવાનો બોજો કેટલોક હુ દૂર કરી શકતી હતી અને બાજી તરફથી મારા ભોજન ખર્ચમા અને કપડાના ખર્ચમા સારો બચાવ થતો હતો

આજે એજ પ્રમાણે શેઠાણી તરફથી ભૈયો બોલાવવા આવ્યો, કે તરત હુ મારૂ અબોટીયુ લઇ તેમને ઘેર ગઈ અને નાહીને રસોડામા પેઠી અમે પતિપત્નીએ ઝપાટામા સઘળી રસોઇ બનાવી દીધી અન મહેમાનોન તથા ઘરના માણસોને પાટલે બેસાડી મારા પતિએ ભોજન પીરસી દીધુ જમતા જમતા તેઓએ અમારી રાધવાની કળાના વખાણ કર્યા અને તેનજ મે અમારા શ્રમનુ ઇનામ માની લીધુ.

ચાર દિવસ સુધી તેઓ રહ્યા, પછી નાસિક જવાનુ ઠર્યું સુદરદાસ શેઠ અને રમાબાઇ પણ તૈયાર થયા મને તથા મારા પતિને સાથે ચાલવાની શેઠે આજ્ઞા કરી. મારે તો એટલુ જ જોઇતું હતું નાસિકક્ષેત્ર દક્ષિણનુ કાશીધામ મનાય છે પતિતપાવની ગોદાવરી નદીનુ માહાત્મ્ય ગગાનદીથી કોઈ પણ રીતે ઉતરતું નથી સિંહસ્થવર્ષમા એ ધામની યાત્રાનુ અપાર પુણ્ય શાસ્ત્રોમા વર્ણવેલુ છે મને એ પુણ્ય હાસલ કરવાનો લાભ અનાયાસે મળ્યો અમે નક્કી કરેલે દિવસ જી આઈ પી રેલ્વેના બોરીબદર સ્ટેશનેથી ટ્રેનના અગાઉથી રિઝર્વ્ડ કરાવેલા એક કમ્પાર્ટમેન્ટમા બેઠા અને કોઇ પણ જાતના વિઘ્ન વિના નાસિકના સ્ટેશને ઉતર્યા

નાસિક ગોદાવરીના બન્ને કાંઠામાં વસેલું છે, કારણ કે સામે તીરે આવેલું પંચવટી નાસિકનોજ એક ભાગ ગણાય છે. નદીના બન્ને કિનારાઓ ઉપર અનેક દેવાલયો આવેલા છે અને ત્યાં હજારો યાત્રાળુઓની મેદિની હમેશ ભરાએલી રહે છે. ગોદાવરીમાં સ્નાન કરવા માટે કેટલાક કુંડ કરેલા છે, તેમજ સગવડને ખાતર કેટલાક ઘાટ પણ બાંધેલા છે. અમે પંચવટીમાંની એક ધર્મશાળામાં ઉતર્યા હતા. ધર્મશાળાના રક્ષકે અમને ઉપરના ભાગમાં પાંચ ઓરડીઓ કાઢી આપી હતી અને વાસણકુસણ તથા ગાદલા ગોદડાં વગેરેની પણ સારી સગવડ કરી આપી હતી.

પહેલે દિવસે ભોજનકાર્યથી પરવાર્યા પછી અમે સૌ ગાડીઓ ભાડે કરી શહેરમાં ફરી આવ્યા. બીજે દિવસે અમારા શેઠને પિતૃશ્રાદ્ધ કરવાનું હોવાથી ગોરને લઈ તેઓ નદી ઉપર જવા નીકળ્યા. હું તથા રામીબાઈ તેમની સાથે ચાલ્યા. શેઠના મિત્રને આજે નાસિકમાંના પોતાના કોઈ પરિચિતને ત્યાં મળવા જવાનું હતું, એટલે તે દંપતી એક ગાડી ભાડાની લઈ ત્યાં જવા નીકળ્યા. તેમના ઉચ્છૃંખલ પુત્ર તો નાસિકમાં આવ્યો, ત્યારથી એકલો જુદો જ ફરતો હતો. અને હું પાછળથી જે જાણવા પામી છું, તે ઉપરથી કહી શકું છું કે તે ભાઈ સાહેબ ટ્રામ્વેના ટર્મિનસ પાસે આવેલા વેશ્યાઓના ઘરોનીજ મુલાકાત લેવામાં પોતાનો સમય બહુધા વીતાડતો હતો! નાસિક જેવા પુણ્યક્ષેત્રમાં જેમ ભાવિક યાત્રાળુઓ પાપમુક્ત થવા આવે છે, તેમ કેટલાક વિલાસી પુરુષો તથા વંઠીગએલી સ્ત્રીઓ પોતાની ખોટી ઇચ્છાઓ તૃપ્ત કરવા માટે પણ આવે છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે. તીર્થગોરો એવા પાપકાર્યોમાં મદદગાર થઈ પડે છે, એમ પણ પાછળથી મેં જાણ્યું છે અને તેથી હું કહું છું કે આ દેશના તીર્થસ્નાનોમાં જનારા દરેક સ્ત્રીપુરુષોએ એવા પ્રલોભનોથી હમેશ ચેતતા રહેવું જોઇએ. અસ્તુ.

અમે સૌ જુદા જુદા નિમિત્તે આ પ્રમાણે સવારમા અમારા નિવાસસ્થાનમાથી બહાર નીકળવા તૈયાર થયા આજે રસોઇનો બધો ભાર મારા સ્વામીને જ માથે મૂકવામા આવ્યો હતો, અને તે બાબતની મારા મનમા ઘણી લાગણી થતી હતી, પણ "ચાકર બિ-ચારા કયા કરે, પરાઈ રોટી ખાય" એ કહેવત મુજબ શેઠાણીએ મને પોતાની સાથે લીધી, ત્યા મારૂ શુ ચાલી શકે ? મારા સ્વામીએ નાહીને દાળભાતના તપેલા ચુલે ચડાવી દીધા, એટલામા નદી ઉપર ઉપયોગમા લેવાનો સરસામાન લઈ અમે પણ બહાર નીકળ્યા આજે મુકામ ઉપર માત્ર બે જણા જ રહ્યા- રસોડામા મારા પતિ અને બીજી એક ઓરડીમા શ્રીમતિ સરોજિની

સરોજિનીના સ્વભાવ સબધી મેં કેટલીક હકીકત ઉપર લખી છે એ બાઈના આચરણ માટે મને સારી શ્રદ્ધા નહોતી, પણ મારા મનમા એવી કલ્પના ક્યાથી આવે કે તે આજે આ પુણ્યક્ષેત્રમા આવા એકાતનો દુરૂપયોગ કરવા લલચાશે ! છતા માણસ હમેશ બહુધા પોતાની હૃદયભાવના ઉપરથીજ ભાવી બનાવોની કલ્પના બાધે છે અને તે મુજબ હુ મારા અત કરણની શુદ્ધ ભાવના પ્રમાણે શુદ્ધ કલ્પના બાધી ત્યાથી બહાર નીકળી અમે રામકુડ ઉપર પહોચ્યા ગોરમહારાજે શેઠને સ્નાન કરાવી શુદ્ધ-અશુદ્ધ મોટા દશદશ શેરિયા સસ્કૃત ઉચ્ચારો વડે શ્રાદ્ધનો આરભ કર્યો, પણ જ્યા વચ્ચે 'દક્ષિણા સમર્પયામિ' આવ્યુ, ત્યા શેઠ બોલી ઉઠયા કે-'અરે, પૈસાનુ પાકીટ તો મુકામ ઉપર પડી રહ્યુ !' ગોરે તત્કાળ પોતાની મરાઠી જબાનમા ધર્મશાસ્ત્રના નામે આજ્ઞા ફરમાવી કે-'આ બાઇને મોકલી તે મગાવી લો-પૈસા વિના નહિ ચાલે !'

શેઠાણીએ તરત મને ઘેર દોડાવી હુ એકદમ ધર્મશાળામા આવી દાદરના પગથીયા ચડી ઉપર ગઇ અને શેઠે બતાવેલ સ્થળ જઇને જોઉ છુ, તો સાથે લેવા માટે તૈયાર કરેલુ પૈસાનું પાકીટ જેમનુ તેમ પડયુ હતું મેં તે ઉપાડયુ અને જતા જતા મારા

સ્વામી શું કરે છે તે જોતી જાઉં, એમ વિચારી, જ્યાં રસોડાની ઓ-રડી તરફ આગળ વધું છું, ત્યાં અંદર તેમનો અને સરોજિનીનો કેટલોક વિલક્ષણ સંવાદ મારા સાંભળવામાં આવ્યો. મારા પગ બહાર થંભ્યા. મેં શું સાંભળ્યું ? —

" ..... ...વ્હાલા ! હવે છેવટનું મારૂં વચન સાંભળી લો. મારો પ્રેમ તમે કબુલ રાખતા નથી તો હું હવે બૂમ મારીને આ ધર્મશાળાના લોકોને એકઠા કરીશ અને કહીશ કે આ રસોઇએ મારી લાજ લુંટવાનો પ્રયત્ન કરતો હતો. આપણને બન્નેને આવી સ્થિતિમાં એકલા જોઇ તેઓ સાચું માનશે અને બહાર ગએલાં આપણાં માણસો પાછાં આવશે, ત્યારે આ લોકોની એવી સાક્ષી મને બહુ મદદરૂપ થઇ પડશે તમારે વિચાર કરવો હોય તેટલો કરી લો જા, જો, પછી મારો વાંક ન કાઢશો "

" સરોજિની બ્હેન ! હું તમને મારી ધર્મભગિની ગણું છું. તમારા અનીતિ ભરેલા વિચારોને મારાથી શી રીતે કબુલ કરી શકાય ? મને માફ કરો. હું ગરીબ બ્રાહ્મણ છું મારામાં તમારા જેટલાં વિદ્યા કે જ્ઞાન નથી સાંજ સવાર ધુમાડો ફુંકી મહિને દહાડે દશ બાર રૂપરડી મેળવું છું મારામાં તમે એવી શી યોગ્યતા જોઇ કે તમને આવો મોહ થયો ! "

" ગાંડા છો, મારા જિગર ! જ્યાં મન પ્રેમથી બંધાઈ જાય છે ત્યાં વિદ્યા, લક્ષ્મી કે રૂપનો સવાલજ રહેતો નથી તમે પુરુષ છો અને હું એક યૌવનવતી અવિવાહિતા તરુણી છું, એજ મારા મોહનો વિષય છે ડાહ્યાં માણસો સમયનો સદુપયોગ કરી લે છે, અને લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે મોઢું ધોવા જવા જેવી મૂર્ખતા કરતાં નથી હું તમને આ એક મુલાકાતના બદલામાં મારા ખાનગી વપરાશના રૂપિયામાંથી સો રૂપિયા આપું છું બાર મહિના ધુમાડો ફુંકશો, તોપણ એટલી રકમ તમે બચાવી શકશો નહિ.

વળી મારી માગણી કબુલ રાખશો તો હુ અવારનવાર મારી ઇચ્છા થશે ત્યારે મુબઇ આવીશ અને બે ચાર દહાડા તમારા સમાગમનો આનદ લઇ પાછી ચાલી જઇશ દરેક વખતે તમને પૈસાની સારી મદદ કરીશ અને પરિણામે તમારી દરિદ્રતા દૂર કરી તમને ન્યાલ કરી નાખીશ તમે આ વિષયમા બાળક છો અર્થશાસ્ત્રનુ તમને જ્ઞાન નથી, પણ શું તમે નથી સાભળ્યુ કે મુબાઈના રસોઇઆઓ શેઠના ઘરના સ્ત્રીવર્ગને સર્વ પ્રકારે સતોષ પમાડી પૈસાની પ્રાપ્તિ કરી લે છે ? ”

“ એ તો હુ સારી રીતે જાણુ છુ અમારી નાતનો વજેરામ દવે એની શેઠાણી સાથે તથા એજ શેઠાણીની જુવાન વિધવા દીકરી સાથે પ્રેમમા પડી બન્ને તરફથી પૈસાનો સારો સગ્રહ કરી રહ્યો છે ! પ્રથમ મા–દીકરી એની સાથે અલગ અલગ રમતડી રમતા હતા, પણ એક દિવસ શેઠાણી સાથેની વજેરામની દુષ્ટ ક્રિડા દીકરી જોઈ ગઈ અને ત્યારથી એ મા દીકરી વચ્ચેની મર્યાદા કેટલેક અશે તૂટી ગઇ ! મુબઇનો મને અનુભવ થોડો છે, પણ ત્યાના ગૃહસ્થ કુટુબોના ગોટાળાની અનેક વાતો મારા સાભળવામા આવી છે અને અને ત્યારથી મે દઢ નિશ્ચય કર્યો છે કે પેટ ન ભરાય તો ફોડી નાખવુ, પણ પાપ કર્મમા તો કદી પડવુ જ નહિ સરોજિની બ્હેન ! કૃપા કરી તમે આ વિચારને દૂર કરો તમે શ્રીમતના પુત્રી છો, જન્મથીજ સુખમા ઉછરેના છો, અને અત્યારે વિદ્યાથી વિભૂષિત થએલા છો તમારી જ્ઞાતિમાથી તમારા જેવા રત્નને લેવા ઘણા ભણેલા બાહોશ માણસો તૈયાર થશે, તેમાના એકની સાથે સસાર માડી નિર્દોષ સ્વર્ગસુખનો લ્હાવો લો અને આ પાપમય વિચારોને છોડી તમારી ઓરડીમા જેવા આવ્યા છો, તેવા પાછા ચાલ્યા જાઓ ”

“ હુ અહીથી મારૂ ધારેલુ કામ પાર પડયા સિવાય કદી પાછી જવાની નથી. તમે મને જે ઉપદેશ કરો છો તે સઘળુ હુ

સમજુ છુ મારો સવાલ માત્ર એટલોજ છે કે મારી માગણી તમારે કબુલ છે કે નહિ ? ”

“ એક ખાનદાન કુટુંબની આબરૂનો અને એક કુમારિ કન્યાના કલંકનો વિચાર કરતા તમારી ગમે તેવી માગણી કબુલ ન રાખવામાજ મારૂં ને તમારૂં શ્રેય છે । ”

“ પણ હું અહી કાંઇ તમારી પાસેથી રિલીજીયનનુ લેસન લેવા નથી આવી, ખટ તમારા દુલવની માગણી કરવા આવી છુ મે અંગ્રેજી એગ્રીકેટનુ ઉંચુ શિક્ષણ લીધુ છે મારી મધર કે ફાધર મારી સ્વતંત્રતા આડે કદી આવતા નથી મને ગમે ત્યા યથેચ્છ ફરવાની છૂટ છે આપણી સમાજમા લગ્નને નામે થતા ફારસોનો મને તિરસ્કાર છે, અને તેથી બને તો મારે લગ્ન કરવાનો વિચારજ નથી, કારણકે, હુ આવી ભણેલી ગણેલી હોશિયાર બૈરી જો જ્ઞાતિના કોઈ સામાન્ય પુરુષ સાથે પરણુ તો મારા પોજીશનમા મોટો વાધો આવી જાય તેમ છે । આ ઉપરથી તમારે એમ નથી સમજવાનુ કે હું પુરુષ તરફના કુદરતી સુખને ધીક્કારૂં છુ । લેકિન પ્રેમ અને શૃંગારના અંગ્રેજી તથા પર્સ્યન પુસ્તકો વાચી હુ એ વિષયમા વધારે રસ લેતી થઈ છુ. મારી સેકન્ડ લેંગ્વેજ પર્સ્યન છે, કે જે લેંગ્વેજમા પ્રેમના અજબ કિસ્સાઓ ભરેલા છે અમારા અમદાવાદ શહેરમા મારા જેવી કૉલેજિયન યુવતીઓને પોતાના સ્વાભાવિક મનોવિકારો શાત કરવા માટે ઘણી સારી સગવડો છે, એટલે ત્યા તો જ્યારે ઇચ્છા થાય, ત્યારે મનમર્કટને બે ઘડી આનંદ પમાડી આવુ છુ, પણ આજ ચાર પાચ દિવસથી મુબઇ તથા આ નાસિક નગરીમા હુ અજાણી હોવાને લીધે એવો યોગ નહિ મળી આવવાથી અત્યારે મન અધીરૂં બની ગયુ છે, અને એટલું તો તમે સમજી શકશો કે અહી મારા કૉલેજના લેસનનો બોજો નહિ હોવાથી પીટયુ મન નવરૂં પડયુ પડયુ બીજા ક્યા વિચારો સેવે ? માટે હવે બીજી બધી વાત દુકી કરી જલદી મારી માગણીને આધીન બની

જાઓ, અને તમે માની લીધેલી મોરાલિટી–નીતિની ખોટી માન્ય-તાઓ દૂર કરો.”

“ તમારી આ માગણી શું અંતઃકરણ પૂર્વકની ખરેખરીજ છે ?”

“ ત્યારેશું તમે આ મશ્કરી ધારો છો ? ”

“ હું ગરીબ બ્રાહ્મણ છું, કદાચ તમે મારી પરીક્ષા કરતા હો !”

“ આ વિષયમાં વિનોદ કે પરીક્ષા હોઇ શકેજ નહિ ”

“ ત્યારે તો બ્હેન ! તમે ઘણી નાદાની કરો છો મહા ગંભીર ભૂલ કરો છો. પોતે પાપમાં પડો છો અને મારા જેવા નિર્દોષ આદમીને પાપમાં નાખવાનું અયોગ્ય ભાથું બાંધો છો ધર્મ એક એવો વિષય છે કે જેમાં બુદ્ધિનો સદુપયોગ અથવા દુરુપયોગ માણસ એક વખતજ કરી શકે છે અને દૈવયોગે જો ધર્મની બાબતમાં ભૂલજ થઇ, તો તેને સુધારવાનો પ્રસંગ બહુ કઠીન થઈ પડે છે, એટલે કે તે ભૂલના માઠા પરિણામ જીંદગીભર ભોગવવા પડે છે તમે કેળવાએલા છો, ભણેલા છો, તમારા ભવિષ્યના સુખદુઃખની બહુ ગંભીરતાથી વિચાર કરો. અત્યારે કરેલા કૃત્યનો પાછળથી પસ્તાવો ન થાય એટલું તમારે જોવાનું છે, કેમકે સમય વીતી ગયા પછી કરેલો પસ્તાવો નકામો જાય છે—ગયો વખત ફરી પાછો આવતો નથી

“શાબાશ ! ઠીક યાદ કરાવ્યું “ ગયા વક્ત ફિર હાથ આતા નહિ !” આવો એકાંતના સમય હું વૃથા જવા દઉં, તો મને પોતાનેજ મારી અસાવધતા માટે અફસોસ થાય ! હવે તો રાત થોડી અને વેશ ઝાઝા જેવી વાત છે !

મેરે દિલકી તપીશકા ગૌર કરો,

\+ \+

મેરે દર્દકી ઔર દવાહિ નહિ*

---

* મારા દિલની આગનો વિચાર કરો. મારા દર્દની બીજી દવાજ નથી.

માટે શો જવાબ આપો છો ? જો જો, પાછળથી પસ્તાશો અને આ બદીને સદાને માટે યાદ કરશો ”

“ સરોજિની બ્હેન ! મને માફ કરો. મારાથી અધર્મના માર્ગમા તો પગ નહિજ દેવાય ! હુ પરણેલો છુ મારી સ્ત્રી મારી સાથે છે. હિન્દુ સસારે અગ્નિ અને સૂર્યની સાક્ષીએ આપેલી એ ગરીબ અબળાને મારાથી દગો નહિંજ દેવાય. તમારી ડરામણીથી હુ ડરૂ તેવો નથી મારો ગરીબનો બેલી એક ઇશ્વર છે અને એ ઇશ્વિરને માથે રાખી કહુ છુ કે હજુ પણ તમે તમારી ઓરડીમા ચાલ્યા જશો, તો હુ આ વાત કોઇને કહીશ નહિ ! ”

મારા પતિએ તે છાકટીને આ પ્રમાણે ઘણી ઘણી સમજાવી; પણ તે સમજે તેવી કયા હતી ? તેણે તત્કાળ ‘ અરે અહી કોઈ છે કે ? આ ... ’ એમ બૂમ પાડી બોલવા માંડયું; એટલામાં હુ બારણાને ધક્કો મારી અદર દાખલ થઇ ક્રોધથી મારો ચહેરો લાલચોળ બની ગયો હતો મે મારા પતિને ઉદ્દેશીને કહ્યુ —“તમે જરા પણ ડરશો નહિ. મે બહાર રહીને બધુ સાભળ્યુ છે. આ રાડ કુલટાને હુ પૂરી પડુ એવી છુ. એ ગમે તેટલી બૂમો પાડે, ગમે તેટલો આરોપ મૂકે; પરતુ તમારી શુદ્ધતા માટે હુ તમારીજ સ્ત્રી સાક્ષી તરીકે અહી હાજર છુ. ”

મારા પતિને એટલુ કહી મેં એ ચુડેલ તરફ ફરીને કહેવા માડયુ “ સરોજિની બ્હેન ! ક્રોધના આવેશમા મે તમને સખ્ત શબ્દો કહ્યા છે, પણ મારૂ હૃદય ઉદાર છે હુ કે મારા પતિ આ વાત કોઇને કહેવાના નથી તમે તમારી ઓરડીમા જઇ સુખેથી બેસો, એ તો હોય ! દરેક જણાની ભૂલ થઇ જાય, પણ ભૂલ્યા ત્યાથી ફરીથી ગણીએ તો કોઇક દહાડો ભૂલ સુધરે ”

મને અચાનક આવેલી જોઈ તે તો સ્તબ્ધજ બની ગઇ હતી. તેમા મારા શબ્દો તેને ઘા ઉપર મીઠાના પાટા જેવા લાગ્યા. તે મા-

નભંગ થઈ ગઈ. તેનું હૃદય હતાશ બની ગયું બોલ્યા ચાલ્યા વિના તત્કાળ તે ત્યાંથી દાદરો ઉતરી શહેરમાં ચાલી ગઇ અને પછી હું પણ મારા સ્વામીને મારા એકાએક આવવાનું કારણ જણાવી, ઉતાવળી ઉતાવળી પૈસાનું પાકીટ લઈ પાછી રામકુંડ ઉપર જઇ પહોંચી મને આવવામાં વિલંબ થએલો હોવાથી રામીબાઇ કાંઈ પૂછે તે પહેલાજ મેં કહી નાખ્યું કે " હું તો જતી વખતે ભૂલી પડી ગઇ હતી બાઇ, તેથી મને આટલી વાર થઈ ! " તેમણે તે કારણ ખરૂં માન્યું અને તેથી અમારી વચ્ચે વધારે કાંઇ વાતચીત થઇ નહિ.

હવે મને હૃદયમાં જુદા જુદા પ્રકારની વિચારમાળાઓ ઉપડવા લાગી સરોજિની એક કેળવાએલી સ્ત્રી હોવા છતાં તેનો સ્વભાવ આવો કેમ ? શું હાલની સ્ત્રી કેળવણીનું આ ફળ છે ? અહા, એ સ્વચ્છંદ સ્ત્રીના સાહસની આ કેવી વિચિત્રતા ! એના દુષ્ટ વિકારોના પરિબળની આ કેટલી બધી વિલક્ષણતા ? તે હજુ કુમારિકા છે, છતાં તેનું મન કેટલું બધું ભ્રષ્ટ તથા ચલિત થએલું છે ? ખરેખર, તે આર્ય સ્ત્રીના નામને તથા ગૌરવને કલંકિત કરનારી એક કુલટાજ છે તે ભણી છે, પણ નીતિ વિનાના શુષ્ક ભણતરથી તેને લાભને બદલે હાનીજ થઇ છે ! યોગ્ય વિધિથી આપેલું ઝેર અમૃતનો ગુણ કરે છે અને અયોગ્ય વિધિથી આપેલું અમૃત ઝેરની ગરજ સારે છે ! વિદ્યા અમૃત રૂપ છે, પણ તે જો સ્ત્રીઓના સંબંધમાં અનુચિત રીતે આપવામાં આવે તો ઝેર સમાન બને છે આજકાલ કૉલેજોમાં છોકરા તથા છોડીઓને જે એક સરખું પોપટિયું શિક્ષણ મળે છે, તેને પરિણામેજ સરોજિની જેવી છાકટી છોકરીઓ પાકે છે, એમ હું તો કહું છું. અરે, એ બાઇને ગૃહશિક્ષણ પણ કેવું વિચિત્ર મળ્યું છે ? અયોગ્ય સ્વતંત્રતાને લીધે તેનામાંથી કુલિનતા, વિવેક, મર્યાદા વગેરે સ્ત્રીજાતિના સ્વાભાવિક ગુણોનો લોપ થઇ ગયો છે, અને વિકારોની વિશેષતાએ તેને ભાન ભુલાવી ભ્રમિષ્ટ બનાવી દીધી છે ખરેખર સમય બહુ વિચિત્ર

આવ્યો છે, નહિ તો સીતા, દ્રૌપદી અને અનસુયાની ભૂમિમા આવી વિકારમયી વનિતાનિ હયાની સભવે ? પુરુષ કરતા સ્ત્રીના નેત્રોમા ચાર ગણી લજ્જા રહે છે અને તેથી સ્ત્રી પોતાના મનના દુષ્ટ ભાવો પુરુષ પાસે પ્રકટ કરતા સકોચ પામે છે, પણ જો એક વખત એ લજ્જાનો લોપ થઇ ગયો અને જાણે-અજાણે મર્યાદા મુકાઈ ગઇ, તો પછી એ સ્ત્રી કેટલી હદ સુધી સાહસ કરશે તેનો કાઇ તોલ બાધી શકાતો નથી સ્ત્રીઓના આવા સ્વભાવને લીધેજ કહેવત થઇ ગઇ છે કે ' રહે તો આપથી અને જાય તો સગા બાપથી ' ' સરોજિનીના સાહમ ઉપર મને જે તિરસ્કાર છૂટયો હતો, તે ચાલ્યો ગયો, અને તેની નિર્બળતા માટે મારા મનમા અનુકપા ઉદ્ભવી બિચારી ખરાબ શિક્ષણ, ખરાબ સંગત અને ખરાબ સજોગોને લીધે પોતાના મન ઉપર કાબુ ન રાખી શકી તેમા તેનો શો દોષ ? પાપીઓનો તિરસ્કાર કરવા કરતા તેમની દુર્બળતા માટે દયા ખાવી જોઇએ એવુ મોટા પુરુષનુ વચન મને એકાએક યાદ આવ્યુ અને મે તેના શ્રેયને માટે ઇશ્વરને પ્રાર્થના કરી મારી વિચારમાળા પાછી આગળ લબાત, પણ એટલામા શ્રાદ્ધવિધિ પૂરો થએલો હોવાને લીધે અમારે મુકામ તરફ ચાલવાનુ થયુ અને રામીબાઈ સાથે બીજી ત્રીજી વાતોમા મન ગુથાવાથી મારા વિચારો અટકી ગયા

અમે મુકામ ઉપર આવ્યા મારા પતિનો શાત, નિર્વિકાર ચહેરો જોતા અને આજનુ તેમનુ અશ્રૂતપૂર્વ મનોબળ યાદ આવતા મારા મનમા તેમના માટે દેવ તુલ્ય પૂજ્યભાવ પેદા થયો, કારણકે ' નર ભ્રમર ' કહેવાય છે વિકારમયી વનિતાની પાસે તે પોતાનુ ધર્મબળ ભાગ્યેજ સાચવી શકે છે વિશ્વામિત્ર અને પારાશર જેવા મોટા મોટા ઋષિઓ જ્યા લોભાયા છે ત્યા આજકાલના પુરુષોના શા હિસાબ ? પણ મારા પતિએ આજે એ ઋષિઓ

કરતા પણ અધિક મનોબળ દાખવી મારા હૃદયમાના તેમના તરફના પ્રેમભાવને લાખ ઘણો વધારી દીધો. હુ મને પોતાને ભાગ્યવતી માનવા લાગી. મારા આનદનો સમુદ્ર આજે ઉછળી ગયો આ સસારમા સ્ત્રીને એક પત્નીવ્રત્ત રાખનાર વફાદાર પતિ મળવો એ સ્ત્રીનુ અહોભાગ્ય મનાય છે ઘરનુ ગમે તેટલું દુ ખ હોય-આખા વિશ્વનુ દારિદ્ર્ય સાપડ્યુ હોય, પણ જો શુદ્ધ પ્રેમપરાયણ પાત્ર મળ્યો હોય તો પત્ની એ દુ ખના ઘુટડા સહેલાઈથી ગળે ઉતારી જાય છે સ્ત્રી બધા દુ ખો સહન કરી શકે છે, પણ પતિના વ્યભિચારનુ એક દુ ખ એવુ છે કે જે તેનાથી સહી શકાતું નથી. સદ્દભાગ્યે મારે એવા દુઃખનો અનુભવ કરવો પડ્યો નહોતો, એટલે હુ મને પોતાને સપૂર્ણ સુખિની ગણું તો તેમા શુ આશ્ચર્ય છે ?

અમે તે પછી બે દિવસ નાસિકમા રહ્યા. એ બે દિવસમા ખાસ કાઈ જાણવા જેવો બનાવ બન્યો નહિ મારા પતિએ પણ તેમના પિતાનુ શ્રાદ્ધ સરાવી લીધુ અને તે પછી અમે મુબાઈ આવવા ઉપડ્યા મારા હૃદયની ઉદારતા અને સરલતા જોઈ સરોજિનીના મનનો સકોચ દૂર થઇ ગયો હતો, અને તેના એ સાહસની વાત કોઇ જાણવા પામ્યુ નહોતુ, પરતુ એ બનાવ બન્યા પછી મારા પતિ બહુ સાવધ રહેતા જણાતા હતા. નાસિકરોડ સ્ટેશનથી ટ્રેનમા બેસી અમે દેવલાલી ઉતર્યા અને ત્યા એક દિવસ રોકાઈ મુબઈ આવ્યા અમદાવાદી મહેમાનો આ વખતે મુબઇમા વધારે રહ્યા નહિ. તેઓ તેજ દિવસ સાજના ગુજરાત મેલમા અમદાવાદ ઉપડી ગયા.

મુબઇમા અમે ગાયવાડીમા એક ઓરડી ભાડે રાખી હતી મારા પતિ શેઠને ત્યા નોકરી કરી આવતા અને પછી ઓરડીએ આવી બધો વખત ગાળતા જો કે આ શહેરમા રસોઇનો ધધો કરનારા રસોઇઆઓ બહુધા પોતાની જુદી કોટડીઓ રાખી ખર્ચ વધારવાની તકલીફ લેતા નથી, પણ અમારા સબધમા એમ બની શકે તેવુ નહોતું.

અમને ખર્ચ ઘણું લાગતું હતુ, પણ શુ કરવુ ? શેઠ-શેઠાણીની કૃપા સારી હતી, તેથી પગાર ઉપરાંત દાન-દક્ષિણા નિમિત્તે કાઇને કાઇ મળ્યા કરતું, એટલે અમારૂ ગાડુ ગબડે જતું વળી મારો સ્વભાવ મળતાવડો તથા નમ્ર હોવાથી માળામાની બીજી ઉદાર બાઇઓ વખતો વખત મને મદદ કરતી, છતા કોઈ કોઇ વખત મારા પતિ બહુ મુઝાઇ જતા અને પોતાની ગરીબ હાલત ઉપર રડી પડતા, ત્યારે હુ મારા મનને દઢ બનાવી તેમને ધીરજ આપતી અને આવા દુખના દહાડા કાલે ચાલ્યા જશે એમ કહી સંતોષ પમાડતી. અમે ઘણી કરકસરથી વ્યવહાર નીભાવતા અને દર મહિને ત્રણ ત્રણ રૂપિયા મારી વિધવા સાસુને મનિઓર્ડરથી મોકલી આપતા હુ ઘણી વખત મારા પતિને કહેતી-'નાથ ' આપણા જીવન દુનિયાના દુખોથી ભરપૂર છે, પણ તે તરફ આમ અશ્રુભીનીદષ્ટિ ક્યા સુધી નાખ્યા કરીશુ ? આપણે એકબીજાની ઉપર આધાર રાખતા આશ્વાસન અને શાંતિ પામી શકીએ છીએ તેનાથી અધિક બીજુ કયુ સુખ છે ? બીજુ કયુ સારૂ સ્વર્ગ છે ? કૃષ્ણ અને રાધાના પ્રેમ કરતા પણ આપણો પ્રેમ શ્રેષ્ટ છે. જો લક્ષ્મીજ સુખ આપતી હોય તો સરોજિની જેવી શ્રીમતની કેળવાએલી પુત્રી આમ ઘરઘરના ટુકડા ઉધરાવવામા શામાટે સુખ માને ?' મારા પતિને એ પ્રશ્નથી નાસિકની વાત યાદ આવતી અને તે ખડખડ હસી પડતા. અમે સ્નેહના સૂક્ષ્મ-અપાર્થિવ પ્રદેશમા પછી વિહરતા

અહા, મારો તે સમય કેવો સ્વર્ગીય હતો, પણ ક્રૂર કાળને એ ન ગમ્યુ અમે જે ઓરડીમા રહેતા હતા, તે ભોયતળીએ ગટરની પાસે છેક અધારામા હતી. ધોળે દિવસે દીવો કરીને મારે ગૃહકાર્ય કરવુ પડતું દુર્ગંધનો ત્યા એક મોટો ભડારજ હતો મને ઘણીવાર માથુ ચડી આવતું, પણ શુ કરવુ ? જો એવા સ્થળમાએ મારૂ સુખસૌભાગ્ય અખડ ટકી રહ્યુ હોત તો હું એ સ્થાનને સ્વર્ગ કરતા પણ અધિક સુખવાળુ માનત, પરતુ દુર્દૈવે મને થોડાજ દિવસમા

અનાથ કરી દીધી મારા સ્વામીને એક દિવસ તાવ ચડયો અને ચાર દિવસ ગોકળદાસ તેજપાલની હૉસ્પિટાલમા બિમાર રહી તે સ્વર્ગે સિધાવી ગયા. મારા ઉપર દુ ખનો ડુંગર ઢળી પડયો મને એ વખતે આઠમો મહિનો જતો હતો, એટલે મેં હૃદયને કઠણ બનાવી એ પ્રસ-ગનો કડવો ઘુટડો હિમતથી ગળે ઉતાર્યો મારા પતિની ઉત્તરક્રિયાનો ખર્ચ તેમના ઉદાર શેઠે આપ્યો અને મારી સુવાવડના સમયની વ્ય-વસ્થા તેમણે એક ધર્માદા દવાખાનામા કરી આપી મુબઇમા સખી ગૃહસ્થો તરફની આવી વ્યવસ્થા ન હોતતો મારા જેવી અનાથિનીની શી દશા થાત, તે હું કહી શક્તી નથી મે આ વખતે પૂરા દિવસે એક બાળકને જન્મ આપ્યો અને તેજ આ મારી લાડક્વાઇ સુશીલા કે જેને આજ હું નિરાધાર હાલતમા પ્રભુને ખોળે મૂકીને મારી કર-ણીનો જવાબ આપવા પરલોકમા ચાલી જાઉં છુ

ઉપરાઉપરની કસુવાવડોથી મારૂ શરીર છેક શિથિલ તો થઇજ ગયુ હતુ, તેમા વળી નિર્ધનતાની, વૈધવ્યની, ખરાબ હવાપાણીની અને નિરાધાર હાલતની ચિતાએ મને થોડાજ વખતમા મોતને બિછાને નાખી દીધી મારૂ શરીર વધારે બગડવા લાગ્યુ અને દિવસે દિવસે તે એટલુ બગડતુ ગયુ કે અત્યારે મારી ત્રણ માસની સુશીલાને હું આ દુનિયામા એકલી મૂકી મારા સ્વામીને મળવા સ્વર્ગમા ચાલી જાઉં છુ આ સસારની પિડામાથી હું આજ છૂટુ છુ, પણ મારી કન્યાનુ શુ થશે, એ ચિતાનો ભાર મારા હૃદય ઉપરથી ખસતો નથી ! આ દેશમા મારા જેવી અનાથ અબળાઓ માટે કે નિરાધાર બાળકો માટે સારા, પુરતા આશ્રમોની વ્યવસ્થા નથી એ એક ખેદની વાત છે. હુ જાણુ છુ કે નિરાધારનો એક આધાર ઇશ્વર છે અને તે મારી કન્યાની રક્ષાનો રસ્તો ખોળી કાઢશે, પણ એક માતા તરીકે ત્રણ માસની નિરાધાર બાળકીને આ દુનિયામા છોડી જતા કેટલુ દુ ખ થતું હશે તે માત્ર અનુભવીજ જાણી શકશે આ બાળા દૈવની કૃપાથી જો મોટી થશે તો તેને પોતાના ખરા માબાપ ખોળવાની જીજ્ઞાસા

થશે અને તે વખતે આ મારી જીવનનોધ તેને ઉપયોગી થઇ પડશે આ દેશનો ભૂતકાળ દુનિયાના ઇતિહાસમા ઘણો ઉજળો છે, પણ તેના ખડેરોથી સતોષ માની બેસી રહેવુ તેને યોગ્ય નથી. એ ભૂતકાળ ઉપર વહેમ, અધપરપરા અને અજ્ઞાનતાના પડ ચડી ગયા છે અને એક જાતનો બીહામણો અધકાર ફેલાઇ ગયો છે જો મનુષ્ય-જીવન પવિત્ર મનાતુ હોય તો તેના દરેક યુગમા નવુ જીવન જન્મવુ જોઇએ અને રૂઢીઓમા ફેરફાર થવો જોઇએ વ્યક્તિની પેઠે સમાજને પણ નવો જન્મ લેવા સારૂ મરવાની જરૂર છે. જે સમાજને આત્મા છે, તે સમાજને તો હમેશ નવીનપણુ પ્રાપ્ત થવુજ જોઇએ. જો નિત્ય નિત્ય નવાપણુ ન હોય તો તેને મરવુજ પડે, કારણકે વિષ્ણુભગવાન્ પણ યુગે યુગે અવતાર લે છે, તો પછી દરેક સમાજે યુગે યુગે જૂના વહેમો અને અનિષ્ટ રૂઢીઓ ત્યજી દેવી એ ખાસ દેશોદયને માટે જરૂરનું છે. હુ આ મારૂ જૂનું શરીર છોડી નવુ ધારણ કરવાની તૈયારી કરી રહી છુ અને સમાજને પણ એવીજ ભલામણ કરતી જાઉ છુ આ કન્યાને ઇશ્વર જો લાબુ આયુષ્ય અને અનુકુળ સજોગો આપે, તો એક માતા તરીકે હું તેને છેલ્લી આજ્ઞા કરતી જાઉં છુ કે તે આ દેશની સ્ત્રીઓના લાભ સારૂ કાઇક હિલચાલ કરી રૂઢીઓના મૂળ ઉખેડવાનો પ્રયાસ કરે બસ, આથી વધારે મારે કાંઈ લખવાનું નથી યમના દૂત નજીક આવતા જાય છે, એટલે હવે તો હરિ ૐ

\+ \+ \+ \+

થયુ આ સસારની એક દિવ્ય ફૂલની કળી સપૂર્ણ ખીલ્યા પહેલાજ સ્વર્ગે સિધાવી ગઇ ' ગરિબ બિચારી કમળા '—એનુ નામ કમળા હતુ **જીંદગીના વમળમાં** એને સુખ કે સતોષ લાધ્યા નહિ એની સરલતા—સાધુતા સુજનતા આદર્શ સન્નારીરૂપજ હતી. અમે બન્ને —

> શિશુવય વિષે સાથે ખેલ્યા, વસ્યા પણ સગમા,
> તરૂણવયમા વિદ્યા પામ્યા, વળી સહવાસમા,

મિઠી સરલતા બ્હેની! ત્હારા સ્વભાવ વિષે શી, હા!
અરર! સખી! હૈયુ ફાટે યદિ સ્મરૂ સર્વ આ!

હું નાની હતી અને અમદાવાદ મગનભાઈની કન્યાશાળામા ભણુવા જતી, ત્યારથી મને કમળાને મળવાનો લાભ થતો એ વખતથીજ તેનો હસમુખો ચહેરો, મીલનસાર પ્રકૃતિ અને આનદી સ્વભાવ વગેરેની મારા મન ઉપર ઊંડી છાપ પડી હતી. જોકે તે વખતે એ બ્હેન નાની હતી, છતા તેનામા પીઢ બૈરીના જેવી ગભીરતા નજરે પડતી હતી

એણે નાની ઉમ્મરે સસાર માડયો હતો પણ પોતાનું ગૃહકાર્ય એવી સારી રીતે ઉપાડી લીધુ હતું કે કેટલીક વ્યાવહારિક બાબતોમા મોટી ઉમ્મરની બાઇડીઓ પણ તેની સલાહ લેતી હતી તેનું શરીર બાળપણથી અશક્ત અને નિર્બળ હતું, એનો ગૃહસ્થાશ્રમ દરિદ્ર અને કગાલ હતો, છતા એના મોઢા ઉપર એ બાબતની ઉદાસિનતા કદી જણાતી નહિ અહી મુબઇમા આવ્યા પછી એ સબધી એક દિવસ મારે તેની સાથે વાત નીકળી હતી ત્યારે તેણે કહ્યુ હતું કે—

'લક્ષ્મી બ્હેન! પૈસોજ માણસનો મુખ્ય દુશ્મન છે પૈસાને લીધેજ જગતના મોટા પાપ પેદા થાય છે જો મન એકવાર પૈસો મારો પરમેશ્વર કરતા શીખી ગયુ, તો તે અવશ્ય તેને નીચામાર્ગે ધકેલી દે છે પૈસાથી આત્માને ઉચ્ચ બનાવી શકાતો નથી કે જીવન ખરિદી શકાતું નથી જો મારૂ સૌભાગ્ય અખડ છે—મારા સ્વામી હયાત છે, તો તે મારે લાખો રૂપિયા છે અને જો એ ઓછુ થયુ તો કુબેરભડારીના જેટલી મિલ્કત હોય તોયપણ શા કામની છે? પ્રભુ અમારા મન અને શરીર સારા રાખશે તો તેનાથી લાખો રૂપયા વધારે નથી!'

અહા, કેવા એ બ્હેનના પવિત્ર વિચારો! કેવી એના હૃદયની ઉચ્ચ ભાવના! કેવુ એનુ અજબ મનોબળ! દુનિયામા એવા દઢમનના માણસો બહુ ઓછા હોય છે. જગત્ તે ભાગ્યેજ જાણુવા પામે છે શ્રીમતોને ગરીબોના દુખોની કલ્પના થતી નથી, કારણકે જેમણે મહાસાગર

જોયો ન હોય તેમને તેના તોફાની વમળોનું ભાન ક્યાથી હોય ? આ દેશની સ્ત્રીઓના જીવન બહુધા નિરસ છે મારા દિયર મને એક દિવસ કહેતા હતા 'કે અહી કૌમારનો રસ નથી અને કામારનુ કાવ્ય પણ નથી બાલિકા તરતજ પત્નીમા રૂપાન્તર પામે છે સને ૧૮૯૦ મા બાળપત્ની ફૂલમણીદાસીનુ કરુણાજનક રીતે મૃત્યુ થયુ તે પછી ઘણા સુધારકોનુ એ બાબત તરફ લક્ષ્ય દોરાયુ હતું, પણ હજુ એ રિવાજના મૂળ ઉખડયા નથી '

સ્વ બ્હેન કમળાએ પોતાની ઉપરની જીવનનોધમા આ દેશની બાળપત્નીઓની સખ્યા એક કરોડની લખી છે આ સખ્યામાની ૧૩૨૧૨ પત્નીઓના ઉમ્મર એક વર્ષ અને તેની અદરની છે ! આવી બાળપત્નીઓ બાળમાતાઓ બની દેશના ઓલાદમા નિસત્ત્વતા સિવાય બાજુ શુ લાવી શકે તેમ છે ? પ્રજામા જે નિર્વીર્યતા અને નિસ્તેજપણુ જણાય છે, તેનુ ખરૂ અને મુખ્ય કારણ બાળલગ્નજ છે બાળવિવાહના પક્ષપાતી કહે છે કે ઋતુમતી યુવતીનો વિવાહ શાસ્ત્રનિષિદ્ધ છે અને આ દેશમા તે કદી નહોતો, પણ એ વખતે જે મત્રોથી વિવાહસસ્કાર કરાવવામા આવતા હતા, તે મત્રો ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે પ્રાચીન સમયમા સ્ત્રી અને પુરુષ વિવાહ વખતે યુવતી અને યુવકજ હતા—નહિ કે બાળક અને બાલિકા ! સ્ત્રી તથા પુરુષમા તરુણપણુ આવ્યા વિના તેમનો સબધ જોડાતો નહોતો પવિત્ર વિવાહસસ્કાર એ વખતે બચ્ચાઓને માટે નિર્માણ થતો નહોતો સ્વયવરનો રિવાજ એ વાતની સાક્ષી પૂરે છે દેશમા જ્યાસુધી બાળલગ્નનો બૂરો રિવાજ દાખલ થયો નહોતો, ત્યાસુધી લીલાલ્હેર હતી, પણ જ્યારથી આ નિધ રિવાજ દાખલ થયો ત્યારથી અધોગતિનો આરભ થયો છે અને જીવનશક્તિનો લોપ થતો ચાલ્યો છે. બાળલગ્નથી દેશની માતૃશક્તિની દુર્ગતિ થઇ છે વૈદિક સમયના અત્યુત્તમ રિવાજો નાશ પામ્યા છે અને ભારતની પુણ્યમય પવિત્રભૂમિ એ રૂઢીની ભય કરતાથી અપવિત્ર બની રહી છે. જે વિવાહથી સમાજ અને દેશની ઉત્કર્ષાવસ્થા ન થાય, તથા

દપતીનુ, ભાવીસતતિનુ અને દેશનુ કલ્યાણ ન થાય તે વિવાહ સમાજને માટે હિતદાયક થઈ શકતો નથી આ દેશમા અત્યારે આખ ઉચી કરીને જોઇએ તો સમાજના હિતને લક્ષ્યમા રાખીને કયા માબાપ પોતાના બાળકોના લગ્ન કરે છે? કેટલાક અજ્ઞાન માબાપો તો બાળકોના લગ્ન વખતે પરણનાર જોડાનુ પણ હિત વિચારતા નથી ! એક પાચ વર્ષની છોકરીના લગ્ન વખતે કોઈ સુધારક તરફથી એવા લગનની પાછળ રહેલા અનિષ્ટ પરિણામની સૂચના કરવામા આવી, ત્યારે તે છોકરીની માતાએ જવાબ આપ્યો કે 'મારી દીકરી વિધવાજ જન્મી હોત તો હુ શુ કરત ?' આ પ્રશ્ન મૂર્ખતા ભરેલો હોવા સાથે સ્ત્રીઓની અ-જ્ઞાનતા અને જન્મથીજ પરાધીનતા સૂચવે છે, કારણકે આ દેશમા—

> નરજાત સુખી હશે અહી કદી મ્હાલતી સ્વચ્છદથી,
> પણ નારીને રોવા વિના, નહિ કર્મમા બીજુ કઈ
>
> —ગોવર્ધનરામ

આ સસાર એક સુન્દર રમુજી રમકડાઓની દુકાન છે અને કાળ એક વહેતી ધારા છે મૂર્ખ માણસો રમકડાઓથી પ્રસન્ન થાય છે અને આડબરોમા આનદ માને છે સત્યજ્ઞાન એ બન્નેથી દૂરની વસ્તુ છે. જ્યાસુધી સમાજમા સત્યજ્ઞાનનો પ્રચાર નથી થતો, ત્યાસુધી અધારા ઉલેચવાના રહે છે ઇતિહાસ ઉપરથી જણાય છે કે વૈદિક સમયમા સ્ત્રીઓની આજના જેવી અધોગતિ નહોતી આજ અમને શૂદ્ર ગણી માનસિક તથા ધાર્મિક ઉન્નતિથી વચિત રાખવામા આવે છે સ્થળે સ્થળે અમારા માટે અયોગ્ય ટીકાઓ થાય છે અમને નરકનુ સ્થાન માનવામા આવે છે અને સમાજ તથા સાહિત્યમા અમારી ઉપેક્ષા કરાય છે કન્યાઓનો કેટલેક ઠેકાણે જન્મથીજ તિરસ્કાર છે અજ્ઞાન માબાપો કન્યાનો જન્મ થયો ત્યારથીજ 'છોડી પરાયુ ધન છે' એમ કહી તેના તરફ બેદરકાર રહે છે પુત્રના જન્મ વખતે આનદ-ઉત્સવ થઇ સાકરો વહેચાય છે, ત્યારે કન્યાના જન્મ વખતે ઘરના માણસો

મો ફેરવી દિલગીરી દર્શાવે છે વળી જનેતાએ જાણે કન્યાને જન્મ આપી જગતનું કાઇ અહિત કર્યું હોય તેમ તેનાઉપર પણ માણસો અપ્રીતિ દેખાડે છે, અને સુવાવડમા જોઇએ તેવી માવજત રાખતા નથી દરેકને પુત્રનીજ ઇચ્છા થાય છે, પણ તેઓ સમજતા નથી કે સૃષ્ટિમા જો સહુને ઘેર છોકરાઓજ આવે તો સસાર ચાલી શકે નહિ સૃષ્ટિક્રમમા જેટલી જરૂર પુત્રની છે, તેટલીજ જરૂર પુત્રીની છે. પુત્ર કેળવાયાથી એક વ્યક્તિને લાભ થાય છે, પરતુ પુત્રી કેળવાયાથી અનેક વ્યકિતઓને લાભ થાય છે અજ્ઞાન માબાપો એ સમજતા નથી અને ' દીકરીની માટીને શા ઝટકા પડનાર છે ' એમ કહી તેને ઉછેરવામા બેદરકારી રાખે છે બિચારી બાળાને સમજણ આવતાજ પોતાની તરફનો સર્વનો તિરસ્કાર જોઈ પોતાની હલકી માટીનુ ભાન થાય છે, અને તેથી તે માબાપની પાસે પુત્રના જેટલા લાડકોડ કરતી નથી તે ઇચ્છિત વસ્તુઓ માગતા અચકાય છે માબાપ તેના ખાવા પીવામા, લુગડાલત્તામા કે તેના શરીરના સરક્ષણના કામમા પૂરતું લક્ષ આપતા નથી ટાઢુશીળુ અનાજ હોય તે કન્યાને ભાગે આવે છે લુગડા પણ ફાટેલા ને અધુરા મળે છે ઋતુ પ્રમાણે ખોરાક કે કપડા નહિ મળવાથી જો તે માદી પડે, તો તેની સારવાર પણ સારી થતી નથી આર્ય બાળાઓ બહુ સહનશીલતાવાળી હોવાથી બાળપણથીજ સઘળુ ગળી જતા શીખે છે માતા ઘરનુ તમામ કામ કન્યા પાસે કરાવે છે દળવુ, ખાડવુ, વાસણ માજવા, પાણીના બેડા ઉંચકવા, છાણના ને વાસીદાના ટોપલા વહેવા વગેરે બધુ મહેનતનુ કામ કન્યાઓ કરે છે. ખાવામા પણ પુત્ર-પુત્રીના ખોરાકમા મોટો તફાવત રખાય છે. ઘી-દૂધ જેવા પૌષ્ટિક પદાર્થો પુત્રીઓને પૂરતા મળતા નથી. અને અવિશ્રાંત શ્રમ તો કરવો પડે છે પરિણામે બાળપણથીજ કન્યાઓનો બાધો નબળો રહે છે માતા ભણેલી ન હોય, એટલે તેને ભણતરનો લાભ તો ક્યાથીજ મળી શકે ? આખો દિવસ માતા તેને ઘરના કામમા ગોંધી રાખે છે. અને જો કોઇ તેને કન્યાને ભણાવવાનુ કહે, તો તરત

તે બબડી ઉઠે છે કે—'છોકરીને ભણાવીને શું મોટી મહેતી કે મડમ બનાવવી છે? પાટીપર ધૂળ નાહ નાખે તો શાસતરમા શી ખોટ પડી જશે'' આ પ્રમાણે બોલી કહેવા આવનારની સાથે લડે છે કન્યાઓને ગૃહકાર્ય શીખવવા આવશ્યક છે, પણ ફુરસદના વખતમા તેમની ભાવી જીવનયાત્રા સુખાવહ થાય એટલા માટે યથાશક્તિ ભણા-વવાની પણ જરૂર છે આપણી કન્યાઓ નવરાશનો વખત ઢીંગલા ઢોગલાના રમતામા, અશ્લલ ગીતો ગાવામા, રડતા કુટતા શીખનામા અને બીજી એવા એવા દુર્ગુણપોષક નિરંકુશ બાબતોમા ગુમાન છે અને બાળપણમા પનારે પડેલા સસારનો આશાવેલને તેમની માતાઓ નિર્માલ્ય કરી દે છે

હુ આજ આ વાત એટલા માટે લખુ છુ કે મને ઉપરની સઘળી વાતનો સાક્ષાત્ અનુભવ થએલો છ મારા પિતાને મારી અગાઉ ચાર 'પથરાઓ' બબ્બે વરસને અતરે સાપડેલા છે તે પછી મને એમના ઘરમા પાચમા 'પત્થર' તરીકે જન્મવાનુ ભાગ્ય પ્રાપ્ત થયુ છે હુ જન્મી એ વખતથીજ સાની મારા ઉપર અવકૃપા ઉતરી છે હિન્દુ કન્યાને ઉછેરવાના ઉપર જણાવેલા સામાન્ય નિયમ પ્રમાણે હુ દશ વર્ષની થઇ ત્યાસુધી એક અક્ષર પણ ભણી શકી નહોતી તે પછી મને નિશાળે બેસાડવામા આવી હતી, પરતુ તે પણ ત્યા મળતા છીંટ, મોળીઆ, સ્કોલરશિપ વગેરે ઇનામાની લાલચજ જેમ તેમ કરી હુ બે ત્રણ ચોપડી શીખી, પરતુ એટલામા તો મારા લગ્નની વાત ચાલી અને પદર દિવસની અદરજ એક આઠ વર્ષના બાળપતિ સાથે મને મગળફેરા ફેરવી દીધો! મને મારાથી બે વર્ષ નાની ઉમ્મરના પતિ સાથે પરણાવવામા આવી, ત્યારે કેટલાક ડાહ્યા માણસો મારી બાને ઠપકો આપવા આવ્યા હતા, તે વેળા મારી બા તેમને જવાબ આપતી હતી કે—'એ જમાઇ ગમે તેવો નાનો છે, તોપણ મુછ તો એનેજ આવશે'

થયુ. ભવિષ્યમા આવનાર મુછમાજ મરદાનગીની કલ્પના

કરી મને પરણાવી દીધી મારા પતિ એ વખતે ગુજરાતી બીજી ચોપડી ભણતા હતા હુ બે ત્રણ વર્ષ આણા વળી એટલામા તેઓ પાચ ધોરણ સુધી પહોચ્યા, પણ પછી તેમનો અભ્યાસ અટકી પડયો તેમના ભાઇ-ભાડુઓમા તેઓ મોટા હતા. તેમના પિતાની વૃદ્ધાવસ્થામા તેઓ એમને સાપડયા હતા, એટલે બધો આધાર તેમના ઉપર હતો, છતા લ્હાવો લેવાની ખાતર એમના પિતાએ એમને વિદ્યાદેવીના પ્રેમથી દૂર કરી ગૃહિણીદેવીને આધીન કર્યા ' તેમના અભ્યાસમા ખલેલ પડી અને " આવી ઘેર પ્રિયા હવે અમે ભણશુ ભવ પેને ખરે ' " એ પદ્યકડી પ્રમાણે ભણતર દૂર મૂકી તેઓ ધધે વળગવાનો વિચાર કરવા લાગ્યા

બાળલગ્નને લીધે તેમના શરીરનો બાધો પ્રથમથીજ ઘણો અશક્ત નીવડયો. તેમા વળી તેમના કુમળા મગજ ઉપર ચિતાનો બોજો પડયો દિવસે દિવસે શરીરમાથી શક્તિ ઘટતી જતી જણાવા લાગી. અને ગરીબ સ્થિતિ હોવાથી સારા પૌષ્ટિક ખોરાક તથા ઔષધોપચારની ખામિને લીધે તેઓ અકાળે અસાધ્ય રોગનો ભોગ બનવા લાગ્યા. બાળવયમા પતિ અને પિતા બનેલા પુરુષો કદી પણ સશક્ત થયા સાભળ્યા છે ? તેમના ચહેરા હમેશ સુસ્ત અને કરમાએલા રહે છે તેમનુ શારીરિક બળ ઓછુ અને બુદ્ધિબળ મદ હોય છે. તેઓ કોઇપણ જાતનુ સાહસ ખેડી શકતા નથી તે પોતાના જેવા નિર્માલ્ય પાચ સાત જીવો પેદા કરી આ સૃષ્ટિને ભારરૂપ થવા સિવાય અધિક કાઇ પુરુષાર્થ કરી શકતા નથી. તેમની કાચી ઉમ્મરમા થએલા સતાન બહુધા જીવ-તાજ નથી, અને જો કદી જીવે છે તો તે મરવાની આળસેજ જીવે છે.

બીજા દેશો કરતા હિન્દુસ્થાનમાં જન્મ અને મૃત્યુની સખ્યા વધારે છે. બાળ માતા પિતાના સતાનો જલદી મરણ પામે છે, એ એક નગ્ન સત્ય છે એટલા માટે પોતે અશક્ત બનવુ અને અશક્ત, અલ્પાયુષી બાળકો પેદા કરવા એ ઘોર પાપછે. મે એક ઠેકાણે વાચ્યુ છે કે ભારતના કમભાગ્યે

તેના બાળકોના મરણનુ પ્રમાણ અનુકંપા ઉપજાવે તેવુ છે. ગણુત-રીથી સ્પષ્ટ થયુ છે કે પ્રતિવર્ષ દર હજાર છોકરાના જન્મે ૨૦૫ મરણ થાય છે પાચ વર્ષની અંદરનાનુ મૃત્યુનું પ્રમાણ દર હજારે ૩૬૯ છે એટલે કે બાળકોના જન્મનો ત્રીજો ભાગ કાળના મુખમા જઇને દરવર્ષે પડે છે। બિચારી હિન્દી સ્ત્રીઓ યંત્રની પેઠે બાળકો પ્રસવે, પત્થર એટલા દેવ કરી, અનેક કષ્ટોના અનુભવે તેમને ઉછરે અને તે પાછળ પોતાનુ મોઘુ જીવન લગભગ અંતુ કરી નાખે, છતા પાચ વર્ષના તે બાળકો થાય ત્યાતો તેમાનો ત્રીજો ભાગ મરણ શરણ થઈ જાય. આ બોના ગરીબ ભારતની કેટલી દીનતા દેખાડે છે?

પણ હું અહિ આ વિષયની વિશેષ ચર્ચા સમાજસેવકો માટે રાખી મારા જીવનની કથામાજ આગળ વધીશ બાલ્યાવસ્થામા સંસારની જંજાળ વળગવાથી મારા પતિ ઉચ્ચાભિલાષી થઈ શકયા નહોતા. અધુરામા પુરૂ હમણા ઘરમા રોજ કલહ કંકાસ થતો હતો, એટલે તેમનુ ચિત્ત ઉદ્વેગમા રહેતું હતુ હુ ઘરમા બધાની સાથે સારૂ રાખવાનો અને સૌને ખુશી રાખવાનો ઘણોયે પ્રયત્ન કરતી, પણ તેમા બહુધા નિષ્ફળજ જતી મારી સાસુ કાચા કાનના અને વહેમીલા હતા, એટલે ઇર્ષ્યાળુ પાડોશણો પાસેથી ઇર્ષ્યાને લીધે જરા મારી વિરૂદ્ધનો પવન મળતા, ઘરમા 'કાગનો વાઘ' કરી મૂકતા શરૂઆત કંકાસના છમકલાઓથી થતી અને ધીમે ધીમે તેમાથી મોટા તોફાનો ઉઠતા.

મારા સાસરાનો પરિવાર સાધારણ રીતે ઠીક હતો મારા વચેટ દિયર શિવપ્રસાદનુ લગ્ન પણ તેમની નાની ઉંમરમા કરેલુ હતુ તેમની સ્ત્રીનુ નામ યમુના હતુ, પણ લગ્ન થયા પછી કન્યાનું પીયરનુ નામ બદલી સાસરામા જુદુ નામ પાડવાનો અમારામા ચાલ હોવાથી અમે સૌ તેને સરસ્વતી કહી બોલાવતા હતા તે શ્રીમંતની કન્યા હોવા સાથે ઉદ્ધત અને હઠીલા સ્વભાવની સ્ત્રી હતી. મારી સાસુ સાથે તેને પણ હમેશ તકરાર થતી હતી. તેના પતિનો સ્વભાવ

કાઇક વિલક્ષણ હતો. બન્ને ધણીધણીઆણી સરખા સ્વભાવના હતા, અને તેથી એ સરખે સરખી જોડીને ઠીક મળતી રાશી આવતી હતી મારા નાના દિયરનું નામ કૃષ્ણલાલ છે તેઓ બાળપણુથી બહુ હોશિયાર અને કુશાગ્ર બુદ્ધિના છે તેમનો સ્વભાવ વિનયશીલ અને મળતાવડો છે તેઓ ઘણુા સદ્‌ગુણી છે બાળપણુમા તે પોતાના મોહક સૌન્દર્યને લીધે સર્વની પ્રીતિનુ પાત્ર થઇ પડયા હતા ખાસ કરીને એમના ઉપર એમના મોટાભાઇનો અપાર પ્રેમ હતો. શાળામા જવા માડયા પછી તે પોતાના વર્ગમા હમેશ પહેલો નબર રાખતા. જુદા જુદા ઉપયોગી વિષયો શીખવાની તેમને બહુ હોશ હતી તે જો કે મારા કરતા નાના છે, પણુ સાહિત્યવિષયક શોખ મને એમણેજ લગાડયો છે મારા માબાપને ત્યા હુ થોડુ વાચતા લખતા શીખી હતી, પણુ પાછળથી કવિતા, નિબધ, વાર્તા વગેરે ઉત્તમ પ્રકારે વાચવાનુ તથા લખવાનુ હુ મુબઇમા આવ્યા પછી એમના સહવાસને લીધેજ શીખી

બાળપણુમા મારૂ શરીર સારૂ રહેતુ, પણુ સાસરે આવ્યા પછી તે બગડવા લાગ્યુ કમર અને વાસો ફાટવા માડયા મને લખતા લજ્જા આવે છે, પણુ સ્ત્રીપુરુષના યોગમા જે મર્યાદા અને સયમની જરૂર છે, તે જરૂરની ખામિને લીધે અમારૂ બન્નેનુ આરોગ્ય કથળવા માડયુ. દિવસે દિવસે મારા શરીરમાથી શક્તિ ઘટતી હોય એમ મને લાગતુ હુ આખો દિવસ ઉદાસ રહેતી, છતા મારા સાસરામા આનદ હતો. કારણુ કે મને સારા દહાડા દેખાયા હતા

હુ સોળમે વર્ષે સગર્ભા થઇ મારા સસરાજીને એથી બહુ આનદ થયો. મારા પતિની ઉમ્મર એ વખતે ચૌદ વર્ષની હતી તેઓ હજુ બાળક જેવાજ લાગતા હતા હુ એથી બહુ લજવાઇ મરતી હતી, પણુ શુ કરૂ ? મારૂ શરીર દિવસે દિવસે ખીલતુ જતું હતુ અને ગર્ભ રહ્યા પછી મારા રૂપરગમા ઓર વૃદ્ધિ થઇ હતી. હુ એક મોટી પીઢ બૈરી જેવીજ જણાતી હ ી. મારા પતિ

મારી આગળ ઉભા રહ્યા હોય તો કોઈ એમ ન કહી શકે કે હું તેમની સ્ત્રી થતી હોઈશ ! અર્થાત્ અમારા શરીરો જોતા બન્નેની ઉમ્મરમા મોટો તફાવત જણાતો હતો, પરતુ અમારા હૃદયોમા પ્રભુકૃપાએ એવો તફાવત પડયો નહોતો. મારા પાત મને ઘણુ ચહાતા હતા. અને હુ પણુ તેમને ઇશ્વરતુલ્યજ માનતી હતી અમારી વચ્ચે નિષ્કપટ દૈવી પ્રેમ હતો પ્રભુએ એ પ્રેમના ચિહ્ન તરીકે જ્યારે મને પહેલી બાળકી આપી, ત્યારે મારૂ માતૃહૃદય વાત્સલ્યભાવથી ભરાઈ ઉઠયુ હતુ, પરતુ મારા પતિના હૃદયમા એ વખતથી એક નવી પીડા જન્મી હતી તેમને તત્કાળ એ ચિંતાને લીધે એક વેપારીને ત્યા વાર્ષિક સાઠ રૂપિયાના પગારથી નોકરી લેવી પડી. અને સવારના સાતથી રાતના નવ સુધીની હમેશની ગુલામી તેમણે સ્વીકારી લીધી. તેઓ ઝાઝુ ભણ્યા નહોતા, પરતુ એટલા ટુકા પગારની નોકરીથી પણ મને તો એ વખતે આનદજ થયો, કારણકે હવે મારા પતિ કોઇ રખડતા વિદ્યાર્થી નહોતા, પણુ એક વ્યાપારીલાઇનના નોકર થયા હતા અને બાળકના બાપ બનવાનુ નસીબમા આવેલુ હોવાથી કમાણી કરવાના વિચારો તેમને વધવા લાગ્યા હતા.

તેમણે એક વરસ ત્યા નોકરી કરી તે પછી અમારા એક દૂરના સગા સાથે તે મુબઈ આવ્યા મુબઈ એક એવુ શહેર છે કે જેમા સર્વને સ્થાન મળે છે મારા સ્વામીને પ્રથમ કાપડ મારકીટમા અને પછી બદર ઉપર નોકરી મળી ગઇ તેઓ મુબઇથી દરમહિને પાચ પાચ રૂપિયા બચાવીને ઘેર મોકલતા હતા, છતા ઘરમા એટલો બધો કકાસ થતો હતો કે મારૂ તેથી દરરોજ શેર શેર લોહી બળી જતુ હતુ. વાતવાતમા મારી સાસુ મને ઉતારી પાડતા હતા અને ઘરમાથી મને દૂર કરવા માગતા હતા મારો વાક કહુ તો એટલોજ હતો કે મારા સ્વામી કદી કદી મારી ઉપર ખાનગી પત્રો લખતા હતા. હિન્દુ અવિભક્ત કુટુબમા પરદેશ ગએલા પતિએ પોતાના માતા-

પિતા, ભાભાભાડુ વગેરેની હાજરીમા પત્ની ઉપર પત્રો લખવા એ એક પત્નીનો ઘોર અપરાધ મનાય છે મારે એ અપરાધની કેટલી ભયકર શિક્ષા વેઠવી પડી હતી, તે અહી હુ નથી લખતી, કારણકે એ વાત લખવાથી મારા સાસુ સસરાની, દિયર દેરાણીની, અને મારી નાની નણદની કેટલીક કુટિલતા મારે વર્ણવવી પડે અને તે મને નથી ગમતુ હુ થોડા મહિના પછી મારી બાળ અનુને લઈ મુબઇ આવી મારી એ બાળાનુ નામ અનસુયા છે, પણ હુ તેને અનુ કહીનેજ બોલાવુ છુ

મુંબઈમા આવ્યા પછી શરૂઆતમા મને ઘણી અગવડ પડી. અમે પ્રથમ જૂની હનુમાનગલીમા રહેતા હતાં. અમારી એ એકખડની અધારી ઓરડીનું ભાડુ માસિક આઠ રૂપિયા હતું. મારા સ્વામીના વીસ રૂપરડીના પગાર ઉપર એ ઓરડી નભતી નહોતી, પણ હું ઘર-વીશી ચલાવતી હતી. મુબઇમા એવી ખાનગી ઘરવીશીઓ ગરીબ એકલદોકલ ટુકા પગારના પુરુષોને બહુ ઉપયોગી થઇ પડે છે મારે ત્યા અમારીજ નાતના સાત જણાઓ નિયમિત જમતા હતા. તે સૌનો સરસામાન અમારી ઓરડીમા રહેતો હતો ઓરડી, એ સાત તથા મારા પતિ મળીને આઠ જણાની સહીઆરી હતી ઘરખર્ચની પણ આઠભાગે વહેચણી થતી અમે જમનારા કુલ્લ નવ માણસ હતા—આઠ પુરુષો અને એક હું. પણ મારૂ ખર્ચ તેઓ હિસાબમા ગણતા નહિ હું સૌને બે વખત રાધી જમાડતી પાણી ભરવા અને વાસણ માજવા માટે એક ઘાટી રાખ્યો હતો, કારણકે મારે નાનું છોકરૂ, અને નવદસ માણસની રસોઈ કરવાની, એટલે બધા કામમા પહોચી વળાતું નહોતું, છતા બપોરના કોઇ વખત ફુરસદ મળતી, ત્યારે પાડોશણોની ચોળીઓ—કબજાઓ સીવી આપી બે પૈસા મેળ-વતી હતી મહિને દહાડે હુ તથા મારા પતિ મળીને બાર–તેર રૂપિયા ખર્ચ કાઢતા ખુશીથી બચાવી શકતા હતા જો કે મને એવા પૈસા બચાવવામા ઘણી મુસીબત પડતી હતા—ખાસ કરીને પુરુષોની વચ્ચે

કામ કરવામા ઘણી અગવડ પડતી હતી, પણ ગરીબી એક એવી ચીજ છે કે તેને સર્વ કાંઈ કરવુ પડે છે.

ઉનાળામા તો અમારે ત્યા જમનારા એ બધા આદમીઓ માર્કીટમા પોતાના શેઠની દુકાને, અથવા અમારા માળામાની ચાલીઓમા રાત્રે પડયા રહેતા, પણ ચોમાસામા તેમાંના બે ત્રણ સાકડા મનના માણસો અમારી ઓરડીમા સુવાનો અડ્ડો જમાવતા હતા આ બધાય હતા તો અમારી નાતના, પણ સર્વની એક સરખી દૃષ્ટિ નહોતી તેમાના ત્રણ જણાઓ તો મારા તરફ વિકારની નજરેજ જોઇ રહેતા. હુ રાધતી હોઉં, પીરસતી હોઉં કે કાંઇ કામ કરતી હોઉ, તે વખતે એ મારી સામે ખરાબ દૃષ્ટિથી જોઇ રહેતા ઓરડીમા રાત્રે સુવાનો પણ એજ હક કરતા આવતા અને તકરાર ન વધે એટલા માટે અમે તેમને સુવાની હા પાડતા વાળુ કર્યા પછી ચોકડી વગેરે ધોઇ નાખી હુ ત્યા મારી પથારી કરતી અને બારણા આગળ પુરુષોની પથારીઓ થતી મારી અને તેમની વચ્ચે પેટીઓ-ટ્રંકો વગેરે ગોઠવી દઈ આડો એક કપડાનો પડદો બાધવામા આવતો નાટકના સ્ટેજ ઉપર જેમ સીન ગોઠવવામા આવે, તેમ રાત્રે અમારી ઓરડીમા એવો સીન ગોઠવાતો અને સવારે પાછો તે છૂટો કરી દેવામા આવતો મને તેમા કેટલી મહેનત પડતી અને મારો કેટલો ટાઇમ બગડતો, તેનો હુ હિસાબ ગણતી નહિ, કારણ કે ગરીબ માણસને એવો હિસાબ ગણવાનો અધિકાર નથી મે એવી મુશીબત ઘણા દિવસ ભોગવી મારી આ જીવનનોધ વાચનારી શ્રીમત બ્હેનોને તેનો ખ્યાલ નહિ આવે, પણ મુબઇમાના ગરીબ કુટુબોને જે હાડમારીઓ વેઠવી પડે છે, તેનો જેને અનુભવ થયો હોય તેજ આ વાત સમજી શકે તેમ છે ઘણી સ્ત્રીઓ એવા સજોગોમા મને કે કમને લોભવશ થઇ આડે રસ્તે ઉતરી પડે છે એક તરફ મુબઈ જેવા વિલાસી શહેરની વિધવિધ લાલચો અને બીજી તરફ પોતાના ઘરની ગરીબ હાલત-એ બે વચ્ચે હૃદયનું સમતોલપણું

નહિ સાચવી શકાયાથી ઘણી ગરીબ બાઇઓ અનીતિને માર્ગે પોતાની જીંદગી વેડફી દેછે.

અમારાજ માળાને બીજે દાદરે વઢવાણની એક વિધ્યા-ગૌરી રહેતી હતી જાતની તે શ્રીમાળી બ્રાહ્મણી હતી એનો ધણી ખાંડ બજારમા દલાલી કરતો હતો હાથનો તે છૂટો અને વ્યસનનો પૂરો હોવાથી ઘરખચ જેટલું પણ એ કમાઇ શકતો નહોતો, તેથી બાઇ માગી પેઠે ઘરવીશી ચલાવતી હતી એના વતન તરફના પાચ કાઠીઆવાડી આદમીઓને તે રોજ બે વખત રાંધી જમાડતી હતી. અને તેમાથી તેનુ તથા તેના ધણીનુ ખર્ચ નીકળતું હતુ એ બાઇ મુબઇમા આવી ત્યારે તો ગરીબ ગાય જેવી હતી, પણ છ મહિના નળનુ પાણી પીધુ ત્યાતો એવી ઉસ્તાદ બની ગઇ હતી કે ધોળે દહાડે આભમાથી તારાઓ નીચે ઉતારવા લાગી હતી એને ઘેર જમનારા એ પાચ પુરુષો પૈકી બે જણાની સાથે તેનો આડો વ્યવહાર બધાઇ ગયો હતો દર રવિવારે તે દિવસનુ નાટક જોવા જતી હતી અને કાકરાની પેઠે પૈસા ઉડાવતી હતી એનો ધણી મુઓ છેક નમાલો તો નહોતો, પણ એ બાઇએ તેને સ્રીચરિત્રમા આધળો બનાવ્યો હતો, એટલે ઘણા વખત સુધી એ ગોટાળો એના જાણવામા આવ્યો નહોતો, અને જ્યારે એણે એ સઘળુ જાણ્યુ, ત્યારે બાઇડી 'હાથમાથી ગઇ' હતી અનીતિના માર્ગમા એ એટલી પાવરધી બની ગઇ હતી કે એને વધારે છ છેડવાથી એનો ધણી સારૂ પરિણામ મેળવી શકે એમ નહોતો! હુ આ વાત અહીં એટલા માટે લખુ છુ કે મને એવા પ્રલોભનોમાથી બચી જવા માટે અપાર મનોબળ વાપરવુ પડયુ છે.

મારે ત્યા જમનારા એ પુરુષો પૈકી જે ત્રણ જણની મારા તરફ ખરાબ દૃષ્ટિ હતી, તેમણે દરેક જણે જુદી જુદી રીતે મને લલચાવી પોતાની ખરાબ ઇચ્છા પાર પાડવા મહેનત કરી હતી, પણ હુ એકની બે થઇ નહોતી મારી ટેક દૃઢ હતી અને મારો ધર્મ

મને શીરને સાટે હતો એક દયાશંકર નામનો અમારો દૂરનો સગો તો મારા માટે તથા મારી અનુમાટે કેટલુંક ખર્ચ પણ કરી ચૂક્યો હતો અને જો હુ તેની ઇચ્છાને વશ થાઉ તો મને સર્વ રીતે ન્યાલ કરી નાખવા તૈયાર હતો તે દરરોજ મારી અનુમાટે બજારમાથી જુદી જુદી ચીજો લાવતો અને મને રીઝવવા માટે પણ અનેક પ્રયત્ન કરતો એની નોકરી નાટકમા હતી, એટલે શરીરે તે જેવો ફુટડો અને દેખાવડો હતો, તેવોજ જમાનનો મીઠો અને છૂટો હતો એની નોકરીનો ટાઇમ દિવસના ભાગમા નિયમિત નહિ હોવાથી એ ઘણોખરો વખત અમારી ઓરડીમાજ ગાળતો હતો અને એ વખતે કવિઓએ કલ્પનાથી લખેલા નાટકમાના પ્રેમવાક્યો બોલી દેખાડી મને રસિક રીતે લલચાવવાની કોશિશ કરતો હતો પણ મે આગળ જણાવ્યુ તેમ હુ કોઇના ફદામા ફસાઈ નહોતી મારે મન મારા પતિ એજ પરમેશ્વર હતા અને તેમના સિવાય હુ પુરુષમાત્રને ધિક્કારતી હતી

મુબઇમા હુ એ વખતે છ મહિના રહી, પછી મારે મારા સાસુની પાસે જવુ પડ્યુ, કારણકે મને બીજીવારના અભાવા માલમ પડવા લાગ્યા હતા અને ચારેક મહિના થયા હતા. જો કે મને મારા પતિથી જુદા પડવાનુ ગમતુ નહોતું, પણ મુબઇમા મારી સુવાવડનો પ્રસગ બની શકે એમ નહોતો હુ ફરી પાછી કુટુબકેદમા પડી સ્વ નવલરામભાઇએ સાસરાને સુળી સાથે સરખાવેલ છે, એનો મને આ વખતે બરાબર અનુભવ થઇ ગયો એક તો મારૂ શરીર અશક્ત હતું, તેમા વળી ખાવાપીવામા અભાવ થવા માડ્યો, એટલે શરીર છેક નખાઈ ગયુ જેમ તેમ કરી મે દહાડા પૂરા કર્યા પ્રસુતિ વખતે દાયણ પણ એવી અણઘડ અને આવડત વિનાની મળી હતી કે એની ભૂલનુ પણ કેટલુક ભયકર પરિણામ મારેજ સહન કરવુ પડ્યુ મે એ વખતે પણ એક બાળકીને જન્મ આપ્યો અને સુવાવડમાથી નાહીધોઇ પછી હુ બન્ને બાળાઓને લઇ પાછી મુંબઇ આવી.

મારાથી પૂરા બાર મહિના મુબઇમા કદી રહેવાયુ નથી કાર-

ણકે મને સવાસવા વરસને અ તરે સુવાવડના પ્રસગો પ્રાપ્ત થયા છે, એટલે આઠ મહિના મુ બઇમા અને ચાર મહિના વતનમા રહેવાનુંજ હ મેશ બન્યુ છે મારા પતિ એમની પચ્ચીસ વર્ષની ઉમ્મરે આ ફાની દુનિયા છોડી ગયા ત્યા સુધીમા મને એમનાથી સાત સ તાન થયા છે, તેમાના બે જન્મતાજ મરી ગયા હતા અને પાચ હાલ હયાત છે

મારૂ અભાગિનીનુ શરીર અત્યારે-દૈવની ઇચ્છાથી કહો કે બ્રહ્મચર્યના પ્રતાપથી કહો-સારૂ છે, પણ મારા પતિ જીવ્યા ત્યા સુધી હુ કદી સારૂ આરોગ્ય ભોગવી શકીનથી તેમની તબિયત તો હ મેશ નરમજ રહેતી, કારણકે તેમના દુર્બળ શરીર ઉપર ગૃહચિ તાનો, આર્થિક મુશ્કેલીનો, ગરીબ હાલતનો, બાળબચ્ચાઓના ભરણપોષણનો, વૃદ્ધ માબાપને મદદ રૂપ થવાનો અને એવો એવો અનેક જાતનો બોજો હતો અને તે બોજાતળે ચગદાવાથીજ તેમના પ્રાણ ગયા !

એમના મરણ અગાઉ બે વરસથી કૃષ્ણલાલ મુબઈ અમારી સાથે આવી એમનો કૅાલેજનો અભ્યાસ કરવા રહ્યા હતા, અને તેઓ બીજા બે વરસમા બી એ થઈ જશે એટલે સારો પગાર મળશે એ આશાએ તેમના ભાઇ સ સારનુ રગશીયુ ગાડુ હાકે જતા હતા, પણ વિધિએ તેમની મજલ અધુરીજ રાખી અને કૃષ્ણલાલ બી એ થાય તે અગાઉ તો તેઓ સ્વર્ગે સીધાવી ગયા !

મારી હાલત ગરીબ હતી, પણ એ ગરીબીમાયે જો મારો ચાલ્લો-ચુડો અવિચળ રહ્યો હોત તો હુ મને પરમ ભાગ્યવતી માનત, કારણકે સ સારમા સ્ત્રીને પતિ એજ સઘળી સમૃદ્ધિનો ભ ડાર છે મારા સૌભાગ્યમ દિર ઉપર આકાશ તૂટી પડવાથી મને અસહ્ય આઘાત થયો ! હુ અનાથ-નિરાધાર બની ગઈ તેઓ બે મહિના સખ્ત બિમાર રહ્યા હતા તેમને ક્ષયનો જીવલેણ વ્યાધિ વળગ્યો હતો, પણ ગરીબસ્થિતિ હોવાથી ઔષધોપચારની સગવડ સારી નહિ થઈ શકવાને લીધે તેઓ અકાળે આ દુનિયા છોડી

ગયા અંત વખતે તેમણે મને પાસે બોલાવીને કહ્યું હતું કે–'લક્ષ્મી ' પતિ તરીકે મારો તારા ઉપર કોઇપણ અધિકાર હોય તો મારા માતા પિતાની સંભાળ રાખવાનું હું તારી પાસે વચન માગી લઉં છું તું સુજ્ઞ છે તેમની સાથે તું પુત્રધર્મ પ્રમાણે વર્તજે સંસારમાં માબાપ જેવું બીજું કોઇ ઉપકારી નથી મારાથી એમના ઉપકારોનો બદલો વાળી શકાયો નથી, પરંતુ તું ભિક્ષા માગીને પણ તેમનું ભરણપોષણ કરજે કૃષ્ણ નાનો છે તેનો અભ્યાસ બંધ કરાવી રળવાની ચિંતા એને માથે નાખીશ નહિ '

બસ, તેઓ આગળ બોલી શકયા નહોતા તેમની પ્રકૃતિ એકસરખી બગડતી ચાલી હતી ભવિષ્યનું દુઃસ્વપ્ન મારી દષ્ટિ સામે તરી રહ્યું હતું તેમણે દેવનું ચિંતવન કરતા કરતા પ્રાણ છોડયા હતા મારી એ વખતની દશા કેટલી દયાજનક હતી એની કલ્પના કોઇને પણ થઈ શકે તેમ નથી અત્યારે પણ એ પ્રસંગનું સ્મરણ થતા મારી સ્થિતિ ચમત્કારિક થઈ જાય છે મારી આંખો પાણીથી ભરાઈ આવે છે અને મને તે વિવશ બનાવી દે છે મારી નિર્ધનાવસ્થા, પાંચ નાના બાળકોની સંભાળ લેવાની ચિંતા, પતિનું મૃત્યુ, પાસે એક ફૂટી બદામ ઝેર ખાવા પણ મળે નહિ એવી દશા—ઓ પ્રભુ, શું ગણાવું અને શું ન ગણાવું ? હું એ દરેક દુર્દૈવના ખેલથી હતાશ બની ગઈ હતી.

તે વિપદાવસ્થામાં મોટા કષ્ટથી હું એક એક દિવસ કાઢતી હતી એક દિવસ કૃષ્ણલાલ મારી પાસે આવી બેઠા અને આંખોમાં આંસુ આણી બોલ્યા—'ભાભી ! તમને એક વાત પૂછું ? મારા ઉપર ગુસ્સે તો નહિ થાઓને ? '

મે કહ્યું—' ભાઇ, ગુસ્સે શા માટે થાઉં ? જે પૂછવું હોય તે ખુશીથી પૂછો '

' અહીં એક છોકરાઓની ખાનગી શાળા છે મને દર મહિને ચાલીશ રૂપિયા આપવાનું શાળાના ચાલકોએ કબુલ કર્યું છે તમે કહેતા હો તો હું તે નોકરી લઉં.

તેમના એ શબ્દો સાંભળી હું મોટા ગોટાળામા પડી ગઈ મારા પતિની છેવટની આજ્ઞા મને યાદ આવી મે તત્કાળ તેમને કહ્યું--'કૃષ્ણભાઇ, આપણી સ્થિતિ અત્યારે એવી છે કે બધો આધાર તમારી ઉપર આવી પડયો છે શિવપ્રસાદભાઇ ત્રણ વરસથી તેમના વહુને લઇને રંગુન તરફ ગયા છે, તેમનો મુદ્દલ પત્ર સરખોએ નથી, ત્યા તેમના તરફની મદદની આશા તો શી રખાય? પિતાજી ની વૃદ્ધાવસ્થા છે, તેઓ કાંઈ કમાઈ શકતા નથી તેમને આપણે કાંઇ પણ મદદ કરવી એ આપણો ધર્મ છે આવી પરિસ્થિતિમા તમે નોકરી લેવા તૈયાર થાઓ એ સ્વાભાવિક છે, પણ તમારા ભાઈની છેવટની આજ્ઞા પ્રમાણે મારે તમારો અભ્યાસ ગમે તે પ્રકારે પૂરો કરાવવો જોઇએ બી એ. થઇ જશો તે પછી કાંઈ ચિંતા નહિ રહે હાલ તમારી સ્કોલરશીપ આવે છે, તેમા આપણો થોડો ઘણો નિર્વાહ ચાલશે અને બાકીના ખર્ચને માટે મે એક નોકરી મારા માટે ખોળી કાઢી છે આપણી ગલીની સામે એક ખાનગી કન્યાશાળા છે તેમા આ માળાની શેઠાણીએ મારી ભલામણ કરી છે હું બાળપણમા ચાર ચોપડી જેટલું ભણી છુ, એટલે નાની કન્યાઓને વાચતા લખતા શીખવી શકીશ મારી પુત્રીઓ સાથે સાથે કેળવાશે અને પગાર આવશે તેમાથી ગુજરાન ચાલશે'

કૃષ્ણલાલને એ સાભળીને કાંઇક ધૈર્ય આવ્યુ હતું તેઓ પોતાના અભ્યાસમા વધારે લક્ષ્ય આપવા લાગ્યા હતા વેકેશનમા તેઓ કોઇ કોઈ વખત ખાનગી ટયુશનો મેળવી પોતાના કપડાઓનુ અને પુસ્તકોનુ ખર્ચ મેળવી લેતા હતા અને એ રીતે અમે જેમ તેમ કરીને વ્યવહાર નિભાવતા હતા કૃષ્ણલાલ બી એ થયા પછી એમ એ થયા અને એલ એલ બી ની પણ પરીક્ષા પાસ કરી તેમણે મુબઈમા વકીલાત કરવા માડયા પછી મે શાળાની નોકરી છોડી દીધી અને મારાથી બની શકે તેટલો મે જાહેરજીવનમા ભાગ લેવા માડયો મારા દિયરે મને તેમા સઘળી અનુકુળતા કરી આપી

ફુરસદના ટાઇમમા મને તેઓ સારા સારા પુસ્તકો વંચાવતા અને તેમાનો અર્થબોધ સમજાવતા આથી મારામા સત્ સસ્કારોની વૃદ્ધિ થવા સાથે આશ્વાસન, આનદ, ઉત્સાહ અને સેવાભાવનાનો સચાર થયો. હુ સ્ત્રીઓની સસ્થાઓમા જવા લાગી અને જ્યા જ્યા સમય મળે ત્યા ત્યા મે સ્ત્રીજીવનના મહાપ્રશ્નોની ચર્ચા કરવા માડી જો કે મે સભાઓમા જઇને કદી ભાષણો આપ્યા નથી અને માસિકોમા લેખો લખીને કદી નામના મેળવવાનો યત્ન કર્યો નથી, છતા હુ આ દેશના સ્ત્રીજીવનનો એક મહારોગ સમજી ગઇછુ અને તેના નિવારણ અર્થે મને નિરાધાર સ્ત્રીઓ માટેના સહાયકફડો, ફરતા વાચનાલયો–સરક્યુલેટિગ લાયબ્રેરીઓ, તથા સ્ત્રીસાહિત્યપત્રિકાઓની હિલચાલ હાલ સર્વત્ર શરૂ કરી દેવાની ખાસ અગત્ય સમજાઇ છે

સ્વ કમળાનો મને મુબઇમા યોગ થયા પછી મારા એ વિચારોમા જબરૂ બળ આવ્યુ છે, કારણકે એ બ્હેને સસારના અનુભવનુ જે સત્શિક્ષણ મેળવ્યુ હતુ તે અમૂલુ હતુ. તેણે મારા વિચારપ્રવાહને યોગ્ય રસ્તે વાળવામા ઘણી મદદ કરી હતી તે ગરીબ હતી, પણ સદ્ગુણની ખાણ હતી જો ઇશ્વરે તેને આરોગ્ય આયુષ્ય–અનુકુળતા આપ્યા હોત તો તે પોતાના જીવનસુવાસથી ગુજરાતને જરૂર મ્હેકાવત એ એક આદર્શ સન્નારી હતી તે હમેશ હસમુખી અને આનદી રહેતી એનુ મનોબળ એટલું હતુ કે જુદી જુદી ઉપાધિઓમા સબડવા છતા તે કદી ઉદાસ જણાતી નહિ તેણે અગ્રેજી શિક્ષણ લીધુ નહોતુ, છતા પુસ્તકો ઉપર તેને ઘણી પ્રીતિ હતી એનું જ્ઞાન ઉચા પ્રકારનુ હતુ. સ્ત્રીહિતન લગતા પ્રશ્નોમા તે ઘણો રસ લેતી હતી અને વનિતાવિશ્રામ, અનાથાશ્રમ વગેરે તરફ એ ખરા દિલની લાગણી ધરાવતી હતી ગૃહસસારના બોજાને લીધે, જીદગીની પ્રતિકુળતા તથા પરાધિનતાને લીધે અને નરમ તબિયતને લીધે તે જાહેર પ્રવૃત્તિઓમા વધારે ભાગ લઇ શકતી નહોતી, પણ તેનુ સાસારિક જીવન એટલુ આદર્શ હતુ કે મારા હૃદયમા તેણે ઘણું ઉચુ સ્થાન

મેળવ્યુ હતુ હુ હમેશ તેને ઘેર જતી એનુ ઘર મને દેવમદિરથી વધારે પવિત્ર લાગતુ, એની પાડોશણોમા એના શાંત, સમભાવયુક્ત, પરગજુ સ્વભાવની સારી છાપ પડી હતી. એ જીવનના અધિકારને ધિક્કારતી હતી, અને પ્રકાશને પૂજતી હતી, વૈધવ્ય પ્રાપ્ત થયા પછી એણે પ્રભુધ્યાન તરફ વધારે લક્ષ્ય આપ્યુ હતુ, છતા સામાજિક કુરૂઢીઓની હુ વાત કાઢતી ત્યારે એ ચર્ચામા તે આવેશભર્યો ભાગ લેતી હતી બાળલગ્ન ઉપર તેને જબરો તિરસ્કાર હતો અને અમે બન્ને એકજ મહાવ્યાધિથી પીડાએલા હોવાથી પરસ્પર હૃદય ઉકેલી હૈયાનો ભાર હલકો કરતા હતા. અમારૂ દર્દ તેથી ઓછુ થતુ હતુ, કારણકે —

> બને છે દર્દ કઇ ઓછુ, દર્દીને દર્દ લાધતા,
> ભાગી કો દર્દમા થાતા, પોતાનુ જીવન દર્દ જાય છે,—
>
> કલાપી

પણ હાય ? હુ હવે મારા અતરની વેદના કોની આગળ જણાવીશ ? નિત્ય નવા નવા ઉત્સાહ હવે ક્યાથી મેળવીશ ? કમળા આજ આ સસારમા નથી જગતની તીવ્ર વેદનાઓ મુગે મોઢે સહન કરી તે સ્વર્ગે સિધાવી ગઈ છે એની કન્યા—સુશિલા પણ પાછળથી જીવી શકી નથી

મને એના મૃત્યુની ખબર પડતા હુ તત્કાળ એની ઓરડીએ ગઈ હતી અને એના શબને અગ્નિસસ્કાર કરવાની ગોઠવણ મારા દિયરદ્વારા મે કરાવી હતી મને આશા હતી કે એની કન્યાને ઉછેરી હુ મારૂ સ્નેહઋણ ઓછુ કરીશ, પણ એ અભાગિનીનુ એટલુ નામ—નિશાન પણ આ જગતમા રહેવાનુ સર્જાયુ નહિ હોય તેથી તેની પુત્રી એના મૃત્યુ પછી ત્રીજે દિવસે આ દુનિયામાથી ચાલી ગઇ એની આ જીવનનોધ મને એની દેવસેવાની સામગ્રીમાથી મળી આવી હતી, તે આર્ય સ્ત્રીઓને માર્ગદર્શક હોવાથી આજે અહીં જેમની તેમ આપી છે.

મારો અને એનો સબંધ જણાવવા જતા મારૂ સ્ત્રીહૃદય મારા કાબુમા નહિ રહી શકવાથી મારા જીવનના પણ કેટલાક સ્મરણો મારાથી લખાઇ ગયા છે હુ એક સાધારણ રંક સ્ત્રી છુ દુર્ભાગ્યના વિધવિધ ચમત્કારો મે અનુભવ્યા છે. મારા પતિના મૃત્યુથી મારૂ જીવન શૂન્ય બની ગયુ છે, પણ હુ મારી પાચ કન્યાઓને અર્થે આ ભારરૂપ જીવન ધરી રહી છુ મારી જીદગીમા મને કાંઈ રસ નથી, કાઇ આનદ નથી, પણ દુર્દૈવના પ્રહાર મારે સહન કરવાજ જોઇએ પરમેશ્વરે મને દુખિયારી બનાવી દીધી છે, પણ એના સ્મરણમાજ મને સંતોષ પ્રાપ્ત થાય છે મારા દુર્ભાગ્યથી મારી જીદગીમા જે જે બની આવ્યુ તે મે લખ્યુ છે હુ એક સામાન્ય અબળા! એટલે મારા આયુષ્યના સ્મરણો પણ સામાન્ય! સમાજની આગળ તે પ્રકટ કરવાની મારી મુદ્દલ ઇચ્છા નહોતી, પણ કૃષ્ણભાઇના આગ્રહથી અને કમળાની જીવનનોધમા અજબ રહસ્ય સમાએલુ હોવાથી આજ તે જનતાની આગળ મૂકુ છુ યેનકેન પ્રકારે દુનિયામા આગળ આવવાની મારી મુદ્દલ ઇચ્છા નથી સમાજની રૂઢીઓ કેટલી ઘાતિની છે અને અદષ્ટચક્રના ચમત્કારો કેટલા વિચિત્ર છે, એ દેખાડવાનોજ મે આજે કાઇક પ્રયાસ કર્યો છે

વાચક ભગિનીઓ! મને માફ કરો મારાથી કેટલુક વધારે પડતુ ડહાપણ વપરાઇ ગયુ છે, પણ આપણી દેશમૈયાનુ દુર્ભાગ્ય કેટલુ પ્રબળ છે, એ દેખાડવાનો મે આ રંક પ્રયત્ન કર્યો છે ઇશ્વરેચ્છા અનિવાર્ય છે, એમ કબુલ કર્યા સિવાય બીજો માર્ગ નથી સમાજમા પ્રસરેલુ ઘોર અજ્ઞાન–તામસ કયારે દૂર થશે ? ઉષાનો અરુણોદય નજીક આવતો જાય છે, પણ એના તેજ ઝીલવા સમાજે શક્તિમાન્ થવુ જરૂરનુ છે સામાન્ય લોકવર્ગની અજ્ઞાનતા, વહેમો અને અધશ્રદ્ધા દૂર કરવામા નાહ આવે તો માતૃભૂમિની હાલત બહુ નઠારી થવાની છે, એ નિસશય છે અને જો આવી દશા લાબા વખત સુધી ચાલશે તો કોઇક સમય એવો પણ આવશે કે:–

હેરા પ્રજાની સહુ આર્ય પ્રજાની વાડી,
રહેશે પડી અધમતા તણી ઉંડી ખાડી,
ને આ પુરાણ રૂડી ભારતભૂમિ અંતે,
થાતાં વિલુપ્ત ઇતિહાસ પટેથી સત્યે,

—નરસિંહરાવ

પણ કવિનું આ ભવિષ્ય અસત્ય ઠરે, એવું આપણે ઇશ્વર પાસે માગીએ, કારણકે સ્વર્ગના દેવો પણ જ્યાં જન્મ લેવા ઇચ્છે, એવી આ ભારતભૂમિનું એટલું બધું કઠીનતર દુર્ભાગ્ય હોઇ શકે નહિ મને આશા છે કે જરૂર કોઈ યુગપ્રધાન પુરુષ ઉત્પન્ન થઈ નજીકના ભવિષ્યમાં સામાજિક ફેરફાર કરી દેશે અને અમારા અબળાઓના આવા આર્ત્તનાદોને ઉભા થવાની કફોડી હાલત દૂર કરી દેવાનો પણ પ્રયત્ન કરશે

# ૨ અવળાં કર્મની કહાણી.

---

મારા આસુઓ ! હુ તમારા શા ગુણુ ગાઉ ? મારા દુખી જીવનમા તમેજ હમેશના સાથી છો તમારો આધાર કે આશ્વાસન ન હોત તો મારી શી દશા થાત ?

શુચિ બિન્દુડા ! તમ નીરમા વિધિએ અતુલિત જળ ભર્યું,
વપરાય પણ ખુટે નહિ ! બસ, પાત્ર એ અક્ષય કર્યું,
મૃદુ, મન્દ ને વળી સ્નિગ્ધ ધારા સતત જ્યા દરતી હશે,
દુ:ખી હૃદય પણ ક્ષણ એક ત્યા ગત અનુભવ્યુ દુખ ભૂલશે.

મારૂ દુ:ખ ભૂલવા હું વણોયે પ્રયત્ન કરૂ છુ, પણ નથી ભૂલાતું રડી રડીને આંખના આંસુએ ખૂટાડયા ! મારા કિસ્મતની કઠીનતા ઉપર હું ઘણું રડી હાથે કરીને સુખની હોળી સળગાવ્યા પછી શાન્તિની કે સુખની આશા કરવી વ્યર્થ છે ! જીવનભર સુખની પ્રાપ્તિ માટે મે પ્રયત્નો કર્યા, પણ મને તે કયાઈ મળી શકયુ નહિ. કેળવણીની ખામિને લીધે મારૂ હિતાહિત હુ જોઇ શકી નહિ હાથમા દીવો લઇને હુ કૂવામા ઉતરી છુ મૃગજળને જોઇને જે પ્રમાણે હરણ ફસાય છે, તે પ્રમાણે આ સસારરૂપ મૃગજળને જોઇને હું ફસાઇ ગઇ છુ ! સુખની ખોટી કલ્પના પાછળ ભટકતા ખરા સુખનો મે હાથે કરીને નાશ કર્યો છે અખડ આનદ ભોગવવા મે જે જે આશાઓ રાખી હતી, તે મારા ભયકર કાર્યોએ ધૂળમા મેળવી દીધી છે હાય, અતકરણમા શાતિ નથી અને પરલોકમા પણ તે મળે એમ લાગતુ નથી મારે હમેશને માટે હવે રડવાનુજ છે—

રૂદન તો હવે લોહીમા મળ્યુ !<br>
રૂદનનો મને ઘા નહીં કશો !<br>
રડી મરૂ અહીં સાભળે ન કો !<br>
ન મુજ મૃત્યુથી કોઇને કશુ !

—કલાપી

મારા જીવનનુ સ્વપ્ન પુરૂ થવા આવ્યું છે આ સસારમા હવે મારા હૃદયના ઘાને કોઇ દવા લાગુ પડે તેમ નથી માનસિક વ્યાધિ છેક અસાધ્ય થઇ પડયો છે, એમજ મને હવે લાગે છે સ્વાર્થના દોરે મારૂ જીવન ગુથીને હું ઘણું રખડી, ઘણું ભટકી, પણ મને સીધો રસ્તો જડયો નહિ. મારી આ અવદશા માટે હુ કોને જવાબદાર ગણું ? બાળપણના એક ખરાબ વ્યસનથી મારી આ દુર્દશા થઇ છે ! મને અધોગતિના ઉડા ખાડામા નાખનાર એ દુર્વ્યસનનુ નામ જુગાર છે. નળ અને યુધિષ્ઠિર જેવા મહાન્ ચક્રવર્તિ રાજાઓને જેણે પિડા પમાડી હતી, એજ એ દુષ્ટ વ્યસન

છે. એની ભયંકરતાની ખરી પીછાન એના ભક્તોનેજ થઇ શકે છે જુગારીઓની અવદશાના વર્ણનો હૃદયને કંપાવી નાખે એવા હોય છે, છતા લોકો જાણી જોઇને જુગારના રાક્ષસી પંઝામા સપડાય છે, એ એક મોટી આશ્ચર્યની વાત છે હુ અહી મારૂ સંક્ષિપ્ત ચરિત્ર આપુ છુ, તે વાચીને વાચક ! મારી મૂર્ખતા માટે મને શાપ ન આપીશ મે ભૂલ કરી છે, પણ સંસારમા ભૂલ કોણ નથી કરતુ ? ભૂલોથીજ માણુસ ઘડાય છે પશ્ચાત્તાપથી મારૂ મલીન મન ધોવાઇને સાફ થઈ ગયુ છે અને મને મારી કર્મકહાણી લખવા જેટલુ ધૈર્ય આવ્યુ છે.

અમદાવાદના શ્રીમંત વ્યાપારી લક્ષ્મીદાસ શેઠની હુ એકની એક પુત્રી છુ મારૂ નામ જ્યોત્સ્ના છે, પણ મે મારા બન્ને કુળમા કલંકનો કાળો અંધકાર ફેલાવી દીધો છે ! બાળપણામા મારા માતાપિતાએ મારૂ લાલનપાલન પુત્ર પ્રમાણે કર્યુ હતુ આજકાલ અનેક કુટુબોમા એવુ જોવામા આવે છે કે પુત્રીનુ લાલનપાલન પુત્રની પેઠે કરવામા આવતુ નથી. લોકો પુત્રને 'ઘરની દોલત' અને પુત્રીને 'પારકુ ધન' ગણે છે, પરંતુ મારા પિતાએ મારા સબંધમા કદી પણ એવો ભેદભાવ દાખવ્યો નથી. તેઓ મારા કોડ પૂરવા હમેશ એક પગે તૈયાર રહેતા અને મારો પડતો બોલ ઝીલી લેતા મારી માતાને પણ તેઓ કદી કશુ કહેતા નહિ મારા જન્મથી મારી માતાનુ માન વધ્યુ હતું જન્માષ્ટમી જેવા તહેવારોમા તે મારા પિતાની પાસેથી પૈસા લઇ પોતાની પાડોશણોમા રમવા જતી, છતા તેઓ તેને અટકાવતા નહિ મારી માતા મને સાથે લઇ જતી, પણ હુ બાળક હતી એટલે મને રમતા આવડતુ નહિ. માત્ર એ રમત જોઇને મને આનંદ થતો હતો જુગારના માઠા સંસ્કારોની છાપ એ વખતથીજ મારા કોમળ, નિર્દોષ અંતઃકરણ ઉપર પડી હતી. અને મારી પેઠે અનેક બાળકોના મગજ ઉપર તેમની માતાઓના સ્વભાવની છાપ પડતી હશે, કારણકે બાળક પોતાની જીદગીનો કિંમતીમા કિંમતી

વખત માતાના સહવાસમા ગાળે છે, એટલે માતાના સ્વભાવની અસર તેના ઉપર પ્રબળ થાય છે અભિમન્યુ માતાના ઉદરમા કોઠાયુદ્ધ શીખ્યો હતો, નારાયણરાવ પેશ્વાનુ ખૂન કરાવનાર આનદીબાઇના ખટપટી સ્વભાવની બળવાન્ અસર તેના પુત્ર બાજીરાવ ઉપર થઈ હતી અને પ્રહલ્લાદ તથા નારદ તેમની માતાઓના ગર્ભમાથી પ્રભુના ભકત થવાનુ જ્ઞાન મેળવી શક્યા હતા પેટમા રહેલા ગર્ભ ઉપર પણ જ્યારે માતાના સ્વભાવની છાપ પડે છે, ત્યારે તેના સહવાસમા લાબો વખત રહેતા કુમળા મગજ ઉપર તેની સારી અગર નરસી છાપ પડે એમા શુ આશ્ચર્ય ? માણસમા જે ટેવો અને લક્ષણો બધાય છે, તેનુ ઉત્પત્તિસ્થાન ઘર છે બાળપણામા હૃદયક્ષેત્રમા જે જે સારા માઠા સૂક્ષ્મ બીજો રોપાયા હોય છે, તે મોટી ઉમ્મરે માણસમા બહાર દેખાય છે અને તેથી જ **સારી માતા સો શિક્ષકની ગરજ સારે છે,** એમ કહેલુ છે. હુ તો બાલ્યાવસ્થાથી એક વિચિત્ર વાતાવરણમા ઉછરી છુ, એટલે મારી માતાના નઠારા સસ્કારો મારા મગજ ઉપર પડયા હોય તો તેમા નવાઇ પામવા જેવુ શુ છે?

મને નિશાળે બેસાડી એટલે સમાન વયની બાળાઓમા મને રમવાની સગવડ મળી ગઇ. પ્રથમ હુ ગોળીઓ, લખોટીઓ, કોડીઓ, કાકચીઆ વગેરેથી જુગાર રમતા શીખી પછી પેનો અને પેન્સીલોના કકડાઓથી રમવા લાગી. કદી હુ જીતતી તો કદી હારતી. જેમ જેમ હું મોટી થતી ગઇ, તેમ તેમ જુગટા ઉપર મારો પ્રેમ વધવા લાગ્યો ધીમે ધીમે ઘરમાથી હું પૈસા ચોરી લઈ મારી ઇચ્છા તૃપ્ત કરવા લાગી. મારી માતા મને ખોટા લાડમા અવળે માર્ગે જતા અટકાવતી નહિ. એ વખતથી શરૂ થવા માડેલી મારી પાયમાલી તરફ મારૂ તો ધ્યાનજ શાનુ હોય ? દિવસે દિવસે મને ખરાબ સોબત વધતી ગઇ અને એ તો સત્યજ છે કે જેના સહવાસમા માણસ રહેતુ હોય તેના સ્વભાવની મજબુત અસર એના આચરણ ઉપર થયા વગર રહેતી નથી. માણસ સ્વભાવથી નકલી પ્રાણી છે.

સોબત તેવી અસર અને આહાર તેવો ઓડકાર એ કહેવતો માણુસના નકલીપણાને લીધેજ જાહેરમા આવી છે. કવિ દલપતરામે કુસંગનુ બળ દેખાડતા લખ્યુ છે કે —

કદાપિ કાળીઆ કને જ ધોરી ધોળીઓ વસે,
વળે ન વાન તોય સાન સંગ જેવી શીખશે,
ઉડે ન તોય ઠેકવા વસે વશી વિહંગમા,
કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગ અંગમા

તળાવમા કાંકરો નાખવાથી જેમ પાણીના કુંડાળા વધતા જાય છે, તેમ દુર્ગુણને પોષવાથી તે વધતાજ જાય છે મારા પિતાની સ્થિતિ સારી હતી, એટલે મારી માતાને પોતાની એ ખોટી આદત તૃપ્ત કરવામા અડચણ આવતી નહિ, પણ મારે એ ટેવની ગુલામી ગ્રહણ કરવાથી ચાલી શકેતેમ કયા હતુ ?

ધીમે ધીમે હું મોટી થઈ તેરમે વર્ષે મારૂ લગ્ન કરવામા આવ્યુ. મારા સાસરાના ઘરની સ્થિતિ સાધારણ હતી મારા સ્વામી કૅાલેજમા ભણતા હતા ઘરમા નોકર ચાકર નહોતા એટલે ઘરનું બધુ ય કામ મારે કરવુ પડતુ હતું, છતા સમય મેળવી હુ મારી એ ટેવને પોષણ આપી આવતી. કવિ દલપતરામે કહ્યુ છે કે —

જુગટુ છે તે દુર્ગુણ જાણ, ઘણા લોકની થાય જ હાણ,
માણસને વળગે જે સહી, પાછુ તે તો જાય જ નહિ

મને એ વ્યસન એવુ વિચિત્ર રીતે વળગ્યુ હતુ કે તેણે મારી સંપૂર્ણ ખરાબી કરી દીધી ! ટેવોનું બંધારણજ એવુ મજબુત છે કે તે દાખલ થયા પછી જલદી છૂટતું નથી દારૂ પીનારાઓ પ્રથમ પીતી વખતે ઉલટી થવા જેવુ કરે છે, પણ ટેવ પડયા પછી તે હોશે હોશે પીએ છે બીડી અને તમાકુની પણ એવીજ કુટેવો છે માણસના તનમનમા તે એવા ઉંડા મૂળ ઘાલે છે કે પ્રાણાન્તે પણ એ જતા નથી મોટી ઉમ્મરના કેટલાક સભ્ય માણસોને ટેવના ગુલામ થએલા આપણે ઘણીવાર જોઇએ છીએ તેનુ કારણ તેમની બાળપણની હાનિકારક આદતોજ છે. ખરાબ ટેવો જો એકવાર પડી તો તે એક

છત્રે એવી સત્તા ચલાવે છે કે માણસો પોતાના અવગુણોને ગણો દેતા જાય છે, છતા તેને છોડી શકતા નથી જુગારના દુર્વ્યસનમા હું એવી પરવશ બની ગઇ હતી કે મારા મન ઉપર બિલકુલ કાબુ રાખી શકતી નહિ. કોઇવાર હુ હારતી, ત્યારે તો 'હાર્યો જુગારી બમણું રમે" એ ન્યાયે હું બમણુ રમતી પરિણામે મારી વધારે ખરાબી થતી ગઈ એક દ્યુતની સાથે પાછળથી ક્રમે ક્રમે બીજા પાચ દકારે--દુઃખ, દુર્ભાગ્ય, દરિદ્રતા, દુરિત—પાપ અને દુર્દશાએ--આવીને મને ચારે તરફથી ઘેરી લીધી એ તો જાણીતી વાત છે કે એક વખત એ દુર્વ્યસનમા ઘેરાયા પછી તેમાથી છૂટવાને કોઇ સમર્થ થઇ શકતુ નથી, તો પછી મારા જેવી એક અજ્ઞાન અબળા તેમાથી શી રીતે છૂટી શકે ? હુ એ ટેવની ગુલામ બની ગઇ મારા પિતાને ઘેરથી જે ખાનગી પૈસા લાવતી તે બધા તો એ રસ્તે ચાલ્યા જતા, પણ જ્યારે પૈસા ખૂટી રહેતા, ત્યારે મારી કિમતી સાડીઓ, પોલકાઓ અને દાગીનાઓનું પણ પાણી કરવાનુ હું ભૂલતી નહિ મારી આ કુટેવ ઘણા વખત સુધી ઘરના માણસોના જાણવામા આવી નહિ, પણ જ્યારે મારી સાસુનુ લવીંગિયુ ખોવાયુ ત્યારે એ વાત જાહેરમાં આવી ગઇ મારા સસરાએ પોતાનો ઘડીઆળનો છેડો ગુમ થયાનુ, અને મારા પતિએ પોતાના હાથની વીટી ચોરાયાનુ પણ જાહેર કર્યું. મારા ઉપર પ્રથમ તો કોઇને વહેમ ન આવ્યો, કારણ કે હુ શ્રીમતની પુત્રી હતી એટલે મારી શાહુકારી માટે કોઇને કાઇ સશય લાવવાનું કારણ નહોતુ' અને તેથીજ મારા સસરાના ખીસાઓમાથી હુ અવારનવાર પૈસા કાઢી લેતી એ ચોરી પકડાતી નહિ, પરતુ આ વખતે જ્યારે લવીગિયાની ચોરી પકડાઈ, ત્યારે મારૂ સઘળુ પાપ ખુલ્લુ થઇ ગયુ.

અમારી પોળની વિદ્યાગૌરી મારી આગળથી એ લવીગિયુ જુગારમા જીતી ગઇ હતી અને મારી સાસુએ તેની આગળ તે જોયા પછી મોટી તકરાર કરી હતી હિન્દુસસારમા બે બાઇડીઓને કજીયો થાય, ત્યારે તેઓ એકબીજાના છાના છિદ્રો ઉઘાડી, લાબા હાથ કરી

કરીને એવા શબ્દો બોલે છે કે એ વખતે સ્ત્રીસ્વભાવ જોવાની એક સુદર તક મળે છે. વિદ્યાગૌરીએ તે બોલાચાલીમા મારી જુગાર ખેલવાની વાત કહી દીધી અને પોતે તે લવીગિયુ હક કરીને મેળવ્યુ છે, એમ પણ જણાવી દીધુ. મારી સાસુ બહારની તકરાર બધ કરી ઘરમા આવ્યા અને બધો ક્રોધ મારી ઉપર ઉતારવા લાગ્યા હુ સપૂર્ણ દોષિત હતી, એટલે શુ બોલી શકુ ? કદાચ્ લુલો બચાવ કરવા કાઇ કહુ, તોપણ તે કોણ માને ? મારી સાસુએ તે દિવસ ગુસ્સાના આવેશમા અનાજ લીધુ નહિ સાજે સઘળી વાત મારા સ્વામીના જાણવામા આવતા તેમણે મારી ઉપર સોટી ચલાવી મારા માટે તેમના હૃદયમા જે કઇ સારો ભાસ હતો તે નીકળી ગયો અને તે દિવસથી અમારી વચ્ચે અણબનાવ શરૂ થયો. ઘરમા સઘળે એ વખતથી તાળાકુચીનો અમલ થઇ ગયો અને મારા તરફ સૌ કોઈ તિરસ્કારની નજરે જોવા લાગ્યા. એક અઠવાડીઆમા તો એવી પરિસ્થિતિથી હુ અકળાઈ ગઇ અને મે મારા પિયર જવાની રજા માગી મને એવી પરવાનગી તરત મળી ગઇ, કારણ કે ઘરમા હવે મારી હાજરી કોઇને સતોષજનક રહી નહોતી

મારા પિતાને ઘેર આવ્યા પછી હું પાછી પૂર્વ પ્રમાણે જુગાર રમવા લાગી મારી માતાને જુગાર ખેલવાનો શોખ હતો, એટલે મને તે શી રીતે રમતા અટકાવે ? એ દુર્વ્યસનમા મને રસ લેતા લેતા ત્રણ માસ વીતી ગયા હું સાસરામા જવાનું નામ લેતીજ નહોતી દિવસે દિવસે એક તરફ મારી એ પ્રવૃત્તિ વધવા લાગી, પણ બીજી તરફ એક નવી ઉપાધિ આવી પડી મારા પતિએ મારા પિતા ઉપર એક કાગળ લખ્યો અને તેમા પોતાના જનક એટલે મારા સસરાજીના સ્વર્ગવાસના માઠા સમાચાર જણાવ્યા હું એ સાભળીને દિલગીર થઇ, કારણ કે મારા સસરાજી એક ભદ્ર મનુષ્ય હતા. તેમના પરલોકવાસથી મારા પતિને માથે વ્યવહારનો બોજો આવી પડયો એમના પિતાની ઉત્તરક્રિયા કરી એમણે પોતાનો કોલેજનો અભ્યાસ બધ

કર્યો તેઓ તરત આ મુમ્બઈનગરીમા આવ્યા અને એક વેપારીને ત્યા મહિને ચાલીશ રૂપિયાના પગારથી નોકર રહ્યા

બે ત્રણ માસ એકલા રહ્યા પછી તેમણે મને મુબઈ તેડાવી મે અહી આવવામા કાઈપણ આનાકાની કરી નહિ અહી મારે જણાવવુ જોઈએ કે મારા સસરાજીના પરલોકવાસના સમાચાર સાભળી હુ તરત મારા સાસરામા ગઈ હતી, પણ મારા વિધવા સાસુના તાબામા રહ્યાથી હુ કાયર થઈ ગઈ હતી, તેથી મારા સ્વામીનો પત્ર મળતા હુ તરતજ મુબઈ આવી

મુબઈ એક અલૌકિક નગરી કહેવાય છે આખા ભારતવર્ષના વ્યાપારનુ તે જેમ મુખ્ય સ્થળ ગણાય છે, તેમ જનસમાજની વિચિત્રતા માટેનુ પણ તે એક મશહૂર સ્થાન મનાય છે મનુષ્યસ્વભાવના વિધવિધ દરયો જોવા હોય તેમણે મુબઈના જનસમૂહની અદરની વિલક્ષણતાનુ એકવાર દર્શન કરવુ, એવો મારો ખાસ અભિપ્રાય છે મને આ નગરીએ માઠો અનુભવ કરાવ્યો છે. અહી આવ્યા પછી મારા હાથે ઘણા પ્રમાદ થયા છે પણ તે ભૂલોના પરિણામે પશ્ચાત્તાપ થતા અત્યારે જીવન સુધારવાની પણ આ એક તક મને મળી ગઈ છે. પ્રથમ હુ એ ભૂલોનુ ટૂકુ વર્ણન આપીશ અને પછી આ ચાલતી સ્થિતિ સબધી બે બોલ લખીશ

મુમ્બઈમા અમે ભૂલેશ્વર આગળના ત્રીજા ભોયવાડામા પત્થરીઆ માળામા માસિક આઠ રૂપિયાના ભાડાની એક ઓરડીમા રહેતા હતા આ ભૂલેશ્વર લત્તો હિન્દુઓના તમામ સપ્રદાયના દેવસ્થાનો માટે જેમ પ્રસિદ્ધ છે, તેમ અનાચારની વૃદ્ધિ અને પુષ્ટિના સાધન તરીકે પણ જાણીતો છે આ વિભાગમા વલ્લભી સપ્રદાયની હવેલીઓ તથા બીજા દેવદેવીના મદિરો હોવાથી સવાર સાજ સ્ત્રીઓના ટોળાઓ એટલા મોટા પ્રમાણમા નજરે પડે છે કે તે એક સ્ત્રીઓનોજ પ્રદેશ હોય એમ બની રહે છે દેવદર્શનના ઓઠા તળે હૃદયસમેલન અને પ્રી-

તિદાનના જે પ્રકાર કેટલીક સ્વચ્છંદ સ્ત્રીઓમા અહી ચાલે છે, તેનુ વર્ણન કરતા એક મોટો ગ્રંથ ભરાય એવુ છે સ્ત્રીઓને યોગ્ય મર્યાદા અને લજ્જાને લાત મારી જે જે કરતી પ્રેમઘેલી પેમલીઓ જ્યારે પુરુષોની ભીડમા ભચડાતી, અથડાતી, ચંપાતી અહીથી આગળ વધે છે અને મંદિરોમા જઇ ઝાપટીઆઓની ઝાપટો ખાઇ પરાયા પુરુષોના હસ્તાદિ અંગસ્પર્શનો લાભ લઈ પોતાના ઇષ્ટદેવના દર્શન મેળવે છે, ત્યારે કુળવતીઓને એ દેખાવનો અને એવા દેવદર્શનનો કંટાળો જ આવે છે સન્નારીઓ એવા પ્રભુના દર્શન કરવા કરતા ઘરમા ભરાઇ રહી સ્વામીની અને કુટુબની સેવા કરવાનુ વધારે યોગ્ય માને છે

હુ મારી પાડોશણ મટુબાઇ સાથે બે ચાર વખત એવા સ્થળોની મુલાકાત લઇ આવી હતી, પણ મને એ માર્ગ શરૂઆતમા પસંદ નહિ પડવાથી મે તેનો ફરી સ્વીકાર કર્યો નહોતો મને તો જુગારનુજ એક દુર્વ્યસન વળગ્યુ હતું અને તેમાજ મને રસ પડતો હતો. છતા કોઇપણ નઠારી બાબતનો હરામચસ્કો માણસના જીવનની કેટલી ભયંકર પાયમલી કરે છે, અને સ્ત્રીઓમા જુગારની બદીએ કેટલુ સત્યાનાશ વાળ્યુ છે, એને માટે મારૂ આ નિંદનીય જીવન એક જીવતું જાગતું ઉદાહરણ છે

મારા પતિ જમીને સવારે દશવાગે નોકરી ઉપર ચાલ્યા જતા તે છેક સાજે આઠ વાગે ઘેર આવતા એટલે બપોરનો બધો સમય હુ માળામાની સ્ત્રીઓને એકઠી કરી જુગાર રમવામા ગાળતી મુબઇના માળાઓમા બપોરના સમયે બહુધા સ્ત્રીઓનુ જે રાજ્ય પ્રવર્તી રહે છે, એ વાતનો જેને અનુભવ હશે તેને અમારા એ ચોટલામડળની કર્તવ્યદિશાનુ દિગ્દર્શન વિસ્તારથી કરાવવાની આવશ્યકતા રહેશે નહિ પુરુષો જમીને નોકરી કે ધધા ઉપર ચાલ્યા ગયા પછી માળામાની ઘાઘરા પલટન એકઠી મળી જે અવનવા પ્રકારની લીલાઓ કરતી, તે અવર્ણનીય છે મારી લીલા શરૂઆતમા જુગાર રમવાની હતી, પણ સ્વચ્છંદ સ્ત્રીઓના અધિક સહવાસથી જે વાત બનવી ન જોઇએ તે પાછળથી મારા હાથે બની ગઈ!!

મારા પતિની આવક થોડી હતી. ઘરખર્ચ તેમાથી મહા મુ-સીબતે ચાલતો હતો મારો જુગાર રમવાની ટેવ એ આવક ઉપર નભે તેમ નહોતી, કારણ કે જુગારમા જીતવા કરતા હારવાની વાત મુખ્ય હોય છે, છતા હું એ કુટેવને છોડી શકની નહિ પરિણામે હું કરજ કરવા લાગી 'લોભીઆ હોય ત્યા ધુતારા ભૂખે ન મરે' એ ન્યાયે દર રૂપિયે એક આના પ્રમાણે વ્યાજ આપવાની માસિક સરતે મને એક વ્યાજખાઉ મારવાડીની પાસેથી મદુબાઇએ નાણા અપાવ્યા અને મારા પતિથી એ છાની રમત રમવાને લીધેજ મારા જીવનની વિશેષ ખરાબી થઇ ગઈ।

મુબઇમા ગરીબ મજુરોને, સટોરીઆઓને અને મારા જેવી જુ-ગટુ રમનારી સ્ત્રીઓને આટ વગર નાણા ધીરનાર જો કોઈ હોય તો તે મારવાડી વેપારીઓ છે તેઓ અજાણ્યાને પણ અર્ધીરાતે નાણા ધીરે છે ને લાજ આબરૂ સાચવે છે કારણ કે તેમના વ્યાજના દર ઘણા જબરા રહે છે. અને તેઓ ઠરાવેલે વખતે વ્યાજ અને મુદ્દલ વસુલ કરવાની કળામા નિપુણ હોય છે મને નાણા ધીરનાર વ્યાપારી પ્રથમ તો મીઠુ મીઠુ બોલતો હતો, પણ જ્યારે તે સરત પ્રમાણે નાણાની ઉઘરાણી કરવા આવી ઉભો રહ્યો, ત્યારે તેના ખરા જાતિસ્વભાવની માહિતી મને મળી ગઇ. હુ એને જોઇ થરથર કપવા લાગી મારી આખોનાથી આસુની ધારાઓ ચાલી નીકળી તે સાંજના સાત વાગે આવ્યો હતો, એટલે રકઝકમા જો વધારે વખત નીકળી જાય તો મારા પતિ આવી પહોચે અને આજસુધી છાની રાખેલી વાત તેમના જાણવામા આવી જાય એ મને મોટો ભય હતો, તેથી એ બલા જલદી ટાળવા સારૂ હુ તરત મદુની ઓરડીમા ગઈ અને તેને પગે પડી રડવા લાગી. મદુએ એક ખાનગી વાતનો મારી પાસેથી હકા-રમા જવાબમા લઈ તે વેપારીને બીજે દિવસ આવવાનો વાયદો આપી વિદાય કરી દીધો. અને તરતને માટે મારી ઉપરનો ચિતાનો બોજો હલકો કર્યો

રાત્રે ભોજન કર્યા પછી હુ પથારીમા પડી, પણ નિદ્રાએ મારી ઉપર કૃપા કરી નહિ. મટુએ મારી સાથે જે સરત કરી હતી, તેના મને અનેક વિચારો આવવા લાગ્યા કાલે એના કહેવા પ્રમાણે એની સાથે જવુ કે કેમ? એ પ્રશ્ન મારી દૃષ્ટિસામે આવીને વારવાર ખડો થવા લાગ્યો. આખરે એ સમય પણ આવીને ઉભો રહ્યો બીજે દિવસ બપોરના બે વાગે મટુ તૈયાર થઇને મારી આગળ આવી મને પોતાની સાથે ચાલવાનુ કહેવા લાગી હુ લાચાર બની ગઈ શુ કરવુ? નિરૂપાયે તેની સાથે હુ નરકસ્થાન તરફ ચાલી દૈવે દાટ વાળ્યો ભાગ્યદેવીએ મને ભૂલાવી અફસાસ'

મારૂ ભાગ્ય મારા ઉપર રૂઠયુ હતુ તેથીજ મને અવળી મતિ સૂઝી મુબઇમા એવા અનેક છાના પાપસ્થાનો છે કે જ્યા ધોળે દહાડે ભયકર કુકર્મો થાય છે મને તે ગાયવાડીની એક ગલીમા તેડી ગઇ. એ આબરૂદાર લતાના મધ્યભાગમા એક નરકાગાર હયાતી ધરાવતુ હતુ મટુએ મને તેના છેક ઉપરના કાતરીયામા ચઢાવી અમે ઘરમા પગ મુક્યો કે તરત એ ઘરની સ્વામિની બોલી ઉઠી–' આવો, આવો, મટુ બ્હેન ' તમે કહેતા હતા તે આ જ બાઈ કે? બહુ રૂપાળા છે મન માન્યા પૈસા મળશે હ, પણ જો, જો, મારી મહેનત વિસરી જતા નહિ ! '

' અરે, એ શુ બોલ્યા કેસરબાઇ? તમારો ઉપકાર ભૂલાય? તમારા હાથમા તો અમારી લાજ આબરુની લગામ છે. '

' એવુ સમજનારા આ મુબઈમા બહુ થોડાજ હોય છે કેટલાક તો એવા વિચિત્ર હોય છે કે કામ હોય ત્યા સુધી મીઠુ મીઠુ બોલે અને પછી તુ કોણુ અને હુ કોણુ? પાપી પેટને માટે અમે ઘણી જાતના જોખમ ખેડી આવા કાળા ધોળા કરીએ છીએ, તેમા જ્યારે અમને કોઇ ઠગીને પોતાનો સ્વાર્થ સાધી જાય, ત્યારે બળ્યુ બહુ લાગી આવે છે જો કે અમે પણ કાઈ કાચા પોચા તો નથી, પણ આ ધધો સોળે આના જોખમ ભરેલો હોવાથી આટલી પાણી પહેલા પાળ બાધવી પડે છે ' કેસરબાઇએ માર્મિકતાથી પોતાનો હેતુ જણાવી દીધો

મહુબાઇએ તેને કાનમા કાઇક વાત કરી તેના મનનું સમાધાન કરી દીધુ પછી મને પાસેના ખડમા મોકલવામા આવી. હુ એ વખતે સારાસારનો વિચાર ભૂલી ગઈ હતી, એટલે હાથે કરીને પાપની ખાઇમાં કૂદી પડી એ ખડમા એક પુરુષ બોડી પીતા બેઠા હતા મે જાણીજોઇને મારા શિયળનુ બળિદાન એ હરામીના હાથમા આપી દીધુ થયુ. એ વખતથી મારી લોઢાને પાયે પનોતી બેઠી મને પૈસાનો લાભ તો થયો, હુ મારવાડીના પજામાથી તો છૂટી, પણ મને એક નવી ઉપાધિ વળગી હમેશ બપોરના ત્રણ વાગે મારે આ નરકાગારમા હાજરી આપવા આવવાની ફરજ પડી દિવસે દિવસે મારૂં અધ પતન વધવા લાગ્યું મારી જીદગીમા એક જુદા પ્રકારનો ફેરફાર થઇ ગયો. હુ ક્યા સુધી એ પાપમા આગળ વધી એ અહી શરમને લીધે નથી લખી શકતી; પણ મે એ અનાચારના બૂરા પરિણામ તો અવશ્ય ભોગવ્યાજ છે ! હું અત્યારે સારા આચરણવાળી સ્ત્રી બની છુ, પણ મારી એ ભૂતકાળની ભૂલનો અને વ્યસનાધિનતાનો અસ્વીકાર કરી હુ અસત્યવાદના પાપનો ભાર માથે લેવા ઇચ્છતી નથી

જુગારના દુર્વ્યસનથી મને નાણાની વારવાર જરૂર પડતી અને તે મેળવવા હુ નિરતર આડામાર્ગ ગ્રહણ કરતી. મારૂ એ પાપ મારા પતિથી છાનુ રહ્યુ હતુ, પણ શુ ઇશ્વરથી એ કર્મ છાનુ રહી શકે તેમ હતુ ? પરપુરુષસેવન અથવા વ્યભિચારના પાપનુ ભાથુ બાધ્યા પછી જે ખ્યાલો મારા દિલમા પેદા થયા છે, તે ખ્યાલો જો પહેલા જ પેદા થયા હોત તો મારે આજ પસ્તાવાની આગથી બળવાનો વખત આવત નહિ

જો મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય,
ચલા જાય ઐકુ ઠમે, પલા ન પકડે કોય !

વિકારવશ વનિતાઓ હમેશ આવી જ ભૂલ કરે છે જો કે તેમને પાછળથી પોતાના નઠારા કામોનો પારાવાર પસ્તાવો થાય છે

ખરો, પણ એ 'રાડયા પછીનુ ડહાપણુ' હોવાથી ઘણી વખત નિરર્થક જાય છે.

મારા સ્વામી સાથેની બેવફાઇનો બદલો મને બરાબર મળી ચૂક્યો છે મે આડો માર્ગ ગ્રહણ કર્યો તે પછી છ મહિનાની અદર મારા માતાપિતા અપુત્ર મરણ પામ્યા હતા. અને તેમનુ દ્રવ્ય કોઈ પણ જાતની યોગ્ય વ્યવસ્થા વિના વેડફાઈ ગયુ હતું મને એટલીજ શિક્ષા થઇને વાત અટકી હોત તો બસ હતું, પણ મારૂ દુર્દૈવ મારા ઉપર રૂઠયુ હતું હુ એ બનાવ બન્યા પછી થોડીજ મુદતમા વિધવા થઈ. મારા દુષ્કર્મોનો મને પૂરેપૂરો બદલો મળ્યો. મારૂ નસીબ ફૂટી ગયુ!! અંગ્રેજી અને ગુજરાતીનો મે ઠીક અભ્યાસ કર્યો હતો, પણ એ અધુરૂં જ્ઞાન મને પાપમાથી બચાવી શક્યુ નહિ. મારૂ મન અનીતિથી ભરેલું, દુર્વિચારરૂપી નરકની ખાણુ જેવુજ બની ગયુ હતું પાપની કાંઇ હદ રહી નહોતી જો કે એ પાપનું ફળ પૂરેપૂરૂ મને મળ્યુ હતું, છતા મનોવૃત્તિઓ વશ રહી શકી નહિ. હૃદયની લાગણીઓ પાપના ઘોર અધકાર નીચે ઢકાઈ ગઈ. જે અતકરણુ પ્રથમ કોમળ હતું અને પાપની છાયા જોઇને પણ ડરતુ હતું, તે બેધડક ભયકર અત્યાચાર કરવા લાગ્યુ લોકો કહે છે કે પેટ ભૂડુ છે, પરતુ હું કહું છુ કે પેટ-થીયે દુર્વ્યસન ભૂડુ છે. દુર્વ્યસનને જીતે તેજ ખરો દૈવી જીવ!

આખરે જગદીશ્વરની કૃપાથી ભગવતીસ્વરૂપ એક દેવીને હાથે હું એક દિવસ અચાનક ચઢી ગઈ મુબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમ-ડળના માનવતા એ પવિત્ર દેવીએ મારા ઝેરમય જીવનમા અમૃતનું સિંચન કર્યું સ્ત્રીજીવનની મહત્તા અને અલૌકિકતાનો મને ઉપદેશ આપી આપીને સુન્દર ખ્યાલ કરાવ્યો. તેઓ પોતાને ત્યા મને તેડી ગયા ધીમે ધીમે મારા વિચારોમા પસ્તાવાનું ઝરણું પ્રબળ થવા લા-ગ્યુ જે જીવનમા પહેલા અમૃત જેવી મીઠાશ લાગતી હતી, તેમા કડવાશ લાગવા માડી, અને જે અધમમાર્ગો મારા મિત્ર થઇ પડયા હતા, તે હવે ખરા શત્રુ બન્યા. પરમેશ્વર પશ્ચાત્તાપ જોઇને પાપની

માફી આપે છે, એ વાત જો સાચી હોય તો મને આશા છે કે મારા સઘળા પાપ બળીને ભસ્મ થઇ ગયા હશે

સંકલ્પવશ, બળહીન, માનવહૃદયની શાંતિ માટે પ્રભુપ્રાર્થના એ ઉત્તમ ઔષધિ છે. મને એ પ્રાર્થનાનો આશ્રય સારૂં સાન્ત્વન આપનાર થઇ પડયો. સ્વસ્થચિત્તથી હું ધીરે ધીરે આગળ વધી શકી મને મારા સ્ત્રીજીવનના વિવિધ પ્રશ્નો હવે ઉદ્ભવવા લાગ્યા. બદલાયેલા જીવનક્રમને અનુકૂળ થતા મને બહુ વખત ન લાગ્યો જીંદગીની ગમે તેવી અંધારી રાત્રીમાંયે ઇશ્વરની કૃપાથી આશાનો, શ્રદ્ધાનો પ્રકાશ હૃદયને પ્રકાશિત કરે છે, એ હું મારા અનુભવ ઉપરથી નિઃસંશય જણાવું છું. મારી નવી જીંદગીમા એ નવીન અનુભવ મને બહુ કલ્યાણકર થઇ પડયો છે મારા વિચિત્ર જીવનમા જે શૂન્યકાર જણાતો હતો, તે હવે ચાલ્યો ગયો છે. અજ્ઞાનનો પડદો મારી દષ્ટિ આગળથી દૂર થયો છે અને કર્તવ્યના ઉંડાણમા મારૂં ચિત્ત એકતાન બનવા લાગ્યું છે.

એ ભગવતીની પ્રેરણાથી હું અત્યારે સારી દિશામા ગતિ કરી રહી છું. મારા આયુષ્યની પ્રત્યેકપળ હવે સન્માર્ગે જાય છે મારી બાલ્યાવસ્થાની મૂર્ખતાથી મેં મારા જીવનનો જે અવળે રસ્તે ઉપયોગ કર્યો છે તેને માટે મને અપાર ખેદ થાય છે મારી પેઠે કેટલીએ સ્ત્રીઓની જીંદગી મૂર્ખતાથી વેડફાઈ જતી હશે! સમાજ એ દિશા તરફ ક્યારે આંખી કરશે?

હિન્દુસ્થાનની વસ્તીનો મોટો ભાગ ગરીબ છે સમાજનું અર્ધું અંગ તદ્દન અજ્ઞાન છે. કુમારિકા, પત્ની અને વિધવા એ ત્રણેયની સ્થિતિમા કેળવણી, ધર્મ અને નીતિના પ્રચારની આવશ્યકતા છે. ગૃહશિક્ષણની ખામિ જે આપણા દેશમા ભયંકર નુકસાન કરી રહી છે, તે હવે વધારે મુદત ચલાવી લેવામા હાની છે. બાળકોને ઉંચું ગૃહશિક્ષણ આપી શકાય એટલા માટે સ્થળે સ્થળે પત્નીશાળાઓ, સ્ત્રીશાળાઓ તથા સ્ત્રીશિક્ષણના વર્ગો ચાલુ કરવા જોઇએ. ઠામ ઠામ કન્યાશાળાઓ, બાલિકાશ્રમો, વિધવાશ્રમો, મહિ-

લામ ડળો તથા એવીજ બીજી સ્ત્રીઓ માટેની સસ્થાઓ શરૂ કરવી જોઇએ અને તે દરેકની વ્યવસ્થાનુ સુકાન સદ્દગુણી આધેડ સન્નારીઓના હાથમા સોપવુ જોઇએ. આપણા દેશે નવા યુગમા પ્રવેશ કર્યો છે. સ્ત્રીઓએ શ્રદ્ધાવડે અણકલ્પ્યા ભાવી સાથે જોડાઈ જવાનુ છે આ વખતે જે સ્ત્રીઓ ખોટા હકનો વિચાર કરશે તે મૂર્ખ ગણાશે ફરજ બજાવનાર સન્નારીઓ પોતાના સાચા હક પ્રેમથી પ્રાપ્ત કરી શકશે બાળશિક્ષણ એ સ્ત્રીઓનો મોટામા મોટો ધર્મ છે હિન્દ પોતાની ઉન્નતિમા આગળ વધી શકે એટલા માટે સુશીલ માતાઓએ પોતાના બાળકોમા બાળપણથી સારી ટેવો પાડવી જોઇએ કુદરતનો એક નિયમ છે કે જમીનમા જો સારૂ બીજ વાવવામા ન આવે તો ઘાસચારા જેવા હલકા પાકો પોતાની મેળે ઉગી નીકળે છે બાળક કુદરતને સપૂર્ણ મળતું હોવાથી તેનામા જો સારી ટેવોનું બીજ ન રોપવામા આવે તો કુટેવો પોતાની મેળે ખીલી નીકળે છે બાળકની ભવિષ્યની જીદગી સારી અથવા નઠારી થશે, તેનો બધો આધાર તેની માતા ઉપર રહેલો છે ઘરની સારી કેળવણી વિના કેવુ ભયકર પરિણામ આવે છે, તેનુ ખરૂ ઉદાહરણ મારી આ જીવનકથા છે. ઘર સદ્દગુણની-સભ્યતાની પાઠશાળા છે અને માતા તેમા શિક્ષિકા છે મારી માતાએ જો મારામા સારા સસ્કાર પાડયા હોત તો શુ મારી આવી અધમ દશા થાત ?

મારા હૃદયને જબરો આઘાત લાગ્યો છે. હજારો વીંછીના દશ જેવી તીવ્ર વેદના હું સહી રહી છુ. દરેક પળે હું મૃત્યુની રાહ જોઉં છુ અને ઇશ્વરને વિનવુ છુ કે તેઓ આવતા ભવે હિન્દુસમાજમા અજ્ઞાન માતાને પેટે મને પુત્રીરૂપે જન્મ ન આપે, કારણ કે—

'હિન્દુઓ ગાળે જ જીવન ક્લેશમા !'

---

# ૩ નરકનો નીકમાં.

---

જુઓ તમે કલિયુગના બાવા,
    કરતા અતિશય કાવા દાવા — જુઓ

માલ, મલીદા મફત મળે તે ખાત કરીને ખાવા,
વિધવા–સધવા કરી એકઠી, બાવો બેસે ગાવા – જુઓ

તેલ, ફૂલેલ લગાવે અંગે, બ્રહ્મચર્યને લજવે,
સંયમ સત્યાનાશ કરીને ભેખનું નાટક ભજવે – જુઓ

વાત કરે વ્હાલપણની પણ એ અંતર મેલું રાખે,
ભોળાવા રાડી રાંડોને મીઠું મીઠું ભાખે — જુઓ.

ધર્મને નામે ધતિંગ ચલાવે, છળભેદોમાં રાચે,
તંબુરો કરમાં લઇ તાને, ઘેલા થઇને નાચે – જુઓ

ચેલા મુંડે ગાદી જમાવા, મૂર્તિમંડળી સ્થાપે,
ઘેલું જગ ઠગ પાછળ દોડે, ત્યાં દુર્ગુણ કોણ કાપે ?– જુઓ

ઇશ્વરનો ઇજારો રાખી, વાત વધારી બોલે,
મૂર્ખાઓની સ્તુતી સાંભળી, ગર્વ ધરીને ડોલે – જુઓ

કૂડ–કપટનું જોર વધારે, ભીતિ લેશ ન ધારે,
પાપ–પંકમાં પડી રહેનારા શું એ પરને તારે ?– જુઓ

અરેરે, આ દેશની આંધળી શ્રદ્ધા ક્યારે નાશ પામશે ? અધિકાર વિનાના લેભાગુ સાધુડાઓએ આ દેશનું જેટલું અહિત કર્યું છે, તેટલું બીજા કોઇએ નથી કર્યું આ દેશમાં જેને કાંઇ ધંધો ન આવડે તે સાધુમહારાજ બની પારકે પૈસે તાગડધીન્ના કરવાનો ધંધો હાથ કરી લે છે અને મનમાન્યા સુખ વૈભવ મેળવે છે અંધશ્રદ્ધાળુ ગમારો તેને અનુકુળતા કરી આપે છે અને એ રીતે હરામનું ખાનારા શયતાનોની સંખ્યા આ ગરીબદેશમાં વધતી જાય છે સમાજ આ બાબતનો ક્યારે વિચાર કરશે ' સરકારે કાયદાઓ કરી દેશ આખાને બાંધી લીધો છે, પણ સાધુઓના છૂટાપણા ઉપર અંકુશ મૂકવાનો કે એમની વધતી જતી સંખ્યા અટકાવવાનો કોઇ કાયદો કર્યો નથી ભગવી ચીંદરી ધરનારાઓ ધોળે દિવસ પ્રજાના પૈસા લુંટે, સ્ત્રીઓના શિયળ હરે અને કાળોકેર વર્તાવે, એ તરફ કોઇ આંખ ઉંચી કરીને જોતું પણ નથી, પરંતુ પરમેશ્વર શું એ નીચ સાધુઓની નીચતાને નહિ જોતા હોય ? મને વિશ્વાસ છે કે એ હરામીઓને હાથે ઠગાએલી મારા જેવી અજ્ઞાન અબળાઓની કરુણહાયથી જરૂર એક દિવસ એ પ્રભુ વ્હારે ધાશે અને દ્રૌપદીની લજ્જા સાચવી તેમ આ દેશની સ્ત્રીઓને પાપમાં પડતી બચાવશે

અમે સ્ત્રીજાતિ સ્વભાવથીજ ભોળી છીએ. અમારી લાગણીઓ પુરુષો કરતાં સતેજ હોય છે. પ્રેમની તો અમે જીવતી પ્રતિમાઓજ

ગણાઇએ છીએ. અમારા ભોળા-પ્રેમાળ—લાગણીવાળા હૃદયનો કોઈ દુરુપયોગ કરવા ધારે તો તેમા તે સહેલાઇથી ફાવી શકે છે પ્રેમગર બાવો તેથી જ અમારા ગામમા ફાવી ગયો જ્યાસુધી તેના પગલા નહોતા થયા, ત્યાસુધી ગામમા લીલાલ્હેર હતી પણ તેના આવ્યા પછી ઘણા ઘરોમાં પાપ અને અનાચાર પેસી ગયા છે

એ આવ્યો ત્યારે ઘણો નિસ્પૃહી અને ત્યાગી હોવાનો ડોળ કરતો. તેની સાથે ઠાકોરજીની ન્હાની પ્રતિમાઓ હતી; તેનુ તે ઘણા ઠાઠથી પૂજન કરતો એનો કઠ સારો હતો રાતના બાર—એક વાગ્યા સુધી તે ભજનીઆ ગાતો. ગામના ખેડુતો, રબારીઓ અને બીજા આખા દિવસની મહેનતથી થાકી ગએલા લોકો ત્યા ભેગા થતા અને બાવો તેમને સૌને સતોષ પમાડતો તે પોતાની સાથે એકતારો—તબુરો રાખતો અને સર્વ પથના લોકોને રુચે તેવા પદો બોલતો નરસિહ મહેતાના, દયારામના, મીરાબાઇના અને કબીરના પદો તેને વધારે આવડતા તે ઝાઝુ ભણ્યોગણ્યો નહોતો, પણ સાચા, ખોટા સસ્કૃત અને હિન્દી શબ્દોમા વાતોના તડાકા કરી એ અભણ ગામડીઆઓને આજી નાખતો

એ કઇ જાતનો હતો તે કોઇ કળી શક્તું નહિ, પણ તે બ્રાહ્મણોના જેવુ યજ્ઞોપવિત પહેરતો અને કપાળમા રાખોડીની જાડી રેખાઓ તાણતો સ્ત્રીઓની આગળ તો તે બહુજ દમામથી વાતો કરતો અને રાધાકૃષ્ણના પ્રેમનુ તથા ગોપિકાઓના રાસનુ રસભરેલી રીતે વર્ણન કરી બતાવતો. એનો ચહેરો ઘણો મોહક હતો અને એની વાત કરવાની છટા તો એથીએ વધુ આકર્ષક હતી. ઘરડી સ્ત્રીઓ પાસે તે બ્રહ્મ, વેદ, સનાતન, દ્વૈત વગેરે બેચાર ગોખેલ ભારે ભારે શબ્દોમા ગપાટા હાકતો અને મારા જેવી તરુણ સ્ત્રીઓ પાસે તે પ્રેમકથાઓ કહેતો એ મુઆને વાતોયે બહુ આવડતી. પોતે બાળ બ્રહ્મચારી હોવાનો દાવો કરતો (જે હડહડતુ જૂઠાણું છે, એમ પાછળથી મને જણાયુ હતું.) અને પોતાને સમાધિમા

સાક્ષાત્ પ્રભુદર્શન થાય છે, એમ જણાવતો જે સ્ત્રીઓ ભક્તિભાવથી પોતાની સેવા કરશે, તેને પોતે પ્રભુના દર્શન કરાવશે એવુ વચન પણ આપતો.

અનેક દુખી સ્ત્રીઓ એની પાસે જતી અને પોતાના દુખની વાતો તેને કહી સભળાવતી. કોઇને ધણીનુ દુખ હોય, કોઇને સાસુનો સતાપ હોય, કોઇને છોકરા ન થતા હોય, કોઇને શોક્યનુ સાલ હોય, કોઇને વિધવાપણાના દુખ હોય–હિન્દુ સસારમા શુ ન હોય? એટલે આમ જુદી જુદી પ્રકૃતિની સ્ત્રીઓ પોતે માની લીધેલા દુખોથી કાયર બની પ્રેમગર મહારાજ પાસે જતી અને પોતાના નસીબ ઉપર બે આસુ પાડી, એ બાવો જ જાણે સઘળા દુખ ટાળવા સમર્થ હોય તેમ તેને કાલાવાલા કરી પોતાની પિડા ટાળવા વિનવતી

વાત એટલેથી જ અટકતી નહિ, પણ ઘેરથી સારા સારા મિષ્ટાન્ન તથા ઠાકોરજી માટે વસ્ત્ર–ઘરેણા વગેરે લઇ સાજ–સવાર સ્ત્રીઓ તેની પાસે જતી, પુરુષ વર્ગમા બાવાએ પ્રતિષ્ઠા જમાવલી હોવાથી કોઈ પુરુષ પોતાની વ્હેન, દીકરી કે બૈરીને ત્યા જતી અટકાવતો નહિ આથી તેને નિરકુશપણે ચોટલામડળમા મ્હાલવાની મજા પડતી. હુ અત્યારે એના સબધમા આ કડવી ટીકા લખવા બેઠી છુ, પણ એ વખતે તો મનેય તે સાક્ષાત્ ઇશ્વરતુલ્ય લાગતો એની ઉમ્મર પચ્ચીસેક વર્ષની હતી સુન્દર ભગવા વસ્ત્ર તે પહેરતો એનો ચહેરો મોહક હતો એ તો મે આગળ જણાવેલુ જ છે, એટલે મારા જેવી વિધવા વનિતાના હ્રદયમા એ એકદમ પોતાનુ સ્થાન જમાવી લે તો તેમા આશ્ચર્ય પામવા જેવુ શુ છે? શરૂઆતમા કોઇ સ્ત્રીને તે અડકવા દેતો નહિ, પણ પાછળથી પ્રેમઘેલી પેમલીઓ ચરણસેવા કરવાને બ્હાને તેના શરીરનો સ્પર્શ કરવા લાગી અને ધીમે ધીમે વાત એટલી બધી વધી કે તે લખતા પણ મને શરમ આવે છે સ્ત્રીઓના હૃદયો ઇર્ષ્યા અને દ્વેષથી ભરેલા હોય છે, એમ વિદ્વાનો તથા અનુભવીઓ કહે છે, પણ હુ સ્પષ્ટ જણાવુ છુ કે એ બાવાની સેવા કરવામા અને

તેનો એકાંતમા લાભ લેવામા અમારા ગામની સ્ત્રીઓ પોતાનો કુદરતી ઇર્ષ્યાળુ સ્વભાવ ભૂલી જતી

ગામના લોકોએ એ બાવાને માટે એક ન્હાની શી જગ્યા બ-ધાવી આપી હતી ગામની ઉત્તરદિશા તરફ પોલિસથાણા પાસે તે જગ્યા હજુ પણ છે એના આગણામા એક કૂવો અને ન્હાનો શો બાગ છે બાવાનો વિચાર ત્યા પોતાની ગાદી સ્થાપવાનો હતો, એટલે ધીમે ધીમે તેણે ઘણી જણસો એકઠી કરવા માડી હતી બપોરને વખતે ગામનો પુરુષવર્ગ પોતાના ધધામા પડયો હોય તે વખતે સ્ત્રીઓનું મડળ ત્યા એકઠુ થતુ અને બાવાની ધ્યાનમા બેસવા માટેની ઓરડીમા જઇ તરૂણ સ્ત્રીઓ તેની સેવા કરી તેના બદલામા પોતાના વિકારોની શાતિનો તથા તેની પ્રસન્નતાનો લાભ લઇ પાછી આવતી પ્રથમ તો સ્ત્રીઓમા અદરોઅદર મર્યાદા સચ-વાતી, પણ પછી વાત એટલી વધી ગઇ કે બે ત્રણ સ્ત્રીઓની હાજ-રીમા પણ એ સાધુડો શિષ્યાઓ સાથે સ્વચ્છદ વર્તવા લાગ્યો. બહાર એ એમ કહેતો કે પોતાને કોઇ જાતનુ વ્યસન નથી, પણ હું ખાત્રીથી કહુ છુ કે તેના જેવો ભાગ, ગાજાનો વ્યસની બીજો કોઈ જ નહિ હોય ! એકાતમા એનુ મોઢુ ખૂબ વાસ મારતુ અને કદી કદી તો ખાતરના ઉકરડા જેવુ ગધાતું ! એની પાસે એક પત-રાની પેટી હતી તેમા તે લાલપાણીની બાટલી રાખતો અને રાત્રે તેમાથી તે રોજ જરૂર જેટલું પાણી પીતો. બાટલી જ્યારે પૂરી થઈ રહેતી, ત્યારે પાસેના શહેરમા જઈ તે લઈ આવતો પાછળથી મને જે માલમ પડ્યુ છે, તે ઉપરથી હું કહી શકુ છુ કે એ બાટલી વિલાયતી ઉચા દારૂની જ હતી.

એક ભગવા વસ્ત્ર પહેરી નીકળેલો, સસારત્યાગી હોવાનો દાવો કરતો સાધુ આમ પરસ્ત્રીગમન અને મદિરાપાન છૂટથી કરે અને આધળો સમાજ અધશ્રદ્ધાથી તેની પાછળ પાછળ દોડે એ પણ આ જમાનાની એક વિચિત્રતા નહિ તો બીજુ શુ ? ભગતી ચીંદરી

પાછળ આ દેશવાસીઓનું અને તેમા ખાસ કરીને આપણા ગુજરા-તીઓનુ ગાડપણુ ક્યારે ઓછુ થશે? દેશના પુરુષવર્ગ કરતા સ્ત્રીવ-ર્ગમા ઘેલછા વધારે છે. તરૂણ વિધવાઓ અને જુવાન છોકરીઓ પાસેથી એ સાધુઓ જેટલા ફાવી જાય છે, તેટલા બીજે કોઈ સ્થ-ળેથી ફાવી જતા નથી પોતાના લાલજી કે ઠાકોરજીને માટે ભોગ ધરાવવા નિમિત્તે તેઓ સ્ત્રીઓને ઘરમાથી ચોરીઓ કરતા, જૂઠુ બોલતા, અનીતિ આચરતા અને પાપ કરતા શીખવાડે છે, અનેક કુટુબોમા તે દુષ્ટો કુસપના બીજ રોપે છે, અનેક ધણી-ધણીઆણી વચ્ચે અસતોષ અને વહેમના વમળ ઉભા કરે છે અને અનેક સ્ત્રીઓની જીદગીમા ઝેર મેળવે છે સમાજમા જે મહાભયકર કમ-કમાટી છૂટે એવા ગુન્હાઓ થાય છે અને નિત્ય નવા નવા જે ત્રાસદાયક પાતકો બને છે, તે દરેકના મૂળમા સેકડે પોણો-સો ટકા એ શયતાનોનો હાથ હોય છે કેટલાક જોગટાઓની વિષય-લાલસાઓ, દુર્વ્યસનો અને પાખડો એટલા અનહદ હોય છે કે તેનું વર્ણન જ આપણી જીભને અપવિત્ર કરી મૂકે છે! પ્રેમગર બાવો માણસના રૂપમા એક જીવતો જાગતો રાક્ષસ હતો. રૂદ્રાક્ષની મોટી મોટી માળાઓ નીચે ધડકતુ તેનુ અધમ હૃદય કામવાસનાથી ભર-પૂર, ગધાતા નરક જેવુ, લોભ-અહકાર-માયા વગેરેથી ભરેલુ હતુ સસારમા યથેચ્છ મ્હાલવા માટે જ તેણે ભગવા કપડા પહેર્યા હતા મહેનત-મજુરી વિના રળી ખાવાની અને સાથે સાથે સસારીઓને પણ અસાધ્ય એવી વૈભવી જીદગી ભોગવવાની અજબ તાલીમ તેણે મેળવી લીધી હતી

અમારા ગામની ઘણી સ્ત્રીઓ તેના ફદામાં ફસાઇ હતી. અહી કોઇ પ્રશ્ન કરશે કે યુવાન્ સ્ત્રીઓ તો કદાચ ફસાય, પણ ગામની વૃદ્ધ સ્ત્રીઓ કે જેમના વિકારો શાત થઇ ગયા હોવા જોઇએ તેઓ પણ શા માટે ફસાઇ હતી? તો તેનુ સમાધાન એટલુ જ છે કે એ વૃદ્ધા-ઓમાની કેટલીક પોતાની યુવાવસ્થામા આવા એક મહારાજને હાથે

અપવિત્ર થઇ ચૂકેલી હતી. લોકો કહેતા હતા કે ત્રીસ વર્ષ પહેલા વલ્લભગર નામનો એક બ્રહ્મચારી અહીં ચાતુર્માસ રહ્યો હતો એ કહેવાતા બ્રહ્મચારીએ ગામના સ્ત્રીવર્ગમા ઘણો અત્યાચાર કર્યો હતો. આ વાત મને મારી પાડોશણ જીબા કાકીએ એક દિવસ કહી સભળાવી, અને તે એટલે સુધી કે પોતાની ૨૦ વર્ષની ઉમ્મરે એ સાધુને હાથે પોતે કેવી રીતે અપવિત્ર થયા હતા, તે વાત પણ મારાથી છાની રાખી નહિ ! આ વલ્લભગર બાવા જેવો જ આ પ્રેમગર બાવો કામકળામા નિપુણ છે, એમ સરખામણી કરી જીબા કાકીએ મારા વિચારોને વધારે જાગૃત કર્યા તેમની સઘળી વાત ધ્યાનપૂર્વક સાભળ્યા પછી મે લજવાતા લજવાતા કહ્યુ —

'જીબા કાકી! મારાથી તો બન્યુ એ મહારાજ પાસે એવું નહિ બોલી શકાય ! ગમે તેમ તોય એ પરાયો બાપડો! એની પાસે મુઈ શરમ તે શી રીતે મૂકાય ?'

જીબા કાકીએ તરત એ 'પરમારથનુ' કામ પોતાને માથે લીધુ. અને બીજે દિવસ બપોરે તેમણે જાતે જ મને પાપની પથારીમા ધકેલી દીધી ! થયુ. મારૂ વૈધવ્ય કલકિત બની ગયુ જે સ્ત્રીઓ યુવાવસ્થામા વ્યભિચારિણી હોય છે, તે સ્ત્રીઓ વૃદ્ધાવસ્થામા બહુધા દલાલણો, કુટ્ટિનીઓ કે બીજાની કામક્રીડા જોઇ પ્રસન્ન થનારી હીજડીઓ બની જાય છે, એ વાતનો મને પ્રત્યક્ષ અનુભવ થઇ ગયો !!

હું અપવિત્ર, પાતકી બની, પણ મારૂ મન એ વખતે આ વાત સમજી શક્યુ નહિ, કારણકે બાળપણમા મારામા ખાસ સારા સસ્કારો પાડવામા આવ્યા નહોતા. મારા માબાપ સાધારણ સ્થિતિના હતા. મારૂ લગ્ન મારી બાર વર્ષની ઉમ્મરે અમારી જ્ઞાતિના એક પુરુષ સાથે કરવામા આવ્યુ હતુ, પણ લગ્ન પછી હું બીજે જ વર્ષે રાડી હતી મારા સાસરામા બીજુ કોઇ નહોતુ, એટલે મારૂ સ્ત્રીધન તથા મારા ધણીના ઘરનુ દ્રવ્ય લઇ હું મારે પિયર આવી. મારા માબાપ ધર્માંધ હતા. કોઇ સાધુ, સન્યાસી કે જગતને ઠગવા નીકળેલો ભગત આવી

ચડે તો તેઓ તેને અમારે ઘેર લાવી રાખતા અને બે ચાર દહાડા ખૂબ મિષ્ટાન્ન વગેરે જમાડી સંતોષ પમાડતા ગામમા મારા પિતાને સૌ ભગત કહીને બોલવતા અને મારી મા પણ આખા ગામની સ્ત્રીઓમા શ્રદ્ધાળુ મનાતી મારે ચાર ભાઈઓ છે, પણ મારા બાપને હું એક જ કન્યા હોવાથી તથા બાળપણમાથી રાડેલી હોવાથી ઘરમા કોઇ મને કશુ કહેતુ નહિ મારી ચારેય ભોજાઇઓને હું તાબામા રાખતી અને વાતવાતમા સૌને ઉતારી પાડતી. તે સ્ત્રીઓ પોતાના ધણી એટલે મારા ભાઇઓ પાસે મારા માટે ભભેરણી કરતી, પણ મારા ભાઇઓ મારા દ્રવ્યબળથી દબાએલા હોવાને લીધે મને કાંઈ કહી શકતા નહિ. હુ મારા સાસરામાથી સઘળા મળીને દશ હજાર રૂપિયા રોકડા લાવી હતી. ઘરેણાનો તથા રાચરચીલાનો તો હુ હિસાબ જ ગણતી નથી. આ રૂપિયાઓ વડે વેપાર કરી મારા બાપ તથા ભાઇઓ પાચ પૈસા પેદા કરી શક્યા હતા અને રળતા ખપતા થયા હતા તેમણે દરેક જણે જુદુ જુદુ ઘર બનાવ્યુ હતું. પણ વેપારધંધો તો સાથે જ કરતા હતા. અમારી નાતમા પ્રથમ તેમની જે આબરુ નહોતી, તે હવે જામવા લાગી હતી અને ધીમે ધીમે ઘર પટેલીઆની ગણુનામા આવતું જતું હતું

પૈસો પૈસાને ખેચી લાવે છે, એ કહેવત મુજબ મારા બાપ થોડા વખતમા જ સારા શ્રીમત થઇ શક્યા હતા અને તે શ્રીમતાઇના મૂળમા મારા દ્રવ્યની મદદ હોવાથી તથા હજુ સુધી મારૂ દ્રવ્ય તેમના કબજામા હોવાથી તેઓ મારાથી દબાએલા રહેતા હતા શાસ્ત્રોમા સ્ત્રીને પતિ, પિતા, પુત્ર કે ભાઇના તાબામા રહેવાનું લખ્યુ છે, તેને બદલે હુ તે સર્વને મારા તાબામા રાખતી આ મારી અયોગ્ય સ્વતત્રતાનો દુરૂપયોગ કરતા મને વાર લાગી નહિ. ઘરમા ચાર ભોજાઇઓ કામ કરનારી, એટલે મારે માથે કામનો બોજો નહોતો. હું દેવમંદિરોમા, કથાભજનોમા અને સાધુસંતોની મંડળીઓમા જતી અને મારી એ ધર્મશીલતાને મારા માતાપિતા વખાણતા, તેઓ કોપીન, જટા અને રૂદ્રાક્ષની માળાઓમા ધર્મસ્વરૂપ જોતા

જ્યારે પ્રેમગર બાવાને હાથે મારા શિયળનું-વૈધવ્યનુ ખડન થયુ, ત્યારે ધર્મનુ ધતિગ હું સમજી ગઇ, પણ એ વખતે મારી ઉમ્મર કાચી હતી. સંસારસુખની વાસનાઓ મગજમા ભરેલી હતી. મે પતિનુ સુખ જોયુ નહોતુ મારા શરીરનો બાધો મજબુત હતો અને મારૂ યૌવન દિવસે દિવસે એટલુ ખીલતુ જતુ હતુ કે મને જ તેની ઇર્ષ્યા આવતી નઠારા વિચારો આવી આવીને મારૂ મન ડોલાવી નાખતા. અને ખરાબ સ્વપ્નાઓ આવીને રાતને વખતે મારી નિદ્રાનો ભગ કરી દેતા. ઘરમા મારે સૂવાનો ઓરડો જુદો હતો. મારા ભાઇઓ પોતાની બૈરીઓ સાથે સૌ સૌના ઓરડાઓમા સૂતા. મને કહેતા ઘણી શરમ થાય છે, પરતુ મારા ભગત પિતાજીને પણ રાતમા વાતો કરવા સારૂ પોતાના પલગ પાસે મારી માતાનો ખાટલો રખાવવાની જરૂર પડતી. ઘડપણમા રાતે ઉઘ ઓછી આવે છે અને વાતો કરવાની ટેવ વધે છે એ ખરૂ, પણ ઘરમા જુવાન દીકરી વિધવા હોય અને વૃદ્ધ માબાપ પોતાની જીદગીની ટેવ સુધારવા જેટલો મન ઉપર કાબુ ન રાખી શકે, ત્યાં વાતાવરણની શુદ્ધતા ભાગ્યે જ જળવાય! મારૂ મન દિવસે દિવસે વધારે મલિન બનવા લાગ્યું. હું ગુજરાતી ચાર ચોપડી ભણી હતી, એટલે મને સાધારણ વાચતા આવડતું હતું. મારા ભાઇઓની તમામ ચોપડીઓ વાચવાની મને છૂટ હતી. એ ચોપડીઓમાની કેટલીક રસિક ચોપડીઓએ પણ મારા મગજને હચમચાવી મૂકયુ હતુ. મારૂ શરીર હમેશ તપેલુ રહેતુ હું ભજનો અને કથાઓમાથી પણ અવળા—મને રુચે તેવા અર્થ ઉપજાવી કાઢતી. પ્રેમગર બાવાએ મને સંસારના કુદરતી ધર્મોનુ ભાન કરાવ્યુ, પણ તેથી તો મારા વિકારના અગ્નિમા ઘી હોમાયુ ચાર માસ તે બાવો ત્યા રહ્યો ત્યા સુધી તો મે તેનો લાભ લીધો, પણ જ્યારે તે અચાનક એક રાતમા પોતાનો મુકામ ઉપાડી ગચ્છતિ કરી ગયો, ત્યારે મને તેનો વિયોગ સાલવા લાગ્યો અમારા ગામના એક શ્રીમત શેઠ જમનાદાસની વિધવા પુત્રવધૂને

એ ભાવાના હમેલ રહ્યા હતા અને તે વાત જાહેરમા આવતા તે પલાયન કરી ગયો હતો આ વાત મે પાછળથી જાણી હતી, પણ જ્યાસુધી મને કાંઇ અડચણ ન આવે ત્યાસુધી હુ એ પાપકર્મથી પાછી વળુ તેમ ક્યા હતી ? વાર્યાં ન રહેવાય પણ હાર્યાં તો રહેવાય જ.

ભાવાના ગયા પછી મે મારૂં જીવન અવળે રસ્તે જ વેડફી નાખવા માડયુ મનનો એક સ્વભાવ છે કે જે વાતનો તેને હરામચસ્કો લાગ્યો હોય, તેમા જ તેને રસ પડે છે. મને હવે નઠારી બાબતોમા રસ પડવા લાગ્યો દુનિયામા સારા કરતાં નઠારા માણસોની સખ્યા વધારે હોય છે; એટલે મારા સ્વભાવને અનુકુળ બ્હેનપણીઓ પણ મને આવી આવીને મળવા લાગી

એક શીવબાઇ નામની બ્રાહ્મણ વિધવા સાથે મારે દઢ સ્નેહ બંધાયો હતો. મારી પેઠે તે પણ 'શીંગની સળેલી' હતી. હું ઘેરથી જમીને બપોરે તેને ત્યા જતી. એનુ ઘર ગામને એક છેડે એકાતમા હતુ એનો ધણી દશેક વર્ષ ઉપર ચાલેલા પ્લેગમા મરી ગયો હતો. અને ત્યારથી એ બાઇએ અધમ રસ્તે નિર્વાહ ચલાવવાનો વ્યવસાય આરભ્યો હતો. એના ઘરમા અન્નને અને દાતને વેર હતુ, એટલે પેટનો ખાડો પૂરવા માટે જ તેણે એ ધધો હાથ ધર્યો હતો. હુ તેને મારા ઘરમાંથી ઘી, ગોળ, લોટ, વગેરે ચોરીને છાની રીતે આપી આવતી સક્રાતિ જેવા પર્વણીના દિવસે સાલ્લો, ચોળી, ચણીઓ વગેરે મારી માની રજા લઇને આપતી અને અવારનવાર તેને પૈસાની પણ મદદ કરતી. મારો સ્વભાવ ઉદાર હતો એટલે સહજમા તે મારે આધીન થઇ ગઇ મે તેની મદદથી મારો શિકાર શોધી લીધો હુ એ અધમ માર્ગે કેટલી આગળ વધી તે અહી વિસ્તારથી નથી લખતી, પણ એ માર્ગે ચાલીને દુનિયામા જેટલા પાપ થઈ શકે તેટલા બધા મે કર્યાં છે

જ્ઞાતિભેદના હિમાયતીઓ ભલે પોતપોતાની જ્ઞાતિઓ માટે કોન્ફ્રન્સો ભરી, ઠરાવો ઘડી વાડાઓ મજબુત બનાવે, પણ હું ખુલ્લુ અહીં જણાવુ છુ કે જ્યા સુધી તે જ્ઞાતિઓમા મારા જેવી સ્વચ્છદ સ્રીઓ

છે ત્યા સુધી એમની જ્ઞાતિઓનાં બંધન સડેલા જ સમજવા. અમારી જ્ઞાતિ બહુધા વૈષ્ણવધર્મી છે ઘણા કુટુંબો તો પૂર્ણ 'મરજાદ' પાળે છે, છતા અધર્મ અને અનીતિ પણ અમારામા ભરપૂર છે હું બીજાની વાત શા માટે કરૂ? મે પોતે જ એક મુસલમાન નાયક સાથે આડો વ્યવહાર રાખી ખાવાપીવામા પણ તેની સાથે છૂટ લીધી છે મારા કુકર્મ ગણાવુ તો પાર આવે એમ નથી. મે ગર્ભપાત જેવા ભયંકર પાતકો કર્યા છે અને આજ સુધી મારૂ આયુષ્ય મે **નરકની નીકમાં જ** વહેવડાવ્યુ છે.

હું ઘોર પાપી છું, અપરાધી છુ; પણ મને એવી પાપવૃત્તિમા જોડનાર એક નીચ સાધુડો છે, તેથી મારી પાપવાસના માટે હું એ સયતાનને જ જવાબદાર ગણું છુ. આ અભાગી દેશમા એવા આળસુ ભીખારીઓની સખ્યા રોજ વધતી જાય છે અને કરોડો રૂપિયા તેઓ ખરાબ કરે છે. મૂર્ખ, ભોળા, પેમલા અને અંધશ્રદ્ધાળુ લોકો એવા પાખંડીઓને પોતાના તારક માની તન, મન, ધનથી તેમને પૂજે છે અને અજ્ઞાનતાથી તેમના તરફના અનાચારોને ઉત્તેજે છે. ત્યાગની ભાવના ખોટી નથી, પણ સમયના વહન સાથે ત્યાગીઓનો મોટો ભાગ અધર્માચારી થતો જાય છે અને સડો વધતો જાય છે આજકાલ તો જેને કાઇ ન સૂઝે તે મુડ મુડાવી બેસી જાય છે, કારણ કે —

> શિર મુડનમા ત્રણ ગુણ, શિરની ઉખડે ખાજ,
> ખાવાના લડુ મળે, લોક કહે મહારાજ!

વળી —

> ટોપી ઓઢે ત્રણ ગુણ, નહિ વારો કે વેઠ,
> સાધુ, સાધુ, સૌ કહે, સુખે ભરે પેટ!

આધળી દુનિયા તેમને પેટ ભરવાની અનુકુળતા કરી આપે છે, એટલે તેઓ અત્યાચાર વધારતા જાય છે ખરા ધર્મનો અત્યારે લોપ થવા માડયો છે, તેથીજ હડહડતો કલિયુગ વ્યાપતો જાય છે એમ હુ

તો કહું છુ ભોગવિલાસમા પડી રહેનારા, વ્યભિચાર કરનારા અને પાખડ ફેલાવનારા ધર્મગુરુઓ પોતે ડૂબે છે અને પોતાના શિષ્યોને ડૂબાવે છે

મારી એક બ્હેનપણી પાસે તેના ધણીના મૂકેલા પચાસ હજાર રૂપિયા હતા, તે જ્ઞાનાનદ નામના એક સન્યાસીના સહવાસમા પડીને ઉડાવી દીધા એ બાઇને તે યાત્રા નિમિત્તે ઉપાડી ગયો હતો અને દોઢ વર્ષે પૈસે ટકે ખાલી કરીને તેને રખડતી મૂકી હતી ઘેર આવ્યા પછી સગા સબધીઓએ જ્યારે તેનો તિરસ્કાર કર્યો ત્યારે તેણે કટાળીને આપઘાત કર્યો હતો. આ દેશમા એવા સાધુઓના અત્યાચારથી કેટલીએ સ્ત્રીઓ અકાળે મરણશરણ થતી હશે! કસાઇના હાથમા ઘેટાની સલામતી હોય તો જ સાધુના હાથમા સપડાએલી સ્ત્રીઓની સલામતી હોઇ શકે! એ તો સારૂ હતું કે પ્રેમગર બાવાના પગલા અમારા ગામમાથી જલદી ઉપડયા, નહિ તો તે મને ઉપાડીને જ ચાલ્યો જાત અને કોણ જાણે કયાએ રખડતી મૂકી દેત! કારણ કે ‘બાવો ઉઠયો બગલમા હાથ’ આબરૂ જાત તો મારા બાપની જાત, એનુ એમા શુ જવાનુ હતું? જો કે એણે મને બે ત્રણ વખત પોતાની સાથે ન્હાસી આવવાની લાલચ આપી હતી, પણ મારામા એટલુ સાહસ આવ્યુ નહોતુ અને તેથી જ હુ અનાયાસે ઘરમા રહી ગઇ હતી ઘેર રહીને જોકે મારાથી પુણ્યકર્મ કરી શકાયા નથી, પણ બહાર નીકળી જવાથી જે દુર્દશા થાત તે થઇ નથી એટલો લાભ અવશ્ય થયો છે

અત્યારે મારા માબાપ ગુજરી ગયા છે ખોટા કર્મોથી ઘરમાનુ મારૂ વજન ઘટી ગયુ છે. મારા ભાઇઓ સૌ જુદા જુદા રહે છે અને મારા ઉપર સખ્ત દેખરેખ રાખે છે. કોઇપણ સ્ત્રીપુરુષ સાથે મળવાની કે દેવદર્શન નિમિત્તે પણ બહાર નીકળવાની મને રજા નથી. ગાજદારી કેદીઓ કરતા મારા ઉપરનો ચોકીપહેરો સખ્ત છે. મારા વિચારો અત્યારે સુધરી ગયા છે અને મને મારા કરેલા કર્મોનો અપાર

પસ્તાવો થાય છે, પણ ઉના પાણીથી જેમ ઘર બળતુ નથી, તેમ આવા લુખા પસ્તાવાથી કાંઈ વળતું નથી એમ હુ માનુ છુ. મારી પાસે એક પાઇ પણ રહી નથી મારા ભાઇઓના હાથતળે દબાએલુ દ્રવ્ય તેઓ મને આપે તેમ નથી. ધોબીના કુતરો નહિ વાટનો કે નહિ ઘાટનો એવી મારી દશા થઇ છે વ્યભિચારનુ આવુ કડવુ ફળ હું ચાખી રહી છુ તેથી એટલું જ કહું છુ કે ધર્મ તથા પ્રતિષ્ઠાની હાનિ કરનાર, જીદગીમા ઝેર ઘોળનાર, અને મૃત્યુ પછી નરકના કુડમા નાખનાર વ્યભિચારને ધિક્કાર છે! હજારોવાર ફિટકાર છે!!



# ૪ પ્રકાશને પગલે.



ગામ બહાર વડના ઝાડ તળે હમણા એક યોગિની આવીને રહ્યા હતા ગામના લોકો તેમના સબધમા વિધવિધ વાતો કરતા હતા કોઇ કહેતુ હતુ કે તે કુળવતી જણાય છે, તો કોઈ કહેતું હતુ કે તે ઢોગીલી સાધુડી છે કોઇ કહેતુ હતુ કે તે ધણીથી ત્યજાએલી છે, તો વળી કોઈ કહેતુ હતુ કે તે રાજદ્રોહિણી હશે, તેથી પકડાઈ જવાના

ભયે અહીં છૂપા વેશમા આવી રહી છે. કોઈ કહેતુ હતુ કે તે ઘર-
માથી ન્હાસી આવેલી છે, તો વળી કોઇ એમ બોલતુ હતુ કે તેણે
દેશનું કલ્યાણ કરવા સન્યાસ લીધો છે. આમ બહુમુખી દુનિયા
પોતપોતાને ફાવે તેમ તેમના સબધમા વાતો કરતી હતી તેમની
ઉમ્મર કાંઈ વધારે નહોતી, છતા તેમનો વૈરાગ્ય ઘણો તીવ્ર હતો.
તેમના મોઢા ઉપર હમેશ ગભીરતા રહેતી. પ્રસગ સિવાય તેઓ કોઈની
સાથે બોલતા નહિ તેમનો જીવનક્રમ ઘણો સાદો હતો તેમની ભાવ-
નાઓમા જેટલી ઉચ્ચતા હતી, તેટલી જ તેમની રહેણીમા સરલતા હતી
તેમનો કઠ ઘણો મીઠો હતો. તેઓ પ્રભુભક્તિમા તલ્લીન બની ભજનો ગાતા
ત્યારે ઘણા સ્ત્રીપુરુષો તે સાભળીને મુગ્ધ બની જતા. તેમના આત્માની
વિશુદ્ધતાના યોગે તેમની વાણી સુધા સમાન અમૃત વર્ષાવનારી થઇ ગઇ
હતી, અને તેઓ બ્રહ્મતનયા દેવી શારદા સમાન જ લોકોને ભાસતા હતા.
તેમની ભાષણ કરવાની છટા આકર્ષક હતી.

સ્ત્રીઓની આગળ તે સ્ત્રીકર્તવ્ય, નારીપ્રતિષ્ઠા વગેરે વિષયો
ચર્ચતા અને પુરુષોની આગળ દેશધર્મ, તરુણભાગ્ત તથા યુગધર્મ
ઉપર વિવેચન કરતા તેમની વાણીમા જેટલી મીઠાશ હતી, તેટલી જ
તેમા વિનયશીલતા અને મર્યાદા હતી. નિર્વિકારિતા અને પવિત્રતા
તેમના ચહેરા ઉપર એવા દીપી નીકળતા કે ગમે તેવા દુષ્ટ પુરુષ
ઉપર પણ તે વિલક્ષણ પ્રભાવ પાડતા તેમનો પહેરવેશ ઘણો
સાદો હતો. તેમનુ શરીર દુર્બળ અને બાંધો એકવડો હતો, છતા
તેમનો સ્વભાવ નિર્ભય, અડગ અને આગ્રહી હોય એમ જણાતુ
હતુ આખા ગામની સ્ત્રીઓ બપોરના એમની પાસે એકઠી થતી
અને ઉપયોગી બોધ લઇ સાજે પોતાને ઘેર પાછી ફરતી. શરૂઆ-
તમા જુના જમાનાની કેટલીક વૃદ્ધ ડોસીઓ તેમના કાર્યો ઉપર મો
મરડી નિદા કરતી અને પોતાની પુત્રીઓને તથા પુત્રવધૂઓને ત્યા
જતા અટકાવતી, પણ ધીમે ધીમે યોગિનીના આત્મબળ અને નિ-
સ્વાર્થ શુદ્ધ સેવાપરાયણતાથી તેમની એ માન્યતામા ફરક પડવા

લાગ્યો હતો અને અત્યારે ત્યા માણુસોની મેદિની ભગાવા લાગી હતી. મોટા મોટા વક્તાઓ જે નહોતા કરી શક્યા, તે આ બાઇએ અમારા ગામમા કરી દેખાડ્યુ હતુ એમના આવ્યા પછી ગામમા એક પ્રકારનુ નવુ ચૈતન્ય પ્રસરી રહ્યુ હતુ એ દેવી નવા જમાનાના ઉપાસક હતા, છતા આ દેશની પ્રાચીન સસ્કૃતિને પણ વખાણુનારા હતા તે પવિત્રતાની સજીવન પ્રતિમા હતા અને કર્મસન્યાસિની બની મૃત્યુ લોકની દેવી સમાન પવિત્ર જીવન ગાળતા હતા. તેમના શરીરનો રગ ગૌર હતો તેમનો તેજસ્વી ભાલપ્રદેશ, વિનયશીલ વિશાળ નેત્રો, સુશોભિતાકાર નાસિકા તથા પ્રવાલાગીય ઓષ્ટોવડે તેમની મુખાકૃતિ હૃદય હરનારી બનતી હતી તેમના ચહેરામા એક પ્રકારના અદ્ભૂત પ્રભાવ સાથે સૌમ્યતા, ગભીરતા, તથા મદસ્મિત છટાનો નિરતર નિવાસ હોવાથી તેમના સમાગમમા આવનાર સર્વ કોઇના હૃદયમા તેમનો અજબ પ્રભાવ પડતો હતો. તેઓ મૃગચર્મ ઉપર સ્વસ્તિક આસન વાળી બેસતા અને માથાનો ચોટલો છૂટો મૂકી ધર્મશાસ્ત્રોનુ પ્રવચન કરતા તેમની ઘરવખરીમા એક તુબડી, પાણી ભરવાનો માટીનો ઘડો, રૂદ્રાક્ષની માળા, મૃગચર્મ અને થોડા પુસ્તકો સિવાય વિશેષ કાંઇ નહોતુ તેઓ કોઇની પાસેથી કશાની યાચના કરતા નહોતા, છતા તેમની ઉદારતા અનુપમ હતી તેઓ કયાના નિવાસિની છે, તેમનો જન્મ કઇ જાતિમા થયો છે, તેમના માતાપિતા કોણુ છે, તેઓ બ્રહ્મચારિણી છે કે પરણ્યા પછી વૈધવ્યમા તેમણે બ્રહ્મચર્યવ્રતને સ્વીકાર્યુ છે, વગેરે બાબતો કોઇના જાણવામા નહોતી, તેમજ તેમણે કદી એ રહસ્ય કોઇની પાસે પ્રકટ પણુ કર્યુ નહોતુ. ઘણા જીજ્ઞાસુ જનોને એ જાણવાની ઇચ્છા હતી, પણુ કોઇ તેમને પૂછવાનુ સાહસ કરી શકતુ નહિ તે ત્યાગની જીવત પ્રતિમા હતા, છતા આવુ કાઇક પ્રવૃત્તિવાળુ જીવન કેમ ગાળતા હશે, એ બાબતની મને હમેશ શકા થયા કરતી

આ દેશના ભગવા વસ્ત્ર પહેરનારા–સાધુ–સાધ્વીઓ ઉપર મને

ખોટી અંધશ્રદ્ધા નહિ હોવાથી આ યોગિનીના સબધમા મારા હૃદય-મા પ્રશ્ન ઉઠયો. આજકાલ ઘણી વ્યક્તિઓ કેવળ સ્વચ્છદ જીવન વીતાડવા માટે, તેમજ હરામનુ ખાઈ હરાયા ઢોરની પેઠે મ્હાલવા માટે સાધુ સન્યાસી બની જાય છે, તેથી તેમની ઉપર વિશ્વાસ મૂકતા પહેલા વિવેકબુદ્ધિના આશ્રયની જરૂર પડે છે, એમ હું માનુ છુ મારી આ માન્યતાને અવલબી મે એક દિવસ તેમને પૂછ્યુ: "દેવી! આ સસારમા સ્ત્રીજાતિ પ્રેમની પ્રાતમાના નામથી ઓળખાય છે અને તે વાસનાની સાક્ષાત મૂર્તિ મનાય છે, છતા એ જ સ્ત્રીના હૃદયમા વિશુદ્ધ વૈરાગ્ય અને સત્ય ત્યાગનો ઉદય થએલો જણાય છે, એ શુ આશ્ચર્યકારક નથી ? મને તો આ એક મોટો સશય થઇ પડયો છે શુ આપ જેવા જણાઓ છો, તેવા વિકાર વિનાના છો કે આપના હૃદયમા પણ કોઈ દુખની ભાવનાઓ ભરેની છે ?"

યોગિનીએ મારા એ પ્રશ્નથી એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. તેમના વિશુદ્ધ મુખમડળમા ખેદથી ઉત્પન્ન થએલી શ્યામતાનો એકાએક ઉદય થયો અને તેઓ ધીમેથી બોલવા લાગ્યા—

"ભાઇ, આજસુધી આ રીતે મારા હૃદયની સત્ય સ્થિતિ જાણવાની કોઇએ ઇચ્છા કરી નથી અને તેથી જ મારી કર્મકથા કોઇના જાણવામા આવી શકી નથી, પરતુ આજે તમે મારૂ આત્મકથન કહેવાની અણી ઉપર મને લાવી મૂકી છે લોકો મને જેટલી સતોષિણી અને વૈરાગ્યવતી ગણે છે, તેટલી સતોષિણી અને વૈરાગ્યવતી હુ નથી મારા અતકરણમા પણ એક અનિવાર્ય દુ.ખનુ સામ્રાજ્ય અતિશય પ્રબળતાથી જામી ગએલુ હોવાથી હુ પણ બીજી સાસારિક બ્હેનોના જેવીજ અભાગિની અબળા છુ અને એ વાત હું તમારી સામે સત્યપણે પ્રકટ કરૂ છુ મારા જીવનમા જો મને કાઇ સતોષ હોય તો તે એટલો જ છે કે મારૂ વાસનાભર્યું દુખદર્દ પવિત્ર હોવાથી મને તેનો અફસોસ થતો નથી મારૂ આત્મજીવન કોઇને પણ ન જણાવવાનો મારો દૃઢ નિશ્ચય હતો, છતા કોણ જાણે શા કારણથી

આજે મારો તે નિશ્ચય શિથિલ થઈ ગયો છે, અને હવે હુ મારા પૂર્વજીવનના ભેદને તમારી આગળ પ્રકટ કરૂ છુ ”

ફરીવાર એક દીર્ઘ નિશ્વાસ નાખી તેમણે પોતાની જીવનકથા નીચે પ્રમાણે શરૂ કરી.

*　　*　　*　　*

મારા પિતા એક પ્રાથમિક નિશાળના શિક્ષક હતા, તેમને નિશાળમાથી માસિક દશ રૂપિયાનો પગાર મળતો હતો પોતાની પ્રથમ પત્નીથી તેમને એક પુત્ર અને એક પુત્રી થયા હતા, પરતુ તે બન્ને એક પછી એક પરલોકવાસી થઇ ગયા હતા મારા જૂના માતુશ્રી તેમના મરણના આઘાતથી થોડા દિવસ મદવાડ ભોગવી તત્કાળ પરલોકે ચાલ્યા ગયા હતા મારા પિતા કુળવાન્ બ્રાહ્મણ હતા, તેથી એ બનાવ બન્યા પછી અનેક માણસો માગા લઇને તેમની પાસે આવતા હતા આખરે ભગવાનદાસ ત્રિવદીએ રૂપિયા આઠસો આપવાનો ઠરાવ કરી પોતાની બ્હેન એટલે મારી માતાનો વિવાહ તેમની સાથે કર્યો

ભગવાનદાસના કુળમા અગાઉ કાઇક કલક લાગેલુ હોવાથી તેમની બ્હેન કમળા સોળ વરસની ઉમ્મર સુધી અવિવાહિતા હતી એના જેવી મોટી પત્ની મળવાથી મારા પિતા સતુષ્ટ થયા તેણે એક કન્યાશાળામા થોડો ગુજરાતી અભ્યાસ કર્યો હતો ભરતગુથણના કામમા તથા બીજા ગૃહકાર્યમા એ વખતે તે નિપુણ ગણાતી તેનામા એક સારો ગુણ એ હતો કે તે ઘણા રૂડા સ્વભાવની હતી તેના ઉચ્ચ વર્તનથી મારા પિતાના સસારમા સ્વર્ગ ઉતર્યું હતું તેઓ નિશાળેથી આવી કલાકોના કલાકો સુધી મારી બાની સાથે ગપ્પા મારતા બેસતા હતા. મારો જન્મ થયા પછી મને રમાડી આનદ મેળવતા હતા અને એવા સાસારિક સુખથી સતોષ પામતા હતા. તેમનામા ક્રોધ કે ચીડ દાખલ થએલા મે કદી જોયા નથી. સાસારિક જીવન સુખમય ઉલ્લાસમય અને સતોષમય થવા માટે સમભાવ, સદ્ભાવ અને સ્નેહાદિ ગુણની જે આવશ્યકતા છે, તે ગુણોનુ મારા પિતામા

સંપૂર્ણ અસ્તિત્વ હતું તેઓ પોતાની નિરાશાઓનો રોપ ગૃહિણી ઉપર ઉતારી ઘરમાં કદી ઉદ્વેગ દાખલ કરતા નહિ. તેઓ નિર્ધન હતા, પણ અનુદાર નહોતા. પોતાની પાસે એક પૈસો હોય તો રાજાની પેઠે ખર્ચતા હતા ગરીબ રહીને રાજા જેવું દીલ રાખવું, એ રાજા થઇને મખ્ખીચુસ બનવા કરતા શું શ્રેષ્ઠ નથી ?

મારી માતામાં એ ઉદાર પુરુષના ઉત્તમ ગુણો સહવાસબળે સહજ ઉતર્યા હતા તેનું દાંપત્યજીવન રસમય અને આનંદમય હતું એક બીજાને પરસ્પર અવગણના કરવાનો પ્રસંગ કદી પણ આવતો નહિ. સુશીલતા અને સદુદ્યોગથી તેઓ હમેશ સુખી જણાતા. મારી માતાએ પોતાનું ગૃહકાર્ય એવી સારી રીતે ઉપાડી લીધું હતું કે એની સલાહ મોટી ઉમ્મરની સ્ત્રીઓ પણ લેતી હતી તેનું જીવન એટલું સુવ્યવહાર-યુક્ત, એટલું આદર્શ, એટલું ઉન્નત અને એટલું ભલાઇથી ભરેલું હતું કે જે સામાન્ય સ્ત્રીવર્ગમાં જોવામાં આવતું નથી મારા માટે તે અતિ સ્નેહવત્સલ હતી, પણ તેનો પ્રેમ ગાંડો નહોતો મારામાં સદ્ગુણ દાખલ કરવા તે એટલી આતુર રહેતી કે મારા નજીવા દોષ પ્રત્યે પણ તેનું દુર્લક્ષ્ય રહેતું નહિ ! વત્સલતા સાથે બાળકની કેળવણી તરફ તેને ઉંડી લાગણી રહેતી મારો જન્મ થવા છતા મારા પિતા ઉપરનો એનો સ્નેહ કે પક્ષપાત ઓછો થયો નહોતો,

> લવે વિશ્વે લોકો—'પરિચય વધે પ્રેમ ઘટતો,
> જવાનીએ ડુંકયો ક્ષણ વધી પછી અગ્નિ શમતો '
> શું જાણે તત્ત્વોને જગજન ભમે મોહવન જે ?
> મહા મોંઘો અગ્નિ દિનદિન નવી દીપ્તિ જ સજે
>
> નરસિંહરાવ

આ વિશ્વયાત્રામાં સહધર્મચારે રહી એ પ્રેમને તે વધાર્યે જતી હતી. તેનો જીવનપંથ નિષ્કલંક, ઉજ્વળ અને આદર્શ હતો ભવભુ-તિએ કરેલી સ્નેહની વ્યાખ્યા એના જીવનમાં ઓતપ્રોત થઇ ગઇ હતી. હું તે દંપતીના હૃદયોને સાધનારી પ્રેમસાંકળ હતી.

હું પાંચવર્ષની થઈ, એટલે મને મારી બાએ શિક્ષણ આપવું શરૂ કર્યું એક વર્ષના અભ્યાસમા તો હુ લખવા, વાચવાનુ પણ શીખી ગઈ મને આઠમુ વર્ષ બેઠું એટલે મારા વિવાહને માટે મારી બાને ચિંતા થવા લાગી તેણે વારવાર મારા પિતાને પૈસા એકઠા કરવાની સલાહ આપવા માડી પ્રથમ તો તેમણે તેનુ કહેવુ માન્યુ નહિ, પણ મને દશમુ વર્ષ બેઠું, ત્યારે તેમને પણ મારા માટે ચિંતા થવા લાગી શિક્ષકની નોકરીમા આજસુધી તેમણે એક પાઈ પણ બચાવી નહોતી અને ક્યાથી બચાવે? ટુકા પગારમા પેટનુ માડમાડ પૂરૂ થતુ હોય ત્યા બચાવવાની વાત જ શી કરવી? તેમના ઉપર બે પ્રકારની ચિંતા હવે આવી પડી એક પૈસા સબધીની, અને બીજી મારા માટે યોગ્ય સ્થળની

ત્રણ વર્ષ એ ચિંતામા ને ચિંતામા વીતી ગયા. સમાજરૂપી મહાભયકર સર્પે મારા પિતાની ઉપર ઝેરી ફુફાડા મારવા માડયા! કમનસીબે એ વખતે એક વિલક્ષણ દાવ સાધ્યો મને એકાએક રજોદર્શન પ્રાપ્ત થયુ! સમાજના જાણવામા એ વાત ન આવે એટલા માટે મારી માતાએ ઘણી કુશળતા દાખવી, પણ તેની ઇચ્છા પ્રમાણે બન્યુ નહિ! આડોશીપાડોશીમા એ વાત ચર્ચાઇ ગઇ, અને સૌ કોઇ અમારી તરફ તિરસ્કારની નજરે જોઇ હજારો અપવાદ આપવા લાગ્યા

બીજા પણ થોડા દિવસો વીતી ગયા વયમા આવવાથી હુ હવે યુવતી જેવી દેખાતી હતી તારુણ્ય અને સૌન્દર્યના વિકાસથી મે જાણે સમાજનો કાંઇક ઘોર અપરાધ કર્યો હોય, તેમ મારાથી બહાર મોઢુ પણ દેખાડાતું નહોતું મારી માતા રાત દિવસ ચિંતામા રહ્યા કરતી હતી, અને મારા પિતા પણ યોગ્ય સ્થળની તપાસમા ઉદાસ જણાતા હતા

મહા મુસીબતે તેમણે એક સ્થાન શોધી કાઢયુ. પાંચસો રૂપિયા રોકડા આપવાનો ઠરાવ કર્યો, ત્યારે એ સ્થાન મળ્યુ, પણ એટલા

રૂપિયા આપવાનો સવડ કયા હતો ? મારી માતાનું તેના પિયરમાથી આણેલુ થોડુ ઘરેણુ હતું, તે વેચતા ત્રણસો રૂપિયા ઉપજ્યા બાકીના રૂપિયાનો સવડ કરવા માટે લગ્નનું મુહૂર્ત એક મહિનો મોડુ ઠરાવ્યુ આ એક મહિનાના અવધિમા એક એવો ગભીર પ્રસગ ઘડાયો કે જેણે એક સાથે બે જણાના જીવન ઉપર વિલક્ષણ અસર કરી.

મારો બાળસ્નેહિ પ્રભાકર એ વખતે મુબઇની કોઇ કૉલેજમા ભણતો હતો, તે ગરમીની રજામા ઘેર આવ્યો હુ નાની હતી, ત્યારથી જ પ્રભાકર મારે ઘેર આવતો હતો. મારૂ ઘર તેના ઘરની પાસે જ હતું અમારા બન્નેના કુટુમ્બોને ઘણો સારો સબધ હતો હુ બાળપણમા કાઇક તોફાની અને ગોનાળ હતી. માતા પિતાને હું એકની એક, અને આખા ગામમા માસ્તરની દીકરી, એટલે મને કોઇ કાઇ કહેતુ નહિ હુ રીસાઇ હોઉં, ત્યારે મારી પાસે કોઇ છોકરૂ આવી શકતુ નહિ. આખા ગામના નાના બાળકો મારાથી ડરીને નહાસી જતા, માત્ર પ્રભાકર ડરતો નહિ મને બરાબર યાદ છે કે જો ભણવાના સાધનો પ્રભાકર મારી આગળ ન લાવી આપે તો મારાથી ભણાતુ નહિ. તેની સાથે રમ્યા વિના કે વાતો કર્યા વિના મારો દિવસ વીતે તો તે મને નકામો ગયા જેવો લાગતો હું જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ મને કોઇની ઉપર પ્રેમ કરવાનુ મન થવા લાગ્યુ, પણ મારો સ્વભાવ એવો હતો કે જેનામા સહનશીલતાનો અભાવ હોય તે મારા સ્નેહને ઝીલી શકે તેમ નહોતુ. પ્રભાકર મારો અત્યાચાર ખૂબ સહન કરતો. મે ઘણીવાર તેને ગાળો દીધી હશે, એની ચોપડીઓ ફાડી નાખી હશે, એના રમકડા ભાગી નાખ્યા હશે, એના કપડા ઉપર ધુળ ઉડાડી હશે, એનુ લખાણુ બગાડી નાખ્યુ હશે, એને તમાચા માર્યા હશે, પણ તેણે કદી મારા ઉપર ક્રોધ કર્યો હોય એવુ મને સાભરતુ નથી હુ તેને ગમે તેટલુ પજવતી, પણ તે હસ્યા કરતો મને મારી બા ઉપર ગુસ્સો ચડયો હોય, પણ પ્રભાકર આવે કે તરત હુ રમવા મડી જતી હું ગમે તેવી રીસાઇ હોઉં, પણ પ્રભાકર મનાવે કે તરત ઠેકાણે આવી

જતી. એણે મારા હૃદયમા અજબ રીતે સ્થાન મેળવ્યુ હતુ એક વખત શરદૃઋતુમા મને તાવ ચડયો. કેટલા દિવસ બિમાર રહી તે મને યાદ નથી, પણ જ્યારે કાંઇક સ્વસ્થ થઇ, ત્યારે મે જોયુ કે પ્રભાકર મારી પાસે બેઠેલો છે મારી બાએ મારા વાસા ઉપર હાથ ફેરવતા ફેરવતા કહ્યુ –

'ગગા ! પ્રભાકર તો રાત દિવસ તારી પથારી પાસે જ બેસી રહ્યો છે '

તે પછી મને એના સિવાય કોઇ દવા આપતુ તો તે હુ ફેકી દેતી તે મારૂ માથુ દબાવતો, પખો નાખતો, પોતાની ધોતલીના છેડાથી મારા કપાળપરનો પરસેવો લૂછતો મને પથારીમા બેસાડી કાંજી પાતો, મને કઇ રીતે સુખ થશે, તેના વિચારો કરી તે પ્રમાણે એ કાર્ય કરતો મારી કઠોર પ્રકૃતિ એની સેવા સુશ્રૂષાથી કોમળ થઇ હતી, અને મદવાડમાથી ઉઠયા પછી મારા સ્વભાવમા પરિવર્ત્તન થયુ હતું

જેમજેમ હુ સ્વસ્થ થવા લાગી, તેમતેમ એક અજ્ઞાત વ્યાધિએ મને સપડાવવા માડી મને એ વખતે એ દર્દ જણાયુ નહિ, પણ જ્યારે જણાયુ, ત્યારે તેને અટકાવવાનો ઇલાજ મારી પાસે રહ્યો નહિ. પ્રભાકરથી જુદા પડવાની ઇચ્છા હવે મને થતી નહિ દિવસમા દશવાર હુ તેને ઘેર જતી તે લેસન કરતો હોય ત્યા જઈ તેની ચોપડી ખેચી લેતી અને અડપલા કરી તેને પજવતી અમારા બન્નેના દિવસો એ રીતે આનદમા વીતતા, પરતુ પછી તરત અમારી વચ્ચે અતર પડી ગયુ પ્રભાકર આગળ અભ્યાસ વધારવા પરગામ ગયો. હુ એકલી–અટુલી પડી ગઇ. ગામમા મારૂ સોબતી કોઈ નહોતુ. હુ મારા ઉદ્ધત સ્વભાવને લીધે સર્વનો અનાદર લઇ દિવસો વ્યતીત કરવા લાગી ધીમે ધીમે હુ પ્રભાકરને ભૂલવા લાગી અને તે એટલે સુધી કે મારા લગ્નની તૈયારીઓ થવા લાગી ત્યા સુધી મને તે યાદ આવ્યો નહિ.

હમણાં તે ગરમીની રજાઓમા ઘેર આવ્યો અને તેને જોતા મારા હૃદયના શાંત ભાવો ખળભળી ઉઠયા જીવનમા પૂર્વની મસ્તી આવી ગઇ એને મળીને મારા લગ્નની વધામણી મે આપી દીધી પ્રભાકર એ સાભળીને ન ખુશી થયો કે ન દીલગીર થયો ! હુ તેના ઉપર ચીડાઇ પડી. મે ઝટ લઇને એક તમાચો તેને ચોડી દીધો તેણે ખડખડ હસવા સિવાય કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહિ, અને હુ મૂર્ખી એના એ અવ્યક્ત, માર્મિક પ્રણય પ્રત્યુત્તરને એ વખતે સમજી શકી નહિ.

તે પછી થોડા દિવસમા મારા લગ્નનુ મુહૂર્ત નજીક આવી પહોચ્યુ મારા પિતાએ પરચુરણ ખર્ચ માટે પોતાના ઇષ્ટમિત્રોમાથી મહામુસીબતે બીજા સો રૂપિયા એકઠા કર્યા અને વરપક્ષને આપવાના બાકી રહેલા બસો રૂપિયા વિવાહ પછી આપવાનું ઠરાવ્યુ. આવો ઠરાવ જ્ઞાતિના બે ત્રણ પ્રતિષ્ઠિત પુરુષોના વચમા પડવાથી, તથા મારા પિતાએ 'હાથે પગે, લાગવાથી એ લોકોએ કબુલ રાખ્યો હતો આખરે ઠરાવેલે મુહૂર્તે મારૂ લગ્ન થઇ ગયુ.

મને જે સ્થળે પરણાવી હતી તે સ્થળ સાધારણ સ્થિતિનું હતુ મારા પતિ ગુજરાતી પાચ ધોરણ ભણેલા હતા મને એ સ્થળે આપવાનો મારા પિતાનો વિચાર નહોતો, પણ સમાજનો તિરસ્કાર અસહ્ય થવાથી તે ધીરજ ધારી શકયા નહોતા પોતે ગરીબ હોવાથી સારૂ ઘર ખોળવા જાય તો પૈસાનો વધારે ભોગ આપવો પડે તેમ હતું, આવી દુષ્ટ સમાજની બીકે મને સાધારણ ઠેકાણે સોપી દઇ તેઓ પોતાની ફરજમાથી મુકત થયા ! હુ એ વખતે કાઇ સમજી શકી નહિ. પ્રભાકર જેવો નિર્મળ સ્નેહિ મારા વિવાહમા અદૃશ્ય રહ્યો તેનુ પણ મને દુઃખ થયુ નહિ મારા પિતાને ત્યા મડપ રચાયો, તે જ દિવસ તે કયાઇક ચાલ્યો ગયો હતો. વિવાહ પૂર્ણ થયા પછી મને સાસરે વળાવવાની તૈયારી થવા લાગી. મારી માતાને એથી અધિક બીજુ કયુ દુઃખ હોઇ શકે ? તે રડવા માડી મારા પિતાને પણ આખમા આસુ આવી ગયા. સર્વત્ર વિયોગજન્ય શોકનુ સામ્રાજ્ય

રચપાયુ પ્રેમાળ માતાએ મને છાતી સરસી ચાપી 'પુત્રી તો પારકી જ,' આખરે તે અલગ થવાની જ, એ વિચારે તેનુ હૃદય ભરાઈ આવ્યુ મારા સિવાય એને બીજુ કાંઇ સતાન નહોતું, એટલે મારી ગેરહાજરીથી તેને વધારે લાગી આવતુ હતું, મારા પિતા આશ્વાસન આપવા આગળ આવતા હતા, પરતુ તેમનુ હૃદય પણ પીગળી જતુ હતુ. નેત્રો સજળ બનતા હતા અને એ સત્રળુ બનવુ સ્વાભાવિક હતુ, કારણકે સસારની આસક્તિથી રહિત બનેલા કણ્વઋષિ જેવાને પણ શકુન્તલાને સાસરે વળાવતા ખેદ થએલો, કવિકુળગુરુ કાલિદાસે વર્ણવ્યો છે, તો પછી બીજાની શી વાત કરવી ? મારા પિતાએ પોતાની આખોના આસુ લુછી નાખી કહ્યુ–

'બ્હેન ! હિન્દુસસારમા પુત્રી પારકુ ધન ગણાય છે. એક અતિથિની પેઠે આજ સુધી તુ અમારે ઘેર રહી, હવે તને શ્વસુરગૃહે મોકલી અમે નિશ્ચિત થઇશુ તુ તારા સબધીઓને સુખરૂપ થજે સાસુ સસરાને માબાપ તુલ્ય ગણજે. વડિલો ઉપર પ્રેમ રાખી તેમની સેવા કરજે અમે તને ઉચિત શિક્ષણ આપ્યુ છે, તેના યોગથી ઉભયકુળને અજવાળજે અને સદ્‌ગુણના સૌરભથી સસારને મ્હેકાવજે આથી અધિક તને શુ કહેવુ? તુ ડાહી છે, સદ્‌ગુણી છે .. '

બસ, તેમનાથી આગળ બોલી શકાયુ નહિ તરત મને લઇને વરપક્ષના માણસો ચાલવા લાગ્યા મારા માતાપિતા સજળ નયને ત્યાથી પાછા ફર્યાં

હુ સાસરે આવી મારા સાસુ કર્કશ સ્વભાવના હતા તેમણે હમેશ મ્હેણા ટોણા મારીને મારા હૃદયને દુખ દેવા માડયુ વાતવાતમા બાકી રહેલા પસાની ઉઘરાણી થવા લાગી રોજ પ્રાતકાળ થાય અને મારા માબાપના નામ ઉપર ગાળોનો વરસાદ વરસે હે પ્રભુ, ભારતવર્ષમા શુ તું પુત્રવધૂઓને દુખ સહન કરવાને જ જન્મ આપે છે? સમાજમા નવવધૂના દુખો અવર્ણનીય છે. વહુ રૂપમા

રતિ સમાન અને ગુણમા સતી સમાન હોય, છતા શ્વસુરપક્ષમા તેના અવગુણનું જ વર્ણન થયા કરે છે વહુને માથે ખોટા દોષોનું આરોપણ કરતા તેઓ અચકાતા નથી. વાતવાતમા તેને ઉતારી પાડવામા આવે છે અને અનેક પ્રકારે સાસરીયા તેને સતાપે છે મુગા ઢોરની માફક વહુ સઘળી યત્રણા સહન કરે છે અને શબ્દ પ્રહાર સાભળીને બેસી રહે છે. એક બાઇ કહે છે 'એની માએ રાડે એને કાઇ કામ શીખવાડયુ નથી,' ત્યારે બીજી કહે છે-' એનો બાપ પણ મુઓ ઢગધડા વિનાનો છે,' તો ત્રીજી તરત તેમા ઉમેરે છે કે ' હુ તો પ્રથમથી જ કહેતી હતી કે ત્યા છોકરાના લગ્ન કરવાથી કાઇ લાભ થવાનો નથી, એ કુળની કન્યા આપણા ઘરમા કદી શોભે નહિ. અત્યારથી આવો ઘાટ છે, તો આગળ કોણ જાણે કેવીએ નીવડશે ! ' કુટુબની સ્ત્રીઓ આ પ્રમાણે એકઠી થઈ પુત્રવધૂના જીવનમા ઝેર રેડે છે સમગ્ર હિન્દસમાજમા બહુધા આવી રૂઢી હોય, ત્યા હુ એકલી તેના અપવાદ રૂપ કેમ હોઈ શકુ ? મારી ઉપર તો વિશેષપણે વાગ્પ્રહાર થતો હતો. મારા ગરીબ પિતાએ ઠરાવ પ્રમાણે રૂપિયા આપ્યા નહોતા, એટલે મારે એ નિમિત્તે વધારે યત્રણા વેઠવાની હતી મારા સાસુ મારા ઉપર જે જૂલ્મ કરતા હતા તેનુ હૃદયવેધક વર્ણન કરતા અત્યારે પણ મારૂ હૈયુ ભરાઇ આવે છે. ટુકામા એટલુ કે મારા સાસુના હૃદયની સકુચિત વૃત્તિએ મારા સસારનુ સત્યાનાશ વાળી ગયું હતું. મારા સ્વામી તદ્દન અજ્ઞાન હતા, અને મારી સાસુએ મારા સબધમા તેમને ભભેરીને ભૂત બનાવ્યા હતા મારા પિતા મને બે વખત તેડવા આવ્યા હતા, પણ 'ગમે રૂપિયા આપીને તમારી દીકરીને તેડી જજો,' એવો રોકડો જવાબ મારી સાસુએ તેમને સભળાવ્યો હતો, તેથી નિરાશ થઇ તે પાછા ગયા હતા પતુજીની નોકરીમા તે નાણાનો સવડ ક્યાથી કરી શકે ? આખરે મારે પિયરમા જવાનુ દ્વાર બધ થઈ ગયુ.

મારા દુખનો એટલેથી જ અત આવ્યો હોત તો સારૂ હતું.

પણ મારા સાસુને પૂર્વ જન્મનુ વૈર વાળવાનુ હશે તે કોણ મિથ્યા કરે? તેમણે પોતાના પુત્ર માટે તત્કાળ બીજી સ્ત્રી લાવવાની ગોઠવણ કરવા માડી એક સુધારકની વીસ વર્ષની કન્યા એમને માટે પસદ કરવામા આવી મારા સસરાજીને એ વાત ગમતી નહોતી, પણ તેમની સલાહની કોને પડવા હતી? ઘરમા મારા સાસુની જબરી સત્તા હતી એક અઠવાડીઆની અદર જ એ વાત નક્કી થઇ ગઈ અને મારા સ્વામી દ્વિતીય પત્નીને લઇ ઘરમા આવ્યા

અહીં કોઇને શકા થશે કે એ સુધારકે આવા સાધારણ સ્થળમા એક ઉપર બીજી પત્ની તરીકે પોતાની પુત્રી શા સારૂ આપી હશે? તો તેનો ઉત્તર એટલો જ છે કે સુધારાના ખોટા મોહમા પડીને એ પુરુષે પોતાની પુત્રીને નિરકુશપણે મોટી 'ગોધા' જેવી થવા દીધી હતી, અને તેથી જે કલક સ્વાભાવિકપણે લાગી જાય એવુ છે, તે કલંક એ બાઇને લાગી ગયુ હતું હિન્દુસમાજમા એવી કલકિત કુમારિકાને કોણ ગ્રહણ કરે? છતા જ્યા લોભીઆ હોય ત્યા ધુતારા ભૂખ્યે મરે નહિ, એ ન્યાયે તે બાઇના પિતાએ એક હજાર રૂપિયા રોકડા અને સારો કરિયાવર આપીને પોતાની પુત્રી મારા સ્વામી સાથે પરણાવી દીધી એ બાઇ ઘરમા આવ્યા પછી મારી સાસુનો અત્યાચાર મારા ઉપર વધવા લાગ્યો સુધારકની સુધરેની પુત્રીને જો તેઓ કાઇ કહેવા જતા, તો તરત તેમને સામો પડઘો સાભળવો પડતો એ તો સર્વત્ર હરણનો જ શિકાર થાય! ગરીબને જ સતાવાય! સિંહનું કોણ નામ લે? આખરે મને તે બધાએ મળીને જુદી રાખી

મારા દુર્ભાગ્યનુ પ્રકરણ ત્યારથી નવુ શરૂ થયુ મારે માથે મારી સાસુએ ભિન્ન ભિન્ન અપવાદો અને કલકો મૂકવા માડયા જો વાત એટલી જ બની હોત તો ઠીક હતુ, પરતુ અમારા કુટુબ ઉપર એક અણધારો આફત આવી પડી અને તેણે મારી જીવનનૌકા તદ્દન નિરાધાર કરી દીધી. એક રાત્રે એકાએક હૃદય બંધ પડી જવાથી

મારા સસરાજી સ્વર્ગે સીધાવી ગયા અને તેમના મરણને ચૌદમે દહાડે મારા સ્વામીનો પણ કાળ થઇ ગયો. હું એ પ્રસંગનું શુ વર્ણન કરૂ ? મારા ઉપર દૈવનો કારમો વજ્પાત થયો ! મારૂ મગજ વિભ્રાત બની ગયુ. મારા માતાપિતા મને બેભાન સ્થિતિમા પોતાને ઘેર લઈ ગયા. હું ત્યા કેટલા દિવસ પથારીવશ રહી તે જાણુતી નથી, પણ મને આરામ આવેલો તે તો નક્કી છે. જ્યારે હું મ દવાડમાથી સાજી થઇ ત્યારે મારા પિતાનો પણ દેહાત થઇ ગયો હતો. મારી મા પારકા દરણા દળીને તથા મજુરી કરીને અમારા બન્નેનો નિર્વાહ ચલાવતી હતી. સરકારની શાળાખાતાની લાબી નોકરીને પરિણામે મારા પિતા મારી માતાને 'પથરો ખેચવાનો' જ સોંપી ગયા હતા ! અમારે આ સસારમા કોઇ આધાર નહોતો મારૂ હૃદય એ વખતે સુકાન વગરના વહાણુ માફક થઇ રહ્યું હતું. મને સારા માઠાનું કાઈ ભાન નહોતું દરેક ક્ષણે હું મૃત્યુની રાહ જોતી હતી; પણ કેવી ભયકર વાત ! એ મૃત્યુથી પણ અધિક ભયકર અપયશનો ભાર મારે માથે આવ્યો !

અમારી પાડોશમા રહેતા કૃષ્ણુલાલે મારા ભોળા દીલનો અવળો લાભ લીધો. મને ફસાવીને, પટાવીને તીર્થમા લઈ જવાનું નિમિત્ત દેખાડીને તે મુબઇ ઉપાડી ગયો મારી માતાને મે બિલકુલ વાત કરી નહોતી, કારણુ કે તે જાણે તો મને ક્યાઇ જવા દે નહિ આ સસારમા હું જ તેનું સર્વસ્વ હતી એક દિવસ રાત્રે મે કૃષ્ણુલાલની સાથે ગૃહત્યાગ કરી મુબઇ તરફ પ્રયાણુ કર્યું, પણ મને ઘર બહાર નીકળતા જ તેની પાપવાસનાની પ્રતીતિ થઈ ગઇ. તે મારી પાસે મનમોહક ભાષામા સ્નેહના ઘણાએ બણુગા ફુકતો પણ મને થોડા દિવસમા જ તેના એ લુખ્ખા પ્રેમની ઝમકદાર ભાષાથી ક્રોધ ઉપજવા લાગ્યો. તેના એ મીઠા બાહ્ની શબ્દોમા અગ્રમ રાક્ષસી વાસના અને સ્વાર્થાંધતાની વાસ આવવ' માડી. મે એનો સહવાસ છોડી દેવાનો નિશ્ચય કર્યો. ઇશ્વરે મને વેળાસર ચેતાવી હતી, અને મારા હાથે પાપકર્મ થતાં પહેલા મને મારી ભૂલનું ભાન કરાવ્યુ હતું એક દિવસ હું એનાથી

કટાળીને ભૂલેશ્વરના તળાવની પાળ ઉપર જઈને બેઠી મારા જેવા ઘણા અનાથ સ્ત્રીપુરુષો–સાધુઓ ત્યા બેઠા હતા મુબઇના દાનશીલ સખી ગૃહસ્થો તરફથી તેમનુ ઉદરપોષણ થયા કરતુ હતુ પ્રભુ મને પણ ભૂખી નહિ રાખે, દાત આપ્યા છે તે ચાવણું આપશે, એનો નિશ્ચય સહસા મારા હૃદયમા દૃઢ થઇ ગયો હુ વિચાર તરગમા ત્યા કેટલીવાર સુધી બેસી રહી, તેનુ મને ભાન નથી, પણ જ્યારે મે આખ ઉઘાડી ત્યારે મને સમજાયુ કે હુ એ તળાવને બદલે એક દિવાનખાનામા સુદર ઉચા પલગ ઉપર સૂતેલી છુ મે ચારે તરફ વિસ્ફારિત નેત્રોથી જોયુ, અહા, કેવુ આશ્ચર્ય! મારા બાળસ્નેહિ પ્રભાકરની મૂર્તિ મારી નજરે પડી ! એક અભૂતપૂર્વ ભાવથી માર હૃદય પુરાઇ ગયુ હુ બધુ ભૂલી ગઈ એ લાગણી કેવી હતી, તે હુ તમને કહી શકુ તેમ નથી, પરતુ તે વખતના જેવી લાગણી મને કદી થઈ નહોતી મારા હૃદયપટ ઉપર ભૂતકાળના આમોદપ્રમોદનુ એક ઉજ્વળ ચિત્ર ખડુ થયુ એક પછી એક કેટલાક વિચિત્ર દૃશ્ય માયા સ્વપ્નની પેઠે તરી આવ્યા મારા સુકાઇ ગયેલા હોઠ ફરકયા, આખમા આસુ છલકાઇ ઉઠયા, હૃદયની અદર ચઇને એક વિદ્યુતપ્રવાહ વહી ગયો, ક્ષુધિત બાળકની પેઠે મન વિક્ષોભિત થઈ રહ્યું, અને આશા સ્નિગ્ધ સ્મરણપટ ઉપર થઈને બેચાર ઉષ્ણ નિશ્વાસ પસાર થઇ ગયા.

મારી એ સ્થિતિ જોઈ પ્રભાકર પાસે આવ્યો, વેદનાના આવેગને હુ રોકી શકી નહિ મે પલગમા બેઠા થઇ તેના બન્ને હાથ પકડી લીધા, અને મારૂ અશ્રુપ્લાવિત મુખ મે તેમા છૂપાવી દીધુ પ્રભાકરના હૃદયની પ્રણયપિપાસા હજુ તેમા પ્રબળ વેગથી પ્રવાહિત થઇ રહી હતી કેવુ એ અપૂર્વ મિલન ! કેવુ એ સુખી સ્વપ્ન ! મે તેને પૂછયુ "પ્રભાકર શુ તુ આ હતભાગિનીને હજુ ભૂલી ગયો નથી ? વીસરાએલી, દૂર પડેલી બાળસખીને હજુ વીસરી ગયો નથી ?'

તે એકદમ બોલી ઉઠયો–'શુ તને ભૂલુ ? તારા સૂક્ષ્મ પ્રેમને

ભૂલું? ના, કદી નહિ! ત્યાંનેય નહિ તારા જીવનમાં તો મારૂ જીવન છે જ્યાં સુધી હું જીવું છું, ત્યાં સુધી તો તારૂં વિસ્મરણ અશક્ય છે! તારા પ્રથમ પરિચયે મારા હૃદયના જે અતૃપ્ત હાહાકાર ઉઠયો હતો, તે આજ પર્યંત્ વિરામ પામ્યો નહિ આપણે મળ્યા. બળ્યા ઝળ્યા વિખુટા પડયા, પણ એ સુખસમયની સ્મૃતિ મારા હૃદયમાં જેવી ને તેવી હજુ તાજી જ છે જો તું ન મળી હોત તો મૃત્યુ પર્યંત્ વિષમ યંત્રણા હું વેઠયા કરત બાલ્યસખી! દયામયી પ્રકૃતિએ આ શ્રમિત મમારના વિશ્રામને અર્થે પ્રેમને ઉત્પન્ન કર્યો છે તારા પ્રેમે મારા હૃદય ઉપર એવો અધિકાર જમાવ્યો છે કે સમસ્ત વિશ્વની સામેના પક્ષામાં તારો પ્રેમ અવશ્ય વધે છે આજ કેટલાક વખતથી તને ભૂલવાના વૃથા પ્રયત્ન કરૂં છુ, પણ તેમાં નાસીપાસ થાઉં છુ તું મારા હૃદયની સાક્ષાત્ દેવી છે. હુ હમેશ તારો આદર કરૂં છુ'

'શું ત્યારે તેં હજુ લગ્ન નથી કર્યું?'

'લગ્ન કેવી રીતે કરૂં? હૃદય વિના હૃદય કોને આપું? ઓ હૃદયમણિ! એક વખત તને અપાઈ ચૂકેલું હૃદય બીજીને આપવાની મને શી સત્તા છે? મારી બધી દુર્બળતા તારા પ્રેમના સ્મરણથી ચાલી જાય છે. પવિત્ર પ્રેમના એક હર્ષભર્યા આવેશથી આ જડ જગતની વાત હુ ભૂલી જાઉં છુ સૂક્ષ્મ પ્રેમ હૃદયને સાધી શકે છે સ્થૂલ પ્રેમ વાસનાને વધારી શરીરને એક કરે છે ગંગા, મારી આશાને હણી નાખી તું અન્યની થઈ, અટલે મારૂં હૃદય ચીરાઈ ગયુ તને લાગ્યુ હશે કે તું મને ચાહીને સુખી નહિ થાય, અથવા મારી સાથે લગ્ન કરવાથી તારે નીચુ જોવાનુ થશે, પરંતુ હું તો તારો જ હતો, અને હજુ પણ તારો જ છુ.'

'શું ત્યારે તને મારા પ્રેમ માટે વહેમ છે? પ્રભાકર, પિતાજીની નિર્ધનતાએ મારી વિચારશક્તિને નષ્ટ કરી દીધી હતી, 'દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય' એ કહેવત મુજબ હુ અન્યની પરિ-

ણિતા પત્ની થઈ હતી, પણ તને ભૂલી શકી નહોતી. ચેતન રહિત શરીર મે કૃતજ્ઞતાના ચિહ્ન તરીકે મારા પતિના ચરણમા મૂક્યુ હતું, પણ હુ હૃદયની વેદના દૂર કરી શકી નહોતી તારા પરનો મારો પ્રેમ દાબી દેવા સારૂ મે કાઈ કરવામા બાકી રાખ્યુ નથી, પણ આખરે હુ સ્ત્રી જાત ! મારૂ શુ ચાલે ? પરાધિનતાના અગમા મે ઘણું ઘણુ સહન કર્યું આજે એક આકસ્મિક રીતે તને મેળવી હુ કૃતાર્થ થઇ

' પણ મારા ઉપર પ્રેમ રાખવાનો હવે તને અધિકાર નથી ' તું એક હિન્દુ વિધવા છે ! '

' શુ પ્રેમ રાખવાનો અધિકાર નથી ? પ્રભાકર, તુ એ શુ બોલ્યો ? પવિત્ર પ્રેમનો અધિકાર તુ શુ ઓછો સમજે છે ? જે પ્રેમમા મલિનતા નથી—અધમતા નથી, તેનો આધકાર તો સર્વત્ર અબાધિત છે પ્રેમમા અધિકાર કે અનધિકારનો પ્રશ્ન આવી જ શકે નહિ હુ તને ચાહુ છુ, એ વાત નિર્વિવાદ છે તારી સાથે લગ્ન કરવાનુ હુ પિતાજીને મર્યાદાનો લોપ થાય એટલી બ્હીકથી જ નહોતી કહી શકી, બાકી હૃદયમા તારા સિવાય કોઇને માટે સ્થાન નથી મારી એ વખતની પરાધિનતાનો ખ્યાલ કરી ઓ પ્રભાકર, મને ક્ષમા કર ! પરમાત્મા તને સુખી રાખે એ મારો મનોભાવ છે આજ સુધીના સમસ્ત જીવનમા તને એક ક્ષણ પણ વિસારી શકી નથી, એટલે હવે મને અલગ કરવાની નિર્દયતા ન કરીશ ' આસુની ધારાઓ સાથે મે તેને બે હાથ જોડીને કહ્યુ અને હુ મુબઈ શી રીતે આવી ચડી, મારા શિયળસરક્ષણ માટે મને કેટલુ કષ્ટ પડયુ અને અત્યારે મે ભૂલેશ્વરના તળાવનો આશ્રય કેમ લીધો, એ બધી ઘટનાનો ઉલ્લેખ કરી બતાવ્યો મારો ઇતિહાસ સાભળી તેની આખોમા આસુ આવી ગયા તેણે મને સમયોચિત આશ્વાસન આપ્યુ, અને મારા માટે કેટલીક આવશ્યકીય વ્યવસ્થા કરી આપી

પ્રભાકરને ઘેર ગયા પછી મારા હૃદયને ધીમે ધીમે શાંતિ અને સ્વાસ્થ્ય પ્રાપ્ત થવા લાગ્યાં માનસિક યંત્રણા કમી થવા માંડી અને હું મારા વૈધવ્યધર્મને ઉચિત સંયમ, સાદાઇ અને સત્યાચરણનો અભ્યાસ વધારવા લાગી પ્રભાકર મુંબઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હતો, છતાં તેનામાં હાલની ખોટી ફેશન કે જંગલાપણું દાખલ થયાં નહોતાં તે એક વિનયશીલ આદર્શ ગૃહસ્થ હતો અહીંની પ્રાચીન સંસ્કૃતિ તેને જેટલી પ્રિય હતી, તેટલી જ તેની આધુનિક જ્ઞાનપિપાસા પણ તીવ્ર હતી તે પ્રેમનું ઉંચું તત્ત્વ સમજેલો હતો

હું એની પાસેથી ઘણું શીખી જીવનની મહત્તા, વિશદતા અને ગંભીરતા તો તેણે જ મને સમજાવી જીંદગી પર્યંત આદર્શમય ઉંચું બ્રહ્મચર્ય પાળી તેણે યથાશકિત લોકકલ્યાણની પ્રવૃત્તિ કર્યા કરી મારી મદદ એમાં તેને ઘણી ઉપયોગી થઇ પડી હું એ વખતથી આજસુધી એની જ સેવાભાવનાનું અનુકરણ કરતી આવી છું મારો જીવનકાળ એથી આનંદમાં વ્યતીત થયો છે મુંબઇમાં વકિલાતના ધંધામાં તે ઠીક કમાયો હતો, પણ પછી બે વર્ષે જ એનો દેહાંત થઈ ગયો, અને ત્યારથી હું એકલી એનું સ્મરણ કરતી આયુષ્યના શેષ દિવસો પૂરા કરૂં છું દુનિયામાં મારે કોઇ નથી મારાં માતાપિતા સ્વર્ગે સિધાવી ગયાં છે,પણ હું એમ માનું છું કે આ વસુધા જ મારૂં કુટુંબ છે

લોકસેવા કરવામાં મને જેવો આનંદ થાય છે, તેવો બીજા કશામાં આનંદ મળતો નથી વર્તમાન સમયનો ખરો ધર્મ જ લોકસેવા છે મંદિરોમાં જવામાં, ટીલાં ટપકાં તાણવામાં, ભગત કહેવડાવવામાં કે તીર્થોમાં પગ ઘસવામાં આત્મકલ્યાણ રહેલું નથી, પણ મોક્ષનો ખરો માર્ગ જ માનવદયા અને જનસેવા છે. આ દેશનાં કરોડો માણસો પશુના જેવું જીવન ગાળે છે ઘણા જણને બે વખત લુખું સુકું અન્ન પણ મળતું નથી બિમારીમાં ઔષધોની કે જ્ઞાન માટે પુસ્તકોના નિર્દોષ વાચનની તો તેમણે આશા જ શી કરવી ? જેઓ આખા દેશના આધારરૂપ છે, અને જેમની મહેનતથી અન્ન પેદા થાય છે, તેમના તરફ કોઈ સહા-

નુભૂતિ દેખાડનાર કે તેમના દુ:ખમા ભાગ લેનાર પણ ન નીકળી આવે એ શુ ઓછુ ખેદકારક છે ? જ્યાસુધી અજ્ઞાન આમવર્ગને જ્ઞાન આપી તેમની સ્થિતિ સુધારવામા નહિ આવે, ત્યાસુધી આ દેશનો ઉદ્ધાર થવાનો નથી આપણા ગૃહજીવનમા નિરતર અજ્ઞાન, અધશ્રદ્ધા અને વહેમ ફેલાતા જાય છે યુવાન સ્ત્રીઓ તથા કન્યાઓમા નિર્બળતા, વ્યાધિઓ અને અકાળમરણો વધતા જાય છે, અને ખોટી જરૂરીઆતોથી સ્ત્રીઓમા ચેતનહીન સ્થિતિ સર્વત્ર વધ્યા કરે છે બાળકોના દર્દો તથા તેમના મરણોના વધતા જતા પ્રમાણ તરફ કોઈનુ ધ્યાન પણ જતું નથી શુ આ દરેક સ્થિતિમા સુધારો કરવાની જરૂર નથી ? મે આ બાબતમા બહુ લાબો વિચાર કર્યો છે, અને તે પછી જ આ કર્મસન્યાસ લીધો છે

મારા જીવનનુ ગુપ્ત રહસ્ય મે કોઈને કદી જણાવ્યુ નહોતુ, પણ તમારા હૃદયનો વિશ્વાસ મળતા આજે મે મારૂ હૃદય ખાલી કર્યુ છે તમે ધૈર્ય રાખી મારી દુ:ખ અને દર્દ ભરેલી આ જીવનકથા સાભળવાનો જે સમય વ્યતીત કર્યો છે, તે ખાતે હુ તમારો આભાર માનુ છુ '

' અરે બ્હેન ! એમા આભાર માનવા જેવુ શુ છે ? તમારા જેવી દુ:ખી બ્હેનોના અનુભવની વાતો સસારના બીજા દુ:ખી મનુષ્યોને આશ્વાસનરૂપ થાય છે તમારી આત્મકથામાથી આજે મને ઘણુ નવુ જાણવાનુ મળ્યુ છે તમારા જેવા સ્ત્રીરત્નો આ સસારમા દુર્લભ છે '

' હુ એ સાભળવા ખુશી નથી મારી આ ભૂતકાળની વાત જ્યારે યાદ આવે છે ત્યારે ઘણીવાર હુ વિવશ બની જાઉ છુ ગમે તેમ તોય હુ એક રક સ્ત્રીજાત ! મારૂ જીવન શુ ? આયુષ્ય બાકી હોય ત્યા સુધી આમ પ્રભુ ભજન કરતા સર્વત્ર ફરવુ અને અનુભવની વાતો કહી સહવાસમા આવતા મનુષ્યોને સદ્બોધ કરવો એજ મારા જીવનનો એક પ્રધાન હેતુ હવે મે હૃદયમા ધાર્યો છે '

એક દીર્ઘ નિ:શ્વાસ નાખી એ યોગિની કે જેમનુ નામ એ આ-

નમકથનમાંથી ગંગા બ્હેન હોવાનું હું જાણી શક્યો હતો, તે તરત શાંત થઈ ગયાં અને તેમના અંતઃકરણમાં ૐકારનો ધ્વનિ ઉઠવા લાગ્યો. તે દિવસ મને એ સ્થળે વધારે વખત લાગેલો હોવાથી અને હવે ગામના સ્ત્રી પુરુષોને આવવાનો પણ સમય થએલો હોવાથી હું એ યોગિનીની રજા લઇ ઘેર આવવા ઉઠ્યો.

બીજે દિવસ સવારના પહોરમાં આખા ગામમાં વાત ચાલી કે યોગિની દેવી કયાંઇક ચાલ્યાં ગયાં છે. લોકોના ટોળેટોળાં પાછાં આવવા લાગ્યાં. સૌના ચહેરાઓ ઉપર શોક અને નિરાશાના ચિન્હ જણાતા હતા. હું તો એ સાંભળીને સ્તબ્ધ જ બની ગયો. કેવાં ભલાં અને માયાળુ એ બ્હેન ! ! પોતાની જીવનકથા મને કહ્યા પછી તેમને આ સ્થળમાં વધારે રહેવું નહિ ગમ્યું હોય, તેથી જ કોઇને પણ કહ્યા વિના તેઓ ચાલ્યાં ગયાં હશે, આ વિચાર તેમના ગમનનું નિમિત્તરૂપ હું થતાં, મને વધારે ખેદ થયો. મેં આસપાસનાં ગામોમાં તેમની ઘણી તપાસ કરાવી, પણ પત્તો લાગ્યો નહિ.

આજ એ વાતને ઘણાં વર્ષ વીતી ગયાં છે. જીંદગીના અંધકારમાંથી પ્રકાશને પગલે શરૂ થએલું એ બાઇનું જીવન કેટલું આગળ વધ્યું હશે, એ જણાયું નથી, પણ એટલું તો નક્કી છે કે તે આ દેશનું એક રત્ન હતું. મારા દૃષ્ટિપથમાં હજુ એ પુણ્યસ્મરણ તર્યા કરે છે.

કુળી સંધ્યા છાયું, ઉજળું તદપિ દેવળ હતું,
વીણારેલ્યાં ગીતો–ફુલદલસુવાસો સમ બન્યું,
ગયું પ્રીતિપારે, સ્મૃતિપૂજિત એ મંગલમયું,
સદા વ્હાલું, મૈયા ! જીવન અમ હૈયે વશી રહ્યું.

સુમન્ત.

## ૫ આપઘાત.

---

જિવિત આ થયુ છે મને કટુ,
મરણની ન કા ઔષધી લઉ ?
ન મુજ વિશ્વ ને વિશ્વની ન હુ,
દિલ ન મૃત્યુથી આ નિવારવુ !

—કલાપી

મૃત્યુ ! આ સસારમા મારૂ તારાથી અધિક બીજુ કોણ છે ? જ્યારે સઘળો સસાર મને છાડી દે છે, ત્યારે તુંજ એક મને આશ્રય

આપે છે સંસારની આધિ, વ્યાધિની ઉપાધિમાંથી છોડાવવા સારૂ અને મારી અનંત શાંતિને માટે તું મારો હાથ પકડે છે આ દેહ-પિંજરમાંથી મારા દુખી આત્માને છોડાવી નવા નવા દૃશ્ય દેખા-ડવા તું તયાર થાય છે અને મારી માનસિક વેદનાને દૂર કરી દે છે દુખથી કાયર થઈ આજ મે નિશ્ચય કર્યો છે કે આવા જીવનથી મરણ ભલુ શું તું હમેશને માટે મને બંધનમુક્ત નહિ કરે?

પણ મરતા પહેલા હુ મારા હૃદયનો ભાર હલકો કરી જવા ઇચ્છુ છુ મોતીજાન એ મારૂ ખરૂ નામ નથી મુંબઇની હું એક વેશ્યા છુ, પણ મારૂ નામ મોતી નથી હુ જાતની મુસલમાન કે યાહુદીની લડકી પણ નથી મે બ્રાહ્મણ જ્ઞાતિની માતાને પેટે જન્મ લીધો છે, અને બ્રાહ્મણયુવકની સાથેજ અગ્નિની સમક્ષ સપ્તપદીની પ્રતિજ્ઞાઓ કરી છે આ હકીકતને માત્ર થોડી મુદ્દત થઇ છે, છતા મારા સિવાય એનું સત્યરહસ્ય આ શહેરમા કોઇ જાણતુ નથી બે વર્ષથી હુ નીચ વૃત્તિનો આશ્રય કરી મારો નિર્વાહ ચલાવી રહી છુ, એટલે બ્રાહ્મણકન્યા હોવાનુ અભિમાન મારે છોડી દેવુ જોઇએ. મારૂ સત્ય નામ લખવાની શુ આવશ્યકતા છે?

મારૂ ખરૂ નામ મણીગૌરી છે, પણ મે મારૂ જીવન પત્થર-થીએ અધમ બનાવ્યુ છે આજ મરણની છેલ્લી ઘડીએ હુ જરાએ અસત્ય લખવાની નથી વેશ્યા તરીકેના મારા અધમ જીવનની ઓળખાણ કરાવ્યા પછી બીજી છૂપાવવા લાયક બાબત મારા આ કલંકિત જીવનમા શી બાકી રહે છે? છતા મારો બધો વૃત્તાંત લખ-વાની મારામા શકિત નથી હુ મુંબઇમા શા માટે આવી? તે પહેલા ક્યા હતી? મને આવો અધમમાર્ગ ક્યાથી સૂઝ્યો? વગેરે ઇતિહાસ બહુ લાંબો છે એ ઇતિહાસ લખવા જતા હૃદય ભરાઈ આવે અને કલમ અટકી પડે તો સમાજને મારા આ આપઘાતનુ કારણ ખોળતા મિથ્યા તર્કોનો આશ્રય લેવો પડે!

શાસ્ત્રો કહે છે કે આપઘાત કરવામા મહાપાપ છે અને આત્મ-

ધાતીને મરણ પછી સદ્ગતિ મળી શકતી નથી, પણ એ બધી વાતો ધર્માત્માઓને માટે છે પાપી માણસ તો આત્મઘાત કરીને પોતાના પાપમાંથી છૂટે છે બાઇડીની જાતને વેશ્યા જેવી બીજી કોઈ ગાળ નથી હુ એ ગાળને પાત્ર થઈ ચૂકી છુ મારા એક ભવમાથી અનેક ભવ થયા છે, તો હવે આ જીવનને અધિક લબાવવામા શો સાર છે વારૂ? અહીના મારા કર્મો એવા છે કે મને કુદરતી મરણ સમયે મરવા છતા પણ સારી ગતિ પ્રાપ્ત થવાની આશા નથી, તો પછી આપઘાત કરવાથી વિશેષ નુકશાન તે શુ થવાનુ છે? લાભ અને નુકશાન-ઉભયની અપેક્ષા મે છોડી દીધી છે મારૂ ચિત્ત અત્યારે સાવ આશાશૂન્ય બની ગયુ છે મારા જેવી પાપિણીનો ગમે તે પ્રકારે હવે અત આવે, એમા જ જગતને વધારે લાભ છે મારી આ જીવનનોધ પાપના ભયકર પરિણામની જગતને સાક્ષી આપશે, તો તેટલાથી મને સતોષ થશે

જ્યારે હુ મારા બિમાર પતિને લઈ ઔષધોપચાર કરાવવા આ મુબઇ શહેરમા આવી, ત્યારે નાણાની કોથળી છેક ખાલી લઇને આવી નહોતી થોડા પગારમા સરકારની વફાદારી, ભરેલી નોકરી બજાવનાર પ્રાથમિક સ્કૂલ માસ્તરના મહામુસીબતે એકઠા કરેલા પૈસા અહીના ઘરભાડામા તથા ડાક્ટરોના બાલોમા માત્ર બે માસે જ ખલાસ થઈ ગયા! રાજકોટની હટર મેન ટ્રેનિગ કૉલેજમા તે સીનિયર થયા હતા મગજની શક્તિનો અર્ધોઅર્ધ વ્યય તેમણે ભણવામાજ કરી નાખ્યો હતો તે પછી ટુકા પગારમા શિક્ષક તરીકેનુ છાતી તથા મગજને વલોવી નાખનારૂ કાર્ય કરતા તેઓ અકાળે ક્ષયના જીવલેણ પઝામા સપડાઈ પડયા હતા હુ તેમને લઇને આ મુબઇમા મોટી આશાએ આવી હતી, પણ બે મહિનામાજ સાથે આણેલા પૈસા ખરચાઈ ગયા! પથારીમા પડેલા રોગી, અશક્ત સ્વામીના ઔષધોપચાર તથા ખોરાક માટે કાઇ સવડ ન કરૂ અને હતાશ થઇ બેસી રહુ, તો હાથે કરીને તેમને મરણના મોઢામા ધકેલવા જેવુ થાય હુ મારી હૃદયવ્યથાની વાત કોને કહુ? આજ બે વરસથી જે પ્રશ્નો હમેશ મારા હૃદયમા ઘોળાયા

કરે છે, તેનો સ્પષ્ટ ઉત્તર મને કોઇના તરફથી મળ્યો નથી આજ મે નિશ્ચય કર્યો છે કે પરલોકમા જઈ જેણે આ ગૂઢ કોયડાની સૃષ્ટિ પેદા કરી છે, તેને પૂછીશ કે દરિદ્રતા જેવા મહાન્ પાપને તેણે શા માટે પેદા કર્યુ છે ?

દુનિયામા નિર્ધનતા જેવુ એકેય દુ ખ નથી માણસ ગમે તેટલો વિદ્વાન્ હોય, પરતુ ભૂખ લાગે ત્યારે વ્યાકરણશાસ્ત્ર જમાતુ નથી, તરસ લાગે ત્યારે કાવ્યરસ પીવાતો નથી, અને કુળનો ઉદ્ધાર કરવો હોય ત્યારે છદ શાસ્ત્ર કામમા લેવાતું નથી જો પૈસો ન હોય તો પુરુષના સઘળા ગુણ વ્યર્થ થાય છે અને એથી ઉલટુ મૂર્ખ માણસ પૈસાના પ્રતાપે સકળ ગુણના ભડારરૂપ મનાય છે એક દરિદ્ર માણસ સ્મશાનમા શબની પાસે જઇ કહેવા લાગ્યો-' હે પ્રિય સખા ! હુ બહુ કાળથી આ દારિદ્ર્યનો ભાર ઉપાડીને થાકી ગયો છુ, માટે એ ભાર તુ થોડીવાર ગ્રહણ કર અને તારૂ મૃત્યુનુ સુખ મને આપ, પરતુ નિર્ધનતા કરતા મૃત્યુ શ્રેષ્ઠ છે એમ સમજીને તે શબ કાઇ પણ બોલ્યુ નહિ," કવિએ આ રૂપક ગોઠવવામા નિર્ધન અવસ્થાનો તાદૃશ ચિતાર આપ્યો છે પૂર્વે ઘણા પાપ કર્યા હોય એ જ નિર્ધન થાય છે, એવુ લોકો કહે છે તે શુ સાચુ હશે ?

મે વાચ્યુ હતુ કે સતી સાવિત્રીએ પોતાના ધર્મના બળે યમરાજા પાસેથી સ્વામીની જીદગી ખરિદી લીધી હતી, પરતુ હુ પ્રતિજ્ઞા પૂર્વક કહુ છુ કે મારી પેઠે પતિના જીવન માટે મૃત્યુની સામે કોઇએ પણ યુદ્ધ કર્યુ નહિ હોય ! મને લાગે છે કે એ સત્યયુગનો યમદેવ આટલો બધો નિષ્ઠુર-નિર્દય નહિજ હોય ! મારા પતિના જીવનરક્ષણ માટે મે મારૂ સઘળુ આપી દીધુ હતુ કાઇ પણ બાકી રાખ્યુ નહોતુ મરણ કરતા પણ અધિક વેદના મે હમેશ ભોગવી છે સાવિત્રીએ પોતાનો ધર્મ સાચવીને જે મેળવ્યુ તે મે મારૂ સર્વસ્વ વેચીને મેળવવાનો પ્રયાસ કર્યો એના જેવા જ હેતુથી મે મારા સતિત્વનુ બલિદાન આપ્યુ, છતા પરિણામે મે સઘળુ ગુમાવ્યુ

હુ અહીનીએ ન રહી અને ત્યાનીએ ન રહી। "ધોબીનો કુતરો નહિ વાટનો કે નહિ ઘાટનો," એવી જ મારી દશા થઇ ગઇ છે, પણ ઓ મારા નાથ। ઓ મારા પ્રભુ। જે પરભૂમિમા તમે ગયા છો, ત્યા મારા વિના કોઇને તમારી સેવા કરવાનો અધિકાર નથી. મારો અપરાધ માફ કરી ત્યા તમે મારો સ્વીકાર કરશો કે નહિ? મે જે કાઇ કર્યું છે તે હે મારા હૃદયદેવ, કેવળ તમારા માટેજ એ બધુ કર્યું છે। હું આજ તેની ક્ષમા માગુ છુ સસાર કે સમાજની આગળ મારો કાઇ વિશેષ દોષ નથી નાથ। મે જે યાતના નિરંતર સહન કરી છે, તે તમને કદી જણાવી નથી. તમારી માદગીની પિડા હુ નિરર્થક શા માટે વધારૂ?

કેળવણીખાતાના નિર્દય, કદરહીન અધિકારીઓએ ચાલતા પગારે તમારી એકપણ દિવસની રજા મજુર કરી નહિ। જે નોકરી મા તમે લોહીનુ પાણી કરી નાખ્યુ, તે નોકરીમા મરણ વખતે પણ તમારી કદર થઇ નહિ। શિક્ષાગુરુનો ઉચો ધધો કહી તમારા જેવા નિર્દોષ તરૂણોને તેમા હોમનારા અને એક ઘાટીના જેટલો કે મજુરના જેટલો પગાર આપી કેળવણીનુ કઠીન કામ તેમની પાસેથી લેનારા એ ખાતાના અધિકારીઓને મારે શુ કહેવુ? તમે એ ધધો ન લીધો હોત તો આજ તમારી કે મારી આવી દશા ન હોત। અરેરે, ટુકા પગારમા પૂરતો નિર્વાહ ન ચાલતો હોય ત્યા પોષ્ટિક ખોરાક અને ઓસડવેસડનો પ્રબધ ક્યાથી કરવો? આપણે ગામડામા રહેતા હતા, ત્યાના હવાપાણી સારા હતા, પણ શુ કેવળ હવાપાણીનુ સેવન કરીને જીવી શકાય છે કે? શિક્ષકવર્ગની આર્થિક નિર્બળતાનું નિરીક્ષણ કર્યા વગર 'શિક્ષકે દેશસેવા કરવી,' 'શિક્ષકે લોભ ન રાખવો,' 'શિક્ષકે પરમાર્થી થવુ' વગેરે ઉપદેશ આપનારાઓને હુ સ્પષ્ટ જણાવુ છુ કે શિક્ષક એક મનુષ્ય છે, તેને સસાર વ્યવહારમા રહેવાનુ છે મે તમારા પતુજીના ધધા ઉપર ઓ મારા પતિ। ગાડી ઘોડા દોડાવવાની આશા બિલકુલ નહોતી રાખી, પણ તમારા જીવનની

આશા એ ધધા ઉપર રાખવાનો તો મને હક હતો ને ? હાય, મારો એ હક ચાલ્યો ગયો ' તમારો અધિકારી રૂશ્વત ખૂની અને ખુશામત પ્રિય હતો તમારા જેવો સરલ અને સીધો માણસ એની પાસે શી રીતે લાગવગ મેળવી શકે ? જો તમે વૈદ્યવિદ્યા કે ઔષધોપચાર જાણતા હોત તો તમારી દાદ એ જરૂર સાભળત, કારણ કે એ રૂપગી અને એની સ્ત્રી નિરતરની માદગી ભોગવતા હતા અને તેથી જે શિક્ષકો નોકરી સાથે ખાનગી રીતે વૈદુ કરતા તેમને તે મારો લાભ આપતો, કેમકે તેથી તેને તથા તેની સ્ત્રીને મફત દવા ખાવાનો લાભ મળતો ' અરેરે, લોભથી ભરેલા એક પામર અધિકારી પાસેથી તમે ન્યાયની આશા રાખી છેવટે મોતને આધીન થયા, છતા ન્યાય ન મળ્યો, પણ ફીકર નહિ, ઇશ્વરના દરબારમા તમને જરૂર ન્યાય મળ્યો હશે ' મારૂ હૃદય મને સાક્ષી આપે છે કે પ્રભુને ત્યા અવશ્ય તમારી ઉંચી કદર થઈ હશે '

મારૂ તો જે થવાનુ હતું તે થઇ ચૂક્યુ આવડા મોટા સમૃદ્ધ શહેરમા મને એક પણ લોહીમાસવડે ઘડેલુ હૃદય મળ્યુ નથી ' ચુના અને પત્થરની મોટી મોટી કલાહીન બિલ્ડીંગો જેવા અહીંના શ્રીમતોના હૃદય પણ પત્થરમય બની ગયા છે ' ગરીબના આસુડાઓ તેમના વજ્ર હૃદય ઉપર જરા પણ દયા નીપજાવી શક્તા નથી શ્રીમતોના દ્વારમા હું ભિખારિણી બની ભટકવા લાગી, પણ ભીખના હાલ્લા કદી શીંકે ચડયા છે કે ? વળી મારા જેવી તરૂણ બાઇડીના ભાગ્યમા સુખેથી ભીખ માગવાનુએ ક્યા લખેલુ હતું ? રસ્તે જતા નઠારા પુરુષો મારો માર્ગ રોકી ઉભા રહેવા લાગ્યા બિ-ભત્સ શબ્દોથી અને અશ્લલ ચેષ્ટાઓથી મને પજવવા લાગ્યા દરરોજ સાજે મારી ભીખની તાબડી અપમાન અને તિરસ્કારના ભારથી એટલી બધી ભારે થઇ જતી કે તેની યાતનાના બોજાથી બચવાનો મને એકેય માર્ગ જડતો નહિ ' મારા જેવી અભાગિનીને જીવનમા ઝેર મેળવીને જેણે મજાક કરી તેને દુનિયા ક્યા નામથી

બોલાવે છે ? ભગવાન કે ભાગ્ય ? ! મારી અવદશા કરીને જેણે આનંદ માન્યો, તેની મશ્કરી કરીને આજ હુ મરૂ છુ ભાગ્યદેવીના ચક્ર ઉપર ઉપહાસ્ય કરીને આજ હુ દુનિયામાથી પ્રયાણ કરૂ છુ.

મારા સ્વામી ! તમે મરવા છતા જીવતા છો. તમારી સેવા કરવા મે જે અવળો માર્ગ લીધો હતો તે તમે કદાચ નહિ જાણતા હો, પરંતુ ઓ પ્રભુ ! મારા માટે એ સિવાય બીજો કોઈ માર્ગ હતો જ નહિ ! તમારી વેદના ઓછી કરવાનો, તમારા માટે ઔષધ તથા અન્ન મેળવવાનો એ સિવાય બીજો માર્ગ નહોતો મારા બધા પ્રયત્ન વ્યર્થ બનાવી, આ ઉપરથી ઉજળી પણ અંદરથી મેલી, સડેલી, ગંધાતી મુંબઇનગરીની હૃદયહીન પ્રજાએ મને હાથ ઝાલીને કહ્યું હતું કે–આ તારો માર્ગ ! શહેરનો વિલક્ષણ કોલાહલ ગંભીર હાસ્ય હસીને મને દેખાડતો હતો કે–આ તારો રસ્તો ! ! જે સ્થળે દયા પણ વેચાતી હોય, તે સ્થળે એ દયા ખરિદવા સારૂ આ યૌવનધનથી ભરેલા શરીર સિવાય મારી પાસે બીજુ કાંઇ સાધન નહોતું ! સ્વામીની સેવા-શુશ્રૂષા માટે મે છેવટ તેને વેચી દીધુ, પણ હું સ્વામીનુ જીવન બચાવી શકી નહિ ઓ નાથ ! તમારા અર્થે મે જે ગુમાવ્યુ છે તે માટે મને જરાયે દુ ખ થતુ નથી. મારા પ્રભુની સેવામા સર્વ્વ સમર્પણ કરી, ઇશ્વરના ચરણમા મારા સર્વસ્વનો ભોગ આપી હુ કૃતાર્થ થઇ છુ ખેદની વાત માત્ર એટલી જ છે કે જેણે મારૂ બધુ લુંટી લીધુ તેણે તમારૂ જીવન બચાવ્યુ નહિ ! !

મારો આત્મા એ વખતે કેવળ લક્ષ્મીને ઇચ્છતો હતો પાપપુણ્યના સરવાળા–બાદબાકી કરવાની મારામા બુદ્ધિ નહોતી. ધર્મ જડ પુસ્તકોમા લખેલા હોય છે નીતિ અને ધર્મના થોથા વાચનારાઓ માણસના આત્માને ઉંકેલી શકતા હોય તો આજે કેટલો અધર્મ થતો અટકી પડે ? હે નાથ ! મને હવે એવા સ્થળમા લઇ જાઓ કે જ્યા સમગ્ર સંસારના દુ ખને મારી ઉપર લેવાના સુખમા મત્ત બની હુ ર્યા કરૂ ! આખા વિશ્વના સંતાપ જ્યા મારા લોહીને ગરમ બનાવી

રાખે, અને અનત વિશ્વવેદના મારા મગીતની સામગ્રી બને ' જ્યા એક માત્ર તમેજ માગ સાથી હો, અને સર્વ પ્રાણીઓની ઇચ્છા માગમા એકઠી મળી તમારી સાથે પ્રણય કરવાની શક્તિ આપે, વળી જ્યા ભુવનનુ ભુવન મારૂ ભુવન હોય અને મર્યાદિત જીવનને બદલે અસીમ જીવન મેળવી હુ તમારી સાથે નિત્ય નવી નવી ક્રિડા કર્યા કરૂ, પણ હાય ' એવુ માગવાનો શુ હવે મને અધિકાર છે ?

મારૂ અધપતન શી રીતે થયુ તે અહી મારે સત્યને અવલબી સક્ષેપમા પણ જણાવવુ તો જોઇએ જ ' મારો એ સમય એવા પ્રકારનો હતો કે મારા દુશ્મનને પણ પ્રભુ એવા દિવસો ન દેખાડે ' પતિ પથારીવશ, મુબઇ સરખુ અજાણ્યુ શહેર, પાસે એક ફૂટી બદામની પણ સિલક નહિ, ઘરમા હરમાન હડીયુ કાઢે અને હાલા કુસ્તી કરે એવી સ્થિતિ અને હુ એક યૌવનવતી અબળા, એટલે એ વખતે મારા મનની કેવી દશા થઇ હશે એની વાચકે.એ જ કલ્પના કરી લેવી એક દિવસ પાસે થોડા પૈસા હતા તેપણ ખરચાઇ ગયા મારૂ ધૈર્ય ચાલ્યુ ગયુ હૈયુ ભરાઇ આવ્યુ અને સ્વામી ન જાણે તેમ એક ખૂણામા જઈ ડૂસકા ભરીને હુ રડવા લાગી

અમારી ઓરડી જૂની હનુમાન ગલીમા વ્યાસ મૂળશકરના માળામા પહેલે દાદરે હતી જાણીતા ડૉકટર જસાણીનો એક કમ્પાઉડર નામે ધનજી અમારી બાજુની કોટડીમા રહેતો હતો જે વેળાએ હુ રડવા લાગી તે વખતે એ પોતાના હાથમાનુ કામ પડતુ મૂકી, મારા ડૂસકા સાભળી તરત મારી પાસે આવી મને પૂછવા લાગ્યો મે એને મારી નિર્ધનતાની વાત કહી દેખાડી તે જાતનો લુહાણો હતો અને ડૉકટર જસાણીની પાસે તેનુ સારૂ માન હતુ મારી બધી દુખકથા મે તેને કહી સભળાવી અમે એ માળામા બે મહિનાથી આવીને રહ્યા હતા, પણ કોઇના વિશેષ પરિચયમા આવ્યા નહોતા આજ દુખના અતિશય ભારથી ધનજીની પાસે મારૂ નિર્મળ હયુ એકાએક ખાલી થઇ ગયુ તેણે એ વખતે વાચિક આશ્વાસન આપી, ધૈર્ય ધરવાનો મને ઘટતા શબ્દોમા ઉપદેશ આપ્યો.

બીજે દિવસે સવારમા તે બજારમાથી એક લોટામા સુન્દર ચહા લઇ આવ્યો અને એક કપ મારા સ્વામીને તથા એક કપ મને આપી પોતે પણ અમારી ઓરડીમાજ એક કપ ચહા લઈ પીવા માટે બેસી ગયો મને તે એ વખતે બહુ સારો માણસ જણાયો એની વાત કરવાની ઢબ સપૂર્ણ અનુકપા ભરેલી હતી મારા દુખની અતિશય-તાથી એના હૃદયને આઘાત થતો હોય એમ મને લાગ્યુ તે ચહા પી રહ્યા પછી પોતાની ઓરડીમા ગયો અને દશ રૂપીઆની નોટ લાવી મને આપી એક ડૂબતા માણસને લાકડાનો કકડો હાથમા આવે અને જેટલો આનદ થાય, તેટલો આનદ મને એ ધનજીના દશ રૂપિઆ મળ-વાથી થયો મે તેનો ઉપકાર માન્યો અને ઇશ્વરને પણ હજારો ધન્યવાદ આપ્યા. તે દિવસે સાજના છ વાગે તે પોતાના શેઠ ડૉક્ટર જસા-ણીને મારા પતિની તબિયત દેખાડવા તેડી લાવ્યો ડાક્ટરે તેની સાથે કેટલીક અગ્રેજીમા વાતો કરી હુ તે ક્યાથી સમજી શકુ ? મારા પતિની ચિકિત્સા કરી, મને કેટલીક જરૂરતી સૂચનાઓ આપી ડાક્ટર ચાલ્યા ગયા તેમણે મારી પાસેથી ન લીધુ ગાડીનુ ભાડુ કે ન લીધા ફીના પૈસા ! ધનજીએ પણ પૈસો પખાવ્યો નહિ ! મારા ઘરની તેમણે મફતજ વિઝીટ લીધી ! તેમના ગયા પછી ધનજીએ તેમની સાથે અગ્રેજીમા કરેલી વાતચીતનો સાર મને કહી સભળાવ્યો એની વાતનો ભાવાર્થ એ હતો કે મારા પતિને કોઇ ધર્માદા હૉસ્પિટલમા લઈ જવા

પ્રથમ તો મને એ સલાહ ન ગમી, પણ બે દિવસ સુધી વિ-ચાર કર્યા પછી ધનજીની સલાહને અનુસરવાનુ મને યોગ્ય જણાયુ એ ચાલાક લુહાણો તરત એક ભાડાની વિક્ટોરીઆ કરી લાવ્યો અને તેમા મારા પતિને ધીમેથી સુવાડી અમે જે જે હૉસ્પિટલમા લઈ ગયા મારા માથા ઉપરનો કેટલોક બોજો હલકો થયો ધનજીએ મારા પતિની હૉસ્પિટલમા યથાયોગ્ય ગોઠવણ કરી આપી હુ કેટલેક અશે ચિંતા રહિત બની

હૉસ્પિટલમા મારા પતિની મગામર કાળજી ભરેલી માવજત તો નહોતી થતી, પણ મારી કગાલની કોટડી કરતા ત્યા તેમને ખુલ્લી સ્વચ્છ હવાનો સારો લાભ મળતો હતો હુ હમેશ એ વખત એમને જોવા જતી ને કમ્પાઉન્ડરોને એમની તબિયતના પરિણામ માટે પૂછતી, પણ મને કોઇ સાચી હકીકત કહેતા નહિ મારૂ મન ઉદાસ થતું, ત્યારે ધનજી કઈ કઇ વાતો કહાડી મને ચિંતામાથી નિર્મુક્ત કરવાનો પ્રયાસ કરતો તે મારી ઓરડીમા આવી આમ તેમના ગપાટા હાકતો, અને મારે જ્યારે જોઇએ ત્યારે પસાની છૂટે હાથે મદદ કરતો એના ઉપકારતળે હું વધુ ને વધુ દબાતી જતી હતી મારી આર્થિક ચિંતા હવે તદ્દન ઓછી થઈ ગઇ હતી પ્રથમ મારૂ મન જે બહુજ ઉદાસ રહેતું હતું, તે હવે પ્રફુલ્લનાનો કાઇક અશ ધારણ કરવા લાગ્યુ ખાવાપીવામા મને પ્રથમના જેવુ દુ ખ નહોતું કદી કદી ધનજી પોતાને માટે મારી પાસે રસોઇ કરાવતો અને તેનો બધો ખર્ચ તે આપી દેતો હૉસ્પિટલમા તે મારી સાથે મારા પતિને જોવા આવતો, ત્યારે ભાડાની વિકટોરીઆ કરી લેતો, અને તેનુ ભાડુ તે આપી દેતો તેની સાથે ગાડીમા બેસતા પ્રથમ તો મને સકોચ થતો, પણ તેની ઉદારતા અને પરોપકારિતા તરફ લક્ષ આપતા મારો એ સકોચ ચાલ્યો જતો રાત્રે દવાખાનામાથી પાછા આવતા તે કોઇ કોઇ વખત ગ્રાટરોડ તરફ, ફ્રેચ પૂલ તરફ અને ચોપાટી તરફ ગાડી હકારાવતો, અને મુબઈ નગરીનું વિવિધ દશ્ય મારી નજર ઉપર લાવવાનો કોશિશ કરતો એક દિવસ તે મને આગ્રહ કરીને નાટક જોવા તેડી ગયો મે જીવન ભરમા કદી નાટક જોયુ નહોતુ હુ નાટક જોઇને ખૂબ ખુશી થઈ ગઇ જ્યાસુધી મે નાટકશાળા કે નાટક નહોતા જોયા, ત્યાસુધી મને તેના તરફ પ્રીતિ થઇ નહોતી, પણ એક વખત જોયા પછી એ દિશા તરફ। મારૂ આકર્ષણ વધવા લાગ્યુ ધનજી એને માટે તૈયાર જ હતો મે એના પસાવડે ઘણા ખેલો જોયા હતા

હુ હવે બે ત્રણ દિવસે મારા પતિની તબિયત જોવા જતી,

અને તેમા જ્યારે કાંઈ સુધારો ન જણાતો ત્યારે મને ખેદ થતો, પણ ધનજી તરત મારા એ ખેદને હઠાવવા કંઇને કાંઇ વાનો કાઢતો અને મારો શોક ભૂલાવવા મથતો પ્રથમ માગ જીવનમાથી આશા, પ્રેરણા અને પ્રોત્સાહનને બદલે એકલા વિસવાદી રૂદનસ્વરો મળતા હતા તે હવે બધ થવા લાગ્યા નદી સાગર તરફ વહે, તેમ મારી હૃદયવૃત્તિઓ આશાના અતકર્ય સાગર તરફ વહેવા લાગી મને દુનિયાદારીના કૂડ-કપટનુ ભાન નહોતું હુ એક ગામડામા ઉછરેલી અને ગામડામા રહેલી ભોળી સ્ત્રી હતી મને મુબઈ નગરી પ્રથમ તો ઇંદ્રિપુરી જેવી લાગી' પણ પછીથી મે જોઈ લીધુ કે શ્રીમતોના છોકરાઓને અસયમી વિલાસી જીદગી ગાળવાની સગવડ માટેજ આ સઘળી ધમાલ છે' હુ એ ધમાલમાથી મારૂ જુદુ વ્યક્તિત્વ સ્થાપી શકી નહિ' મને અહીં કમનસીબે પ્રવાહપતિતા થવાનો સમય જ આવી મળ્યો'

કેટલાક દિવસો ધનજી સાથેના નિર્દોષ આમોદપ્રમોદમા વીતી ગયા એક દિવસની વાત છે મારી ઓરડીમા રાતને વખતે બારણા અદરથી બધ કરીને હુ સૂતી હતી કૃષ્ણપક્ષની તે કાળમુખી રાત હતી' મધરાતને વખતે કોઇ અજાણ્યા પુરુષનો મારા શરીરને સ્પર્શ થયો હોય એવુ મને સ્વપ્ન લાગ્યુ મારી આખો એકદમ ઉઘડી ગઈ મે શુ જોયુ? મને તે સ્વપ્ન નહિ પણ સાચી વાત લાગી હુ બેબાકળી ઉભી થઈ ગઇ કોઈ દિવસ નહિ અને આજે ધનજી આમ રાતને વખતે મારી ઓરડીમા શા માટે આવ્યો હશે? હુ વિચારમા પડી ગઈ તે મારી એવી દશા જોઇ ધીમેથી કહેવા લાગ્યો–'મણીબાઇ, ગભ-રાઇને બૂમ પાડશો તો નકામા આખા માળામા ફજેત થશો તમા-રી ઓરડીના બારણા બધ છે, એજ રીતે મારી ઓરડીના બારણા પણ અદરથી બધ છે બન્નેની વચ્ચેનુ બારણુ ઉઘાડીને હુ તમારી પાસે આવ્યો છુ, એટલે આ વાત કોઈ જાણી શકે તેમ નથી માળામા આજ કેટલાક દિવસથી આપણા સબધમા લોકો છાની છાની ખરાબ વાતો કરેછે, એટલે હવે નીતિનો ખોટો આડબર રાખીને બેસી રહેવુ એ

આપણા બન્નેના હકમા નુકશાનકર્તા છે તમારી ઉપર દયા રાખવાથી મારૂ બદનામ થયુ છે, તેથી હુ એનો લાભ લીધા સિવાય રહેવાનો નથી જુઓને આ દુનિયામા કોણ ચોખ્ખુ છે? એ તો પૃથ્વી સારી છે કે બધાને ચાલવા દે છે, બાકી લુગડાની અદર તો સહુ નાગુ છે!'

થયુ નિરૂપાયે હુ તેની ઇચ્છાને વશ થઇ. એના ઉપકારતળે દબાએલી હોવાથી હુ બોલી પણ શુ શકુ? કલાક પછી તે જ્યારે પોતાની કોટડીમા ચાલ્યો ગયો ત્યારે મને મારી મૂર્ખતા અને અસાવધતા ઉપર પુષ્કળ તિરસ્કાર આવ્યો, પરતુ એ રાડયા પછીનુ ડહાપણ હતુ ખરૂ કહુ તો કેવળ સ્મશાનજ્ઞાન હતુ આજે દિવસના હરકોઇ વખતે મારી ઓરડીમા આવીને ધનજી વચ્ચેના બારણાની મારા તરફની સાકળ ઉઘાડી ગયો હોવો જોઇએ, કારણ કે મુબઇના મળાઓમા પાસે પાસેની ઓરડીઓમા વચ્ચે આવા દ્વાર હોવાથી વ્યભિચારના ભયકર બનાવો બનવાની વાત મે સાભળી હતી મારા સબધમા આજે એ સાભળેલી બીના અક્ષરે અક્ષર સત્ય થઈ

નીચ માણસના હાથતળે દબાયાથી કેવી દુર્દશા થાય છે, તેનો મને આજે સારો અનુભવ થઇ ગયો હુ અનીતિને માર્ગે ચડી ગઇ મારૂ એ વખતથી અધપતન થતુ ચાલ્યુ. દુર્ભાગ્યના યોગે પાપી પેટ માટે મારે અનુચિત ધધો સ્વીકારવો પડયો ધનજીએ મારા જીવનની છેક પાયમાલી કરી નાખી હૉસ્પિટલમા લઇ ગયા પછી દોઢ મહિને મારા સ્વામીનુ મૃત્યુ થઈ ગયુ, ત્યા સુધી તો ધનજી સાથે મારો ગુપ્ત વ્યવહાર સારી રીતે ચાલ્યો, પણ પછી તે નાથીબાઈ નામની એક શ્રીમત ભાટીયાણીના પ્રેમપાશમા પડવાથી મને વિવિધ પ્રકારે દુખ દેવા લાગ્યો હુ ભોળી હતી. મુબઇ શહેરથી અજાણી હતી મારી અજ્ઞાત અવસ્થાનો લાભ લઇ ધનજીએ પોતાના એક મિત્રની મદદથી મને નીચ ધધો ચલાવનારી એક રાક્ષસિણીના હાથમા વેચી દીધી પ્રથમ તો હુ એ સમજી શકી નહિ, પણ જ્યારે એ બાઇએ મને ફરજ્યાત અધમ ધધો કરવાની ફરજ પાડી, ત્યારે મને મારી પરતત્રદશાનો ખ્યાલ આવી ગયો.

મુંબઈમાં કેટલીક સ્ત્રીઓ અને પઠાણો નાની ઉમ્મરની છોકરીઓને તથા અનાથ નિરાધાર સ્ત્રીઓને ઉપાડી લાવી, ફસાવી, લાવી અગર ખરીદી લાવી તેમની પાસે હલકો ધંધો કરાવે છે અને જોર જુલમથી તેમને આડે રસ્તે ઉતારી એમના ઉપર પોતાના જીવનનો નિર્વાહ ચલાવે છે. પોલિસ લોકો બહુધા એ પ્રકાર જાણતા હોય છે, પણ તેઓ એ ગુલામી વ્યાપાર કરનારને કાંઈ શિક્ષા કરાવતા નથી સમાજના સભ્યોનું ધ્યાન તો આ બાબત તરફ જાયજ શાનું ? તેઓ તો આવી વાત કરતા પણ અભડાઇ જાય છે સંસારમાં મનુષ્યોને નીતિ તથા ધર્મશાસ્ત્રના જ્ઞાનની જેટલી જરૂર છે, તેટલીજ જરૂર અધર્મ તથા અનીતિના માઠા પરિણામોના જ્ઞાનની પણ છે જો હું મુંબઇ નગરીની આ રાક્ષસી ક્રૂરતાના બનાવો જાણતી હોત તો આવી રીતે મારી જીંદગીની ખરાબી થવા ન દેત ઘણી સ્ત્રીઓની જીંદગી મારી પેઠે અજ્ઞાનતાને લીધેજ ધૂળમાં મળી જાય છે

"મુંબઇ જેવા સમૃદ્ધ, ઉદ્યોગી, સુન્દર અને આકર્ષક શહેરમાં ખરાબમાં ખરાબ અને ઘણો અધમ ધંધો ખુલ્લી રીતે ચાલે એ મુંબઈના શહેરીઓને લજવનારૂ અને આખા હિન્દની પ્રથમ પંક્તિની ગણાતી મ્યુનિસિપાલિટીને નીચું જોવડાવનારૂ છે અતિ અફસોસની વાત છે કે શરીરના, નીતિના અને દ્રવ્યના નુકસાનના મૂળરૂપ આ વ્યવસાય તરફ સમાજનું ધ્યાન બહુ ઓછું દોરાયું છે વ્યભિચારનો સડો બધા દેશમાં ફેલાએલો છે યુરોપમાં પણ તેનો પ્રચાર થએલો છે, પરંતુ ત્યાં તેની વિરૂદ્ધ લોકોના વિચારો ખૂબ કેળવાયા છે અને કાયદા તરફથી અટકાવ મૂકાયા છે આ દેશમાં તો બન્ને બાબતમાં અતિ થોડો પ્રયત્ન થયો છે

મુંબઇના મધ્ય ભાગમાં ટ્રામ્વે લાઇનના ફોકલૅંડરોડ, ફોરાસરોડ અને તેની પાસેની અનેક ગલીઓમાંથી છાના ભયંકર દુર્ગંધનો એક એવો પ્રવાહ વહે છે કે તે ત્યાંથી સમગ્ર શહેરમાં પ્રસરે છે એ સ્થાનો વેશ્યાઓના ઘરોથી ભરેલા છે ત્યાં હિંદી, યુરેઝીયન અને જાપાની સ્ત્રીઓ

રહે છે વેશ્યાઓ પોતાની બારીઓમા ઉભી રહીને ગ્રાહકોને ખુલ્લી-રીતે ગતને વખતે બોલાવે છે અને તેમના દલાલો ગલીઓમા ફરીને વિષયી પુરૂષોને શોધી લાવે છે વાત એટલેથીજ અટકતી નથી આ પબ્લિક વેશ્યાગૃહો ગુલામીના, અધમતાના, ગુન્હાઓના અને દર્દોના મુખ્ય થાણા થઇ પડયા છે તેમા રહેતી વેસ્યાઓમા સેકડે ૯૦ ટકા ગુલામી દશા ભોગવે છે બાળપણમા તેમના માબાપોએ અથવા કોઇ બીજાઓએ થોડા પૈસા લઇને તેમને વેચેલી હોવાથી તેઓ મુદ્દલ સ્વતંત્રતા ભોગવી શકતી નથી આ નરકાગારમા દરેક જાતના લોકોને માટેજ આવે એવા ઘરો છે, તેમાના વીસેક ઘર યુરોપીઅનોને માટે છે એ ઘરોમાના ચાર પ્રથમ વર્ગના, ચાર મધ્યમ વર્ગના અને બાકીના ત્રીજા દરજ્જાના છે પહેલા વર્ગના ગૃહો શ્રીમન્તોનાજ ઉપયોગમા આવે છે આ ગૃહોમા ૨૮ યુરોપિયન, ૨૩ યુરેઝિયન તથા દેશી ક્રીશ્ચિ, ૫ મોરીશીયસ અને ૩૩ બાગદાદની યાહુદી સ્ત્રીઓ રહે છે આમા પહેલા તથા બીજા દરજ્જાના ઘરોમા વ્યવસ્થા તથા ચોખ્ખાઇ બહુ સારી રાખવામા આવે છે અને આરોગ્યના નિયમો પળાય છે સ્ત્રીઓને મળતા નાણામાથી અર્ધા નાણા ગૃહધણી રાખે છે

જાપાની વેશ્યાઓના ઘરો ૩૪ છે અને તેમા ૮૦ વેશ્યાઓ રહે છે આ ઘરોમા પણ તંદુરસ્તીના નિયમો સચવાય છે માત્ર હિન્દીવેશ્યાઓજ પશુના જેવુ જીવન ગાળે છે તેમના ઘરોની સંખ્યા ૮૩૦ ની છે, તેમા હિન્દુ, મુસલમાન, બગદાદી અને યાહુદી વગેરે જાતીઓની લગભગ ૫૦૦૦ વેશ્યાઓ રહે છે આમાના માત્ર થોડા ઘરોજ સારી સ્થિતિના છે, બાકીના ઘરો તો એક પ્રકારની એવી ભયંકર ખીણો છે કે જયા માણસો ઘણો નીચ ધંધો કરવા માટે રહે છે અને અધમતામા પોતાના જીવન વેડફી નાખે છે આવા ઘરોના માલિકો વેશ્યાઓની જે કમાણી આવે છે, તે સઘળી પોતે રાખે છે, અને તેઓને માત્ર ખોરાક તથા કપડાજ આપે છે। ખરૂ

કહુ તો તેઓ તેમને ગુલામની દશામાજ રાખે છે વળી વેશ્યાઓને હમેશને માટે પોતાના તાબામા રાખવા સારૂ એ માલિકો પૈસા ધીરે છે અને જીદગીપર્યંત દેણદાર દશામા રહેવાથી એ કમનસીબ ઓરતો ગુલામીમાથી છૂટી થઈ શકતી નથી કાયદો એવો છે કે કોઇને પોતાની ઇચ્છા વિરૂદ્ધ વેશ્યાના ધધામા રાખી શકાય નહિ, પરતુ આ સ્ત્રીઓ તે કાયદાના અજ્ઞાનને લીધે, તેમજ સાક્ષી પુરાવાની ખામીને લીધે કોર્ટનો આશ્રય લઇ શકતી નથી માલિકો તેઓના ઉપર રાક્ષસી અત્યાચાર ગુજારે છે અને પોતાનો ધધો પડી ભાગવાનો તેમને હમેશ ડર રહ્યા કરે છે એ સ્ત્રીઓ પાજરામા પૂરેલા પશુઓના જેવીજ દશા ભોગવે છે તેમના કેદખાનાનુ બારણુ પુરુષોને અદર લેવા માટેજ ઉઘાડવા દેવામા આવે છે આ અધારી ખીણોમા કેવા કેવા અત્યાચારો થાય છે, તેનુ વર્ણન કરતા એક મોટો ગ્રથ ભરાય તેમ છે

આ વરોની આજુમાજુ રહેનારા લોકોની નીતિમય રહેણી કરણી ઉપર કેવી અસર થાય એ કહેવાની ભાગ્યેજ જરૂર છે તેમના વિચારો અધમ કાર્યો કરવા તરફ દોરવાય છે અને પવિત્રતા જેવી કોઇ ચીજ દુનિયામા છેજ નહિ, એમ તે માનવા લાગે છે તેમના બાળકો બાલ્યાવસ્થાથી સ્ત્રી પુરુષના કુદરતી ધર્મોથી વાકેફ થઇ જતા નીચ વાસનાઓથી ભરેલા બની જાય છે શારિરીક દર્દોનો પ્રચાર તો એટલો બધો થાય છે કે મને તે લખતા પણ શર્મ આવે છે આ સ્ત્રીઓમાની સખ્યાબધ સ્ત્રીઓ નઠારા, છાના રોગોથી પીડાતી હોય છે. અને તેના ઔષધોપચાર કરવાની કોઇ દરકાર કરતું નથી એક એક અધમ ઓરતને એક રાતમા બાર બાર, પદર પદર પુરુષોની મુલાકાત લેવી પડે ત્યા જીવલેણ રોગોનો ફેલાવો આખા શહેરમા એક સપાટે વધી જાય, એ બીના સ્પષ્ટ સમજાય તેવી છે જો કે આવા ધધાવાળા કોઈ પણ સ્ત્રી પુરુષને અમુક ચોક્કસ ગલીઓમા વસવાનો હુકમ કરવાની પોલીસકમીશનરને

સત્તા છે, છતા આવા ઘરો રાખી સ્ત્રી પુરુષોને નીચમાર્ગમા ઉતારી તેમની ભ્રષ્ટતામાથી પૈસા કમાવાનુ કામ ગિનકાયદેસર ગણાતું નથી બીજા દેશામા વેશ્યાગૃહો રાખવા એ ગુન્હો ગણાય છે, જ્યારે અહીં તો ધમધોકાર અધમ ધધો ચાલે છે દયાળુ અને ન્યાયી માણસોની ફરજ છે કે તેમણે સખ્ત કાયદાઓ રચાવી આ ગુલામી વ્યાપાર અટકાવવો જોઇએ મુબઇમા આ હેતુઓ પાર પાડવા એક મડળ રચાયુ છે,* એ જાણીને મને મરતા મરતા પણ સતોષ થાય છે

મુંબઇના જે લત્તાઓમા વેશ્યાગાર જેવા ખુલ્લા નરકસ્થાનો છે તે લત્તાઓમા દારૂના પીઠાઓ, હાટેલો વગેરે વિશેષ પ્રમાણમા હોવાથી લુચ્ચા લોકો ધોળે દિવસે પણ વિલક્ષણ ધમાલ મચાવી મૂકે છે દલાલો-ભડવાઇ કરનારાઓ પોતાનો શિકાર ખોળતા ચારે તરફ ભટકતાજ હોય છે કોઇ અજાણ્યો માણસ તેમના હાથમા સપડાયો કે બિચારાના ભોગજ મળ્યા સમજવા ! બદમાશ માણસો ભોળા લોકોને ભમાવી લુટી લે છે અને કેટલીક વખત મારામારી કરી તેમની અજ્ઞાનતાનો લાભ મેળવે છે વેશ્યાઓ તેમના કાર્યોમા સામિલ થાય છે અને રોજ રોજ એવા ભયકર કર્મોને વધાર્યે જાય છે બે વર્ષના અવધિમા મેં એ સઘળુ જોઇ લીધુ છે મને એના ઉપર પૂર્ણ તિરસ્કાર આવી ગયો છે, અને તેમાથી છૂટવાને માટે બીજો કોઇ માર્ગ નહિ જડવાથી આજે આ આપઘાત કરી છૂટવાનો માર્ગ લીધો છે સદ્વર્તનના શિખર ઉપરથી અવનતિની ભયકર ખાઇમા અધ:પાત થવા છતા હજુ મારા વશપરપરાના શુદ્ધ સસ્કારો ગયા નથી દુર્ભાગ્યયોગે મારો અબળા તરીકેનો અવતાર બગડી ગયો છે, પણ અત્યારે મૃત્યુ વખતે નરકનો કીડો શુદ્ધ વિચારો સેવવા ભાગ્યશાળી બન્યો છે.

હું મરૂ છુ શુદ્ધપણે સમાજમા દાખલ થવાનો અધિકાર હવે મને રહ્યો નથી મૃત્યુ સિવાય બીજુ કોણ મને આશ્રય આપે એવુ છે ? દુનિયાને છેલ્લા નમસ્કાર કરવાનો સમય હવે નજીક આવી પહો-

*મુબઇની 'સોશીયલ પ્યુરીટીકમિટી' ની એક પત્રિકા ઉપરથી.

ઓ છે ઇશ્વરમા મારો ભરોસો છે કે તે દયાળુ હોવાથી જરૂર મારા પર દયા કરી મારા ગુનાહોની મને માફી આપશે હુ પાપિણી છુ મરતા મરતા ગર્ભપાતનુ એક વિશેષ પાપ કરતી જાઉં છુ, પણ શુ કરૂ ? વેશ્યાની સતતિ માટે સમાજમા સ્થાન નથી વળી મારા ઉદરમાથી જે સતાન ઉત્પન્ન થાય તે વર્ણસકરજ થાય તેને હાથે પાપાચરણ સિવાય બીજુ કાઇ બનેજ નહિ, કારણ કે બીજ તથા ક્ષેત્ર બન્ને અધમ હોવાથી તેમાથી સારા ફળની આશા રાખી શકાય નહિ અને એ રીતે નઠારી સતતિ ઉત્પન્ન કરવા કરતા તેને ગોદમાજ રાખીને મહાનિદ્રામા શયન કરવુ એ હજાર દરજ્જે હુ ઉત્તમ મનુ છુ મારી આટલી સીમા પર્યત્ અધોગતિ થયા પછી હુ શુ મોટુ લઇને જીવું ?

મારૂ આયખુ આવી રહ્યુ છે ગદી ગટરમા જીવન પૂરૂ કરી રહી છુ મારો ધર્મ મરી ગયો હતો આત્મા મરી ગયો હતો હવે જીવન શા આધારે લબાવવુ ? દુનિયાના દોઢડાહ્યાઓ કહે છે કે ભૂલ્યા ત્યાથી ફરીથી ગણવુ, પરતુ મારે કઈ પૃથ્વી ઉપર ઉભા રહીને મારી ભૂલ સુધારવી ? ધર્મ અને નીતિનો ઇજારો રાખી બેઠેલી હિન્દુસમાજમા તો મારા માટે સ્થાન નથી, તો હવે કયો કર્ત્તવ્યમાર્ગ મારે ગ્રહણ કરવો ? આ જીવન એવુ ભગ્નાશ બની ગયુ છે કે પહેલામા પહેલી પળે હુ મૃત્યુને વ્હાલથી ભેટવા તૈયાર બની છુ આ જગતનો જો કોઈ નિયતા હોય તો તેને મારી એટલીજ વિનતિ છે કે તે મૃત્યુના દૂતોને સત્વર મારી પાસે મોકલી આપે ! દેશમાથી નીતિભ્રષ્ટતાનો ધધો અટકાવવાની કોઇને પણ સુબુદ્ધિ પેદા થશે, તો મારા આત્માને તેથી સતોષ થશે, કારણ કે એ ધધોજ મારા મોતનુ કારણ બન્યો છે

મુબઇના દાદર વિભાગ ઉપરના કેડલ રોડ ઉપર મુક્તિ-ફોજની એક સ થા છે તેમા અધમ રસ્તેથી સુધરવા ઇચ્છતી સ્ત્રીઓને રાખવામા આવ - જુદે જુદે સ્થળેથી છૂટીને સ્ત્રીઓ

ત્યા આવે છે કેટલીકને તો પોલીસ ભયકર સ્થળોએથી લઈ આવે છે એક વેળા એક પજાબી છોકરીને તેને ઘેરથી ફસાવીને મુબઇમા લાવી વેશ્યાના ઘરમા રાખવામા આવી હતી પોલીસે સશય પડતા તેના માબાપોની શોધ ચલાવવા માડી અને એ છોકરી મુક્તિ-ફોજવાળાને સોપી ત્રણ મહિને તેના માબાપનો પત્તો લાગ્યો ત્યારે તે તેમને પાછી સોપી દીધી આમ કેટલીક સ્ત્રીઓને મીશનરીઓ મદદ કરે છે, પણ મારા હૃદયનુ દુખ એટલુ બધુ વધી પડયુ છે કે હુ એવી મદદ લઇને પણ જીવી શકુ તેમ નથી મે ઝેર પીધુ છે મારા અપવિત્ર અગમા તે ખરેખરૂ વ્યાપી જશે કે તરત આ મલિન દેહમાથી જીવ જુદો પડી જશે વાતાવરણમા હવે અવનવા દશ્યો દેખાય છે અનુમાન કરૂ છુ કે મારી મરણની આશા પૂર્ણ થવાને હવે વધારે વાર નથી અને તેથી આ જીવનનોધ આટલેથીજ પૂરી કરી પ્રભુ ભજનમા લાગી જાઉં બસ, હરિ ૐ ।।

\+ \+ \+ \+ \+ \+

ઉપરની નોધપત્રી મારા સ્વામી કે જેઓ પોલિસખાતામા નોકર છે તેમના હાથમા આવી છે એમાની સઘળી હકીકત કરુણરસથી ભરેલી છે મરનાર બાઇએ પોતાની કલકિત આત્મકથા લખી સમાજની પાસે એક ગૂઢ પ્રશ્ન રજુ કર્યો છે

હિન્દુધર્મમાથી સાચી દયાનો અત્યારે કેટલો ઉચ્છેદ થતો જાય છે, અને વેશ્યાના પ્રશ્નને તિરસ્કરણીય ગણવાથી કેટલી પાયમાલી થાય છે, તેનો આ આત્મકથામા જીવત ચિતાર આપ્યો છે. લગભગ સૌએ સ્વીકારેલી એવી કેટલીક રૂઢીઓના મૂળ ઘણા ઉડા પેઠેલા છે ખરા, પણ તેમા ભયકર સડો પેઠો છે જ્યાસુધી એ સડો દૂર કરવામા નહિ આવે, ત્યાસુધી સમાજમા અધેર મચેલું રહેશે

જગતની બીજી સમાજો જ્યારે સ્વતત્ર જીવનના સમારભો ઉજવે છે, ત્યારે આપણે તો ઉદાસ મુખે તે તરફ જોઇ રહેવાનુ છે. આપણી

સ્ત્રીઓની અજ્ઞાનતા અને આત્મવિશ્વાસની ખામિ એ બે કારણોને લીધે સમાજમા સ્ત્રીઓની કિમત છેક હલકી થઇ ગઇ છે પોતાની બુદ્ધિથી પતિ, પુત્ર કે પિતાની આજ્ઞા વિના અમારાથી એક તસુ પણ આગળ વધાતુ નથી અમારા માનસિક ભડારમાથી સ્વતત્રતાનુ નૂર ઉડી ગયુ છે અને તેથીજ અમારી વિશેષ ખરાબી થવા લાગી છે અમે પ્રેમની પ્રતિમાઓ છીએ પુરુષોના કરતા નીતિ સાચવવાના કાર્યમા અમે દઢ રહી શકીએ છીએ, પણ અમને યોગ્ય શિક્ષણ મળવુ જોઇએ અમારા સાકડા પ્રેમને સમસ્ત વિશ્વમા વહેતો કરવાની સગવડ કરી આપવી જોઇએ અમારી સ્વાભાવિક દયાને યોગ્યરસ્તે વાળી દેશકલ્યાણમા ઉપયોગી બનાવવી જોઇએ અને અમારા જીવનમા આશા, ઉલ્લાસ તથા સેવાના રગ પૂરવા જોઇએ સમાજમા નિર્મળ મનના પુરુષો જેમ અસ્તિત્વ ધરાવે છે, તેમ નિર્મળ મનની સ્ત્રીઓ પણ હોય છે, પરતુ સમાજની દશા સુધારવા માટે તથા સ્ત્રીપુરુષોને સદાચારી બનાવવા માટે યોગ્ય કળવણીનો પ્રચાર જેમ જરૂરનો છે, તેમ કેટલાક અનિષ્ટ બધનોને કાઢી નાખી નવા નિયમો રચવાની પણ જરૂર છે

વેશ્યાઓ કેવળ મુમ્બઈ શહેરમા જ છે, એમ નથી, પરતુ ખુલ્લા વ્યાભચારના સાઇનબોર્ડ ભારતના દરેક નાના-મોટા શહેરમા છે સમાજસુધારકોએ આ દિશામા ખાસ પ્રયાસ કરવાની આવશ્યકતા છે મને લાગે છે કે પુરુષો કરતા સ્ત્રીઓ આ દિશામા સારુ કામ કરી શકશે પતિત-પામર આત્માઓને ઉપદેશ આપવા માટે સવાભગિનીઓ તૈયાર થાય, તેમને ધધે વળગાડવા માટે શ્રીમતો નાણાની કોથળીઓ રજુ કરે અને સમાજમાથી બૉયકૉટ થએલુ તેમનુ સ્થાન તેમને મળે, તો હુ નથી ધારતી કે વેશ્યાઓની વૃદ્ધિ થયા જ કરે !

મારા પતિને મે મારા આ વિચારો જણાવ્યા છે. તેમની અનુમતિથી મારા ટુકા વિચારો સાથે એ બાઈની આત્મકથા જેમની તેમ

હું આજ પ્રકટ કરાવું છું એના જેવી અભાગિની-દુખિની અબળાની જીવનઘટનાના જ્ઞાનથી પણ જો આ નિદ્રિત સમાજની આંખ ઉઘડશે, તો એના આત્માને અવશ્ય સંતોષ થશે

સમાજમાંથી કોણ જાણે એવી કેટલીએ અજ્ઞાન અબળાઓ અકાળે કૂવો પૂરી કે ઝેર ખાઈને મરણુ શરણુ થતી હશે ! દેશ-નચકો એનો ક્યારે વિચાર કરશે ? હિન્દુસમાજ એ અસમાનતાનું પાપ ધોઈ નાખી ક્યારે પવિત્ર બનશે? મુમઈના પડાણો અને પતિત સ્ત્રીએ અજ્ઞાન છોકરીઓને વેચાતી રાખવાનો ગુનામી વ્યાપાર ક્યારે બંધ કરશે ? આજ આ પ્રશ્નો હું સારી આલમને પૂછું છું અબળા-ઓના આવા આર્તનાદ અને આપઘાત પણ શું સમાજ ઉપર અસર નહિ કરે ?

સંપાદિકા.
સરલા.



# ૬ કુમારિકા કે વિધવા ?

જે ભૂલ કોઈ પશુએ પણ ના કરેલી,
તે શું હશે મુજ લલાટ વિષે લખેલી ?
શા યત્નથી શકું હવે સહસા સુધારી ?
ક્યાં જોઉં જીવન તણી મુજ દિવ્ય દોરી ?

—નિર્ઝરિણી

હું ક્ષત્રિય કુમારિકા છું. કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતમાં ગરાશીઆઓની જે એક કોમ જાણીતી છે, તેમાં મેં જન્મ લીધેલો છે

મારા પિતા કચ્છના એક નાના ગામડામા સાધારણ સ્થિતિના ગરાશ-દાર હતા સંતાનમા તેમને હું એકની એક કન્યા હોવાથી બાળપણમા મને બહુ ખંતથી ઉછેરવામા આવી હતી સાત વર્ષની ઉમ્મરે હું નિશાળે બેઠી હતી, અમારા ગામમા છોકરા-છોકરીઓની જુદી જુદી નિશાળો નહોતી, એટલે હું ચાર ચોપડી ભણી અટકી ગઇ પછી મને તરતજ ઓઝલ-પડદામાં રાખવામા આવી. અમારી કોમમા આ એક જુલ્મી રિવાજ છે. એ રિવાજ ક્યારથી અને શા માટે શરૂ થયો, એ લાંબી ચર્ચામા હુ અહીં ઉતરવા ઇચ્છતી નથી, પણ ચાલુ જમાનામા એ રિવાજ કેટલે દરજ્જે ટકવા યોગ્ય છે, એનોજ હુ કાંઇક ઉલ્લેખ કરીશ.

રાજપૂત કુમારિકાઓ તથા સ્ત્રીઓના સૌંદર્યને બીજા લોકો જોઈ જાય નહિ અને તેમની મર્યાદા સચવાઈ રહે, એવા ઉદ્દેશ્યથી આ રિવાજ અસ્તિત્વમા આવ્યો હશે; પણ અત્યારે તો તેનો ઉલટો જ પ્રકાર નજરે પડે છે ઓઝલ-પડદાને નામે જે ભયકર અત્યાચારો અને અનાચારો અમારા રાણીવાસમા ચાલે છે, તેનુ વર્ણન કરતા આખો મથ ભરાય તેમ છે કુટીલ કાવત્રા, પૈશાચિક પ્રપચો અને છૂપા કારસ્થાનો ત્યા મોટા પ્રમાણમા નજરે પડે છે. આ રિવાજ ચાલુ રાખવામા પુરુષ વર્ગની સ્વાર્થબુદ્ધિ સિવાય બીજુ કશુ કારણ નથી ગરીબ કુટુંબોમા આ રિવાજ એક વિશેષ દુખનું કારણ થઇ પડે છે અમારી કોમની બાઇડીઓથી ઘર બહાર નીકળાતુ નથી, કજુસની મિલકત પ્રમાણે જગતના પ્રકાશથી અમે વચિત રહીએ છીએ, તેથી જેમને ઘેર કામ કરનારી ખવાસણ કે ગોલી ન હોય, તેમના ઘરના પુરુષોને જાતે પાણી ભરી લાવવુ પડે છે, અને સાંજ સવાર અધારામા નદી કાઠે કે તળાવ ઉપર જઇ બાઇડીના ચણીયા-સાડા ધોઇ આવવા પડે છે ! આ શુ એ રિવાજની ઓછી વિટબણા છે ? સાપ ગયા અને લીસોટા રહ્યા જેવી દશા થવા છતા હજુ રિવાજ જતો નથી એ જ એક અફસોસની વાત છે !

અમારી કોમમા વળી કન્યાઓને મોટી ઉમ્મર સુધી કુમારિકાવસ્થામા રાખવાનો પણ એક નિંદ્ય રિવાજ છે અને તે એટલે સુધી કે ત્રીસ, ત્રીસ-બત્રીસ બત્રીસ વરસની ઉમ્મર સુધી તેમને સંસારમા જોડવામા આવતી નથી. પ્રૌઢ વિવાહના પક્ષપાતીઓને કદાચ આ રિવાજ સારો લાગશે, પણ બારિક દૃષ્ટિએ વિચાર કરતા તેની ભયંકરતા અને અનિષ્ટ પરિણામ જણાયા વિના રહેશે નહિ મારા મત પ્રમાણે કન્યાનુ સોળ વર્ષે તો અવશ્ય લગ્ન કરી દેવુ જોઇએ પુરુષ કરતા સ્ત્રીના શરીરમા તારૂણ્યની અને મદનની છટા વહેલી નજરે પડે છે. પંદર-સોળ વર્ષનો છોકરો બાળકમા ખપે છે જ્યારે એટલી ઉમ્મરની છોકરી ગૃહિણીપદને ઉચિત ગણાય છે આ કલિયુગમા તો બાર વર્ષની બાળા ગર્ભ ધારણ કરી શકે છે, તો પછી અમારી કોમની કન્યાઓને બહુ મોટી ઉમ્મર સુધી અપરિણિતા રાખવી, એ શુ સલામતી ભરેલું છે ? અમારે હમેશ હલકા સ્વભાવની ખવાસણો કે વડારણો સાથે રહેવાનુ છે, અને તેઓ અમારા મનની વિષમ વેદનાઓ તથા જ્વાળાઓ સહેલાઇથી જાણી શકે છે જો અમારી માનસિક નિર્બળતા સહજ પણ તેમના જાણવામા આવે તો તેઓ અમને આડે રસ્તે ઉતાર્યા સિવાય રહેતી નથી અનીતિના સંયોગો અને સાધનો તે અમને મેળવી આપે છે અને અમારી પાસેથી દલાલીના દામ મેળવી પ્રતિદિન અમારા વિકારને તે ઉત્તેજિત બનાવે જાય છે અમારા સ્ત્રીશરીરનુ એ પાપ પ્રગટ ન થાય, તેની સઘળી કળાઓ તથા યુક્તિઓ તે જાણતી હોય છે અને તેથી અમે નિર્ભયપણે પડદા પાછળ રહીને પણ સંસાર સુખનો આસ્વાદ ચાખી શકીએ છીએ જગતની દૃષ્ટિએ અમે કુમારિકાઓ ગણાઇએ છીએ, પણ અમારૂ યૌવન કેટલે દરજ્જે અક્ષત રહ્યુ હોય છે, તે માત્ર અમે જ જાણતા હોઇએ છીએ આ પાપનુ પરિણામ અમારે જીદગી પર્યંત ભોગવવુ પડે છે, કારણ કે પરણીને સાસરે ગયા પછી પણ અમારા પ્રથમના અવળા કર્મોને લીધે અમને ગર્ભપ્રાપ્તિ થઈ શકતી નથી, અને અમે

સશક્ત સ્ત્રીઓ હોવા છતા બહુધા માતૃપદથી હમેશને માટે વચિત રહી જઈએ છીએ

હુ પણ એ રિવાજ પ્રમાણે ત્રીસ વર્ષની થઇ મારી અર્ધી જીદગી કૌમાર અવસ્થામાજ વીતી ગઇ મારા લગ્નનો પ્રશ્ન તો મારી આગળ ઘણીએ વાર આવીને ઉભો રહેતો, પણ તેથી શુ વળે? હિન્દુ સમાજમા ઉછરેલી એક કન્યા પોતાની ભાવનાઓ શીરીતે પ્રકટ કરી બતાવે? તેને તેમ કરવાનો અધિકાર જ કયા છે? મારૂ માનસિક દુખ હુ મનમા જ સમાવતી શર્મનો પડદો હજુ મારા દિલ ઉપરથી દૂર થતો નહોતો આખરે મારી માતાને કાઇક મારી દયા આવી, મારૂ ભાગ્ય ખીલવાનો અવસર મને જણાવા માડ્યો મારા પિતા પાસે તેણે મારા લગ્નનો પ્રસ્તાવ રજુ કર્યો અને ત્રણ મહિનાની તપાસને અતે તેમણે મારા માટે એક સ્થળ શોધી કાઢ્યુ.

અમારી ગરાશીઆની કોમમા લગ્નનો વિધિ બહુ વિલક્ષણ પ્રકારનો છે બીજી જ્ઞાતિઓની પેઠે અમારામા કન્યાનુ પાણીગ્રહણ કરવા બહુધા વર જાતે આવતો નથી, પણ તેના તરફથી ખાડુ આવે છે પાચ સાત માણસો એક તરવારને વરના પ્રતિનિધિ તરીકે લઇને આવે તેનું નામ ખાડુ કન્યાને તે તરવાર સાથે બે ફેરા ફેરવવામા આવે છે અને પછી એ જાનના ખાડાની સાથે કન્યાને સારો કરીઆવર કરી વળાવે છે જે દહાડે ખાડાને પોતાને ગામ આવવાનુ મુહૂર્ત નક્કી કરવામા આવ્યુ હોય છે, તે દિવસ સાજને વખતે પરણનાર પુરુષ ઘોડે ચડી વાજતેગાજતે ખાડાના વેલડા સામે જાય છે આ વેલડાને બે બળદ જોડેલા હોઇ બેસવાની જગ્યા ઉપર ચારે તરફથી બધ કરેલો રથના જેવો ઘુમ્મટ હોય છે અદર તે કન્યા અને દાયજામાં આપેલી એક દાસી--વડારણ બેઠેલા હોય છે ગરાશીયો ઘોડે ચડીને સામો આવી વેલડા પાસે ઉભો રહે છે અને દાસીને તેમાથી નીચે ઉતરવાની સૂચના કરે છે દાસી એ વખતે બક્ષિસ લીધા વિના ઉતરતી નથી પાચેક મિનિટમા એને ઇનામ આપી, નીચે ઉતારી તે સ્થળે

એ પુરુષ કન્યાની પાસે બેસી જાય છે પછી તેમને સામૈયુ કરી ગામમા લાવવામા આવે છે, અને ગોર બાકીના બે ફેરા એમને ફેરવી દે છે વાચક! આ અમારી કોમનો લગ્નવિધિ!

હુ પણ એ વિધિ પ્રમાણે ભાદરકાંઠાના એક ગામના તરૂણ ગરાશીઆ સાથે પરણી મારા સ્વામીને ત્રણ સાતીની જમીન છે. આ મુલક ભાલપ્રદેશને નામે ઓળખાય છે. ધધુકા અને ધોળકાની વચ્ચેનો પ્રદેશ એ જ ભાલદેશ! આ જમીનમા ઘઉં સારા થાય છે. અને તે કાઠા ઘઉંના નામથી દેશ--દેશાવરમા વખણાય છે મારા સ્વામીની કેટલીક જમીન નદી કાંઠે હોવાથી બહુ ઉચી છે આગળના સારા વર્ષોમા તેમાથી ઘણી સારી પેદાસ આવતી હતી, પણ અત્યારે વરસાદની અછતને લીધે, તેમજ સારા ખેડુતોના અભાવથી નીપજનુ પ્રમાણ ઘટી ગયુ છે અમારી એકની જ આ દશા થઇ છે એમ નથી, પણ ઘણાખરા ગરાશીઆઓ હાલ 'ભૂખમેળા' થઇ ગયા છે

ખોટા ડોળદમામથી, મિથ્યા આડબરથી અને અફીણના દુર્વ્ય-સનથી અમારી કોમની પ્રતિદિન પાયમાલી થતી ગઇ છે અને હજુ થતી જાયછે જમાનો આગળ વધે છે, પણ અમારી કોમ પાછળ હઠતી જાય છે. જે કોમે ઇતિહાસના પાને પાના ભરી દીધા હતા તે કોમમા અત્યારે વીરશ્રીના વૃત્તાતો વિરલ થઈ પડયા છે કેળવણીનો અભાવ જેટલો અમારી કોમમા છે તેટલો બીજી કોઇ કોમમા નહિ હોય! પછાત ગણાતી જ્ઞાતિઓમા અત્યારે કેળવણી અને સુ-ધારો દાખલ થયા છે, પણ અમારામાનુ જડત્વ હજુ દૂર થયુ નથી ઘરમા બાર હાથનો વાસ ફરતો હોય, છતા ખોટા અભિમાનથી અમે અમારા ખર્ચો વધાર્યા જઇએ છીએ અને કરજનો બોજો વધી જાય ત્યારે પાચ--સાત વીઘા જમીન ચઢ દઇને ઓછી કરી દઇએ છીએ

અમારો પુરુષવર્ગ હિંમતવાન, ચતુર, અને સશક્ત છે, છતા નોકરી, ધધો કે ઉદ્યોગ કરવામા હીણપદ સમજતો હોવાથી 'દાયરા' જ-માવી ટોળે મળી ગપાટા હાંકવામા જ તે પોતાનો સઘળો સમય ગુમાવે છે

અફીણના બંધાણીઓ જ્યારે અફીણના અમલમા ઝોકા ખાતા ડેલીઓમા બેસી તડાકા મારતા હોય છે, ત્યારે એક પ્રકારનું રમુજી દશ્ય નજરે પડે છે એક તરફ નાની નાની સુદર ખલોમા કસુંબા ઘુટાતા હોય છે, બીજી તરફ ખારભજણા એટલે કસુંબા પછી ખાવાનો સાદો નાસ્તો તૈયાર થતો હોય છે, ત્રીજી બાજુ ચળકતી સુડીઓથી સો પારી કતરાતી હોય છે અને ચોથી તરફ 'બાર હાથનું ચીભડુ ને તેર હાથનુ બી' જેવી ખોટી વાતો ચાલતી હોય છે, કસુંબો તૈયાર થયે તેની નાની નાની પ્યાલીઓ અને અજળીઓ ભરાય છે અને આગ્રહથી એક બીજાને એ અમૃત પીવડાવાય છે ! અફીણ પીતી વખતે બધાણીઓ પોતાના મિત્રોને 'રગ છે ફલાણાને' અને 'રગ છે ઢીકણાને' કહી યાદ કરે છે અને એ હળાહળ વિષ થોડી મુદતની હેજતને અર્થે ઉદરમા પધરાવે છે ઉદ્યોગ-ધધા વિના બેઠા બેઠા ખાવાથી રાજા ભોજના ભડાર પણ ખાલી થઇ જાય, તો પછી આ બિચારાઓની જમીનદારીના શા હિસાબ ! દિવસે દિવસે કચ્છ-કાઠીઆવાડની આ એક લડાયક બહાદૂર કોમ ઘસાતી જાય છે અને અત્યારે તેમની સ્થિતિ સાધારણ મજુરો કરતા પણ કેટલેક ઠેકાણે હલકી થઈ ગઇ છે

મારા સ્વામીની ગૃહસ્થિતિ છેક હલકી નહોતી તેમના પિતાએ મરતી વખતે માત્ર થોડુ કરજ મૂકયુ હતું, પણ તે તેમણે પાછળથી ભરી દીધુ હતું મારે સસારમા સ્વામી સિવાય કોઈ આપ્તજન નહોતું-સસરો, સાસુ, નણદ, દિયર કે જેઠ કોઈ નહોતુ

મારા સ્વામી બહુ રૂપાળા હતા તેમનુ સૌન્દર્ય અનુપમ હતુ સાક્ષાત્ રતિપતિ કામદેવને લજવે એવી કામણગારી તેમની કાંતિ હતી હું પરણી નહોતી, ત્યાસુધી મને મારી સ્ત્રી જાતિની સુદરતાનુ અભિમાન હતુ જગતમા પુરુષો પણ આટલુ રૂપ ધરાવે છે, એવુ હું જાણતી નહોતી, પણ પરણ્યા પછી મારો એ મદ ઉતરી ગયો મને એમનુ સૌન્દર્ય જોઈને પૂર્ણ આનદ થયો. લગ્નની પહેલી રાત્રિએ

શરમાતા લજવાતા મે એમનો કમનીય ચહેરો જોયો. પણ તેમણે મારી સામે ધારીને જોયુ નહિ તેમની ઉમ્મર વીસેક વર્ષની હતી તારૂણ્યછટા તેમના અગે અંગમા ખીલી રહી હતી. મૂછનો દોરો હજુ ફૂટયો નહોતો, છતા પોતે અનભિજ્ઞ હોવાથી મને બોલાવતા નથી, એમ મે માની લીધુ હુ તો શર્મની મારી બોલી જ શુ શકુ ? ચાર પાચ દિવસ એ પ્રમાણે વીતી ગયા ! મને એમના એવા સ્વભાવથી કઈ કઇ વિચારો આવવા લાગ્યા "શુ હુ તેમને નહિ ગમતી હોઉ ? શુ તેઓ જીદગી પર્યંત બ્રહ્મચર્ય પાળવા ખુશી હશે ? શુ તેઓ બીજી કોઈ પ્રણયિનીના પ્રેમપાશમા લપટાઇ મારી સાથે નહિ બોલ વાનુ તેને વચન આપી ચુકયા હશે ? અરેરે ! એમ હશે તો મારી જીદગી શી રીતે પૂરી થશે ? સસારમા સ્ત્રીને પતિ સિવાય બીજુ કોઈ વિશ્રામનુ સ્થળ નથી, મારૂ વિશ્રામનુ સ્થળ અત્યારથી જ મારી આ પ્રમાણે અવગણના કરે છે, તો હવે મારા દિવસો શી રીતે પુરા થશે ? મારી બધી આશાઓ ધુળમા મળી જશે અને મારો સ્ત્રીજન્મ નિરર્થક થશે "

મે મનમા ને મનમા આવા કેટલાએ વિચારો કરી નાખ્યા અને બે ચાર દિવસ વળી ધીરજ ધરી, પણ તેમની અડગતા ડગી નહિ પ્રસિદ્ધ મેરૂ પર્વતની પેઠે તેઓ પોતાના નિશ્ચયમા અચળ જ રહ્યા આખરે મારા ધૈર્યનો કોટ તૂટી પડયો એક દિવસ મે તેમની નજીક જઇ સાહસ કરી પૂછયુ–"નાથ ! તમે કેમ મારાથી આમ ઉદાસ રહો છો ? શા માટે મને બાળતીને વધારે બાળો છો ? શુ મારા હાથે આપનો કાઇ અપરાધ થયો છે ? અથવા શુ આપના હૃદયમા મારા માટે સ્થાન નથી ?"

મારા એ પ્રશ્નોનો તેમણે કાઈ જવાબ આપ્યો નહિ ટગર ટગર તેઓ મારી સામે જોઇ રહ્યા તેમની આખોમા મને આસુ જણાવા લાગ્યા મે તે મારા પાલવથી લુછી તેમની કોટે વળગી કહ્યુ 'વ્હાલા ! ... '

પણ મારાથી આગળ બોલી શકાયુ નહિ હુ મહાન્ આશ્ચર્યમા પડી ગઈ મને તેમના શરીરના સ્પર્શથી એક જાતનો અજબ સદેહ ઉત્પન્ન થયો તેમની આખોના આસુ વધતા ગયા હું ફરી વાર તે લુછવા જતી હતી પણ એટલામા મને તેઓ અટકાવી બોલ્યા—"હવે એવો વ્યર્થ પ્રયત્ન કરશો નહિ મારા અને તમારા બન્નેના નસીબ-મા રોવાનુ જ લખ્યુ છે આપણી ગરાશીઆ કોમની ઘાતકી રૂઢી-ઓનુ પરિણામ આપણે જીવન પર્યંત ભોગવવાનુ છે મને મારા માટે અધિક અફસોસ નથી થતો, પણ હુ તમારા માટે રડી રહી છુ!"

"શુ ત્યારે તમે સ્ત્રી છો? શુ મારો સદેહ સાચો છે?"

"હા, તમારો સદેહ તદ્દન સાચો છે હું તમારા જેવી એક અબળા જ છુ! અને આ જીદગીમા હવે એમા કાઈ ફેરફાર થઇ શકે તેમ નથી પૂર્વના પાપથી હું એક પ્રકારનુ માનસિક દુખ ભોગવતી હતી, પણ એટલાથી મને સતોષ ન થયો અને તમારી સાથે પર-ણીને તમને પણ એ જ સ્થિતિમા મે મૂક્યા! શુ મારા આ અપરા-ધની તમે માફી આપશો? શુ તમારા જેવી એક તરૂણ યુવતીનો ભવ બગાડવાના મારા ઘોર પાતકની ઇશ્વર ક્ષમા આપશે?" કહેતા કહેતા તેમનુ હૈયુ વધારે ભરાઇ આવ્યુ તેમણે શરીર ઉપરના બે લુગડા ઉતારી નાખ્યા ગજીફરાક નીચેના તેમના ઉન્નત વક્ષસ્થળે તેમના એ કથનની સત્યતા મને સિદ્ધ કરી દેખાડી!

હુ ગભીર વિચારમા પડી ગઇ મને શોકગ્રસ્ત જોઇ તેમની આખોમાથી આસુની ધારાઓ વહી નીકળી મે એ સમયને ઓળખી લઇ ધૈર્ય ધર્યું અને તેમને આશ્વાસન આપવા માડ્યુ "બ્હેન! હવે આપણે બન્ને બ્હેનો ઠર્યા તમારે કોઇપણ પ્રકારે અફસોસ કરવો નહિ જે ભાગ્યમા લખ્યુ હોય છે, તે જ થયે જાય છે આપણા બન્નેના ભાગ્યમા આવા વિચિત્ર લગ્ન લખાયા હશે, તે કોણ મિથ્યા કરે? દિલમાથી દિલગીરી દૂર કરો આપણે બન્ને સતોષથી સાથે રહીશુ હું આ વાત કોઇને નહિ કહુ બહારથી તમે પતિ અને હું

પત્ની તરીકે ગણાઇશુ, પણ અ ત પુરમા આપણે બન્ને સગી બ્હેનો પ્રમાણે વર્તીશુ "

"હુ તમારી બ્હેન થવાને પણ લાયક નથી તમે રમણી છો, હું રાક્ષસિણી છુ તમે પવિત્ર પ્રેમદા છો હુ પાપી પિશાચિની છુ મારી જીવનઘટના બહુ વિલક્ષણ છે તમે તે સાભળીને મારા ઉપર ઘણા નારાજ થશો "

"એમા નારાજ થવા જેવુ શુ છે? મને લાગે છે કે તમારૂં જીવન કાઇક રહસ્યમય છે જો અડચણ ન હોય તો તે વાર્તા મને કહી સભળાવો '

"સાભળો ત્યારે"

એમ કહી તેમણે એક દીર્ઘનિ શ્વાસ મૂકી નીચે પ્રમાણે પોતાની આત્મકથા શરૂ કરી

+ + + + + +

'બ્હેન! મારી કર્મકથા બહુ વિચિત્ર છે જેના સ પૂર્ણ પાપ પ્રકટયા હોય તેનો જ આ ગરાશીઆ કોમમા જન્મ થાય છે, એમ મારૂ માનવું છે મારા પૂર્વજન્મના કોઈ ભીષણ પાપ હશે કે જેથી સ્ત્રી તરીકે જન્મ્યા છતા મારે પુરુષ તરિકે જાહેરમા રહેવાની જરૂર ઉભી થઈ છે આપણી કોમમા નાની-મોટી જમીનદારીનો વારસો હસ્તગત રાખવા ગરાસણીઓ જે કાળા ધોળા કામ કરે છે, તેનુ વર્ણન કરતા મહાભારત જેવો મોટો ગ્ર થ ભરાય તેમ છે મારા પિતાની જમીનદારી કાઇ લાબી નહોતી, પણ મારી માતાને વારસદારની માતા થઇ તે પોતાના કબ્જામા રાખવાનો એક વિલક્ષણ લોભ હતો અને તેથી પોતે માન અને પ્રતિષ્ઠા ખાટવા સારૂ પુત્રને જન્મ આપવા આતુર રહેતી હતી તેના ઉદરમા મારો પ્રવેશ થયો ત્યારથી તે દાન, ધર્મ, મ ત્ર, ત ત્ર, અને દોરા ધાગા કયા કરતી હતી. એણે પત્થર એટલા દેવ કર્યા હતા અનેક જોગી—જતી, બ્રાહ્મણ, ભુવાને સ તો

બ્યા હતા, તેની એવી શ્રદ્ધા જોઈ સૌ કોઇ કહેતુ હતું કે તેને પેટે પુત્ર જ અવતરશે ! જ્યારે તેને છઠ્ઠો મહિનો જતો હતો, ત્યારે તે પોતાને પિયર કચ્છમા સુવાવડ નિમિત્તે ગઈ હતી. તેનુ પિયર એટલે મારૂ મોસાળ કચ્છમા છે મારા મામાઓ બિચારા ગરીબ સ્થિતિના હતા અને પોતાની બ્હેનને સારો કરિઆવર કરી પરણાવવાને લીધે તેઓ વધારે ગરીબ થઇ ગયા હતા

આપણામા કન્યાઓનો ભારે કરિયાવર કરવાનો એક ખરાબ રિવાજ છે એ રિવાજથી સ્ત્રીજાતિનુ માન અને પ્રતિષ્ઠા આપણામાથી બિલકુલ ઘટી ગયા છે પુરુષને પોતાની સ્ત્રી સાથે સાધારણ ઉચુ મન થતા કરિયાવરના લોભે બીજી સ્ત્રી કરવાની તરત ઇચ્છા થાય છે એક બાઇડીને પ્રજા થતા વિલબ લાગે કે તરત તેના ઉપર બીજી લવાય છે અને એક લેખક કહે છે તેમ એક પત્નીથી નહિ ધરાતા તેઓ અનેક "ભુડણીઓ ભેગી કરે" છે કેટલાક કુળવાન ગણાતા ગરાશીઆઓને તો ઉપરા ઉપર બાઇડીઓ પરણી પોતાની સ્થિતિ અનાયાસે સુધારવાનો જાણે એક વ્યાપાર જ જડી ગયો હોય છે ! જ્યા આવી પરિસ્થિતિ હોય ત્યા સ્ત્રીઓની શી કિમત હોય ? આપણી કોમની સ્ત્રીઓને પોતાની આવી બીનકદરવાળી દશાનુ સપૂર્ણ ભાન હોય છે અને તેથી તેઓ પોતાનુ ગૌરવ વધારવા અનેક ખટપટો, કારસ્થાનો અને કુકર્મો કરે છે પોતે પુત્રવતી ગણાઇ પ્રતિષ્ઠા મેળવવા સારૂ ગમે તેનો છોકરો ખોળે લે છે અને તેને કાયદેસર સાચો ઠરાવવાના અનેક પ્રયાસો આદરે છે હમેલ રહે છે, ત્યારથીજ તેઓ તે બાબતના મિડવાઇફો-નર્સોના સર્ટિફીકેટ મેળવે છે પ્રસવ વખતે ખોટા સાક્ષીઓ ઉભા રાખે છે એ બાઈને અધુરે મહિને બાળક અવતર્યું હોય, અવતરીને તરત મરી ગયુ હોય, કે કન્યા જન્મી હોય—ગમે તેમ થયુ હોય-પણ તે પુત્ર જ જન્મ્યો છે, એમ બહાર જાહેર કરાય છે ! અને જોશીઓ પાસે તેના ખોટા જન્માક્ષરો પણ કરાવાય છે અરે, વાત એટલેથીજ અટકતી નથી, પણ કેટલીક વખત તો પાયા વિના જ ઇમારત

ચણાય છે હમેલનુ નામ નિશાન ન હોય, છતા પુત્રપ્રસવ જાહેર કરી તેને અગે ગામમા તથા શાળાઓમા મીઠાઇ વહેચી, અનેક દાન ધર્મ કર્યા-ના દાખલાઓ પુરાવા માટે પ્રથમથી જ રાખી લેવાય છે આ ખોળે કર-વાના રિવાજથી આપણામા વર્ણસકરતા દાખલ થઇ ગઇ છે, કારણકે પુત્રની માતા ગણાવાના ખોટા લોભને લીધે ગરાસણીઓ કોળી, વાઘરી, ભરવાડ, માળી, ધોબી કે હજામના છોકરાઓને પોતાના કરી લે છે અને અનેક કારસ્થાનોથી તેને સાચા વારસદાર ઠરાવે છે આ છોક-રાઓ મોટા થયા પછી ગરાસીઆ તો-રજપૂતની કન્યાઓ સાથે પરણે છે, પણ તેમાથી જે પ્રજા થાય તેમા શુદ્ધ ક્ષત્રિય બીજ હોતુ નથી પરિ-ણામે વર્ણસકરતા વધતી જાય છે, અને સતાનમા સારા આનુવંશિક સસ્કાર ઉતરતા નથી

એક વખતની પવિત્ર ક્ષત્રિય કોમ હાલ પ્રતિદિન અસત્ય બોલનારી, ખોટા કામ કરનારી અને પ્રપચ ખેલનારી થતી જાય છે સમાજમા આ કોમ સૌથી મલિન મનની ગણાય છે અને તેનો કોઇ વિશ્વાસ કરતુ નથી માનવકુળમા એક વખતે સ્વાર્થત્યાગ અને આત્મબલિ-દાનનો પુણ્યમય પાઠ જે કોમે ભણાવ્યો હતો, તે ઇતિહાસવિધાત્રી કોમ અત્યારે નિસ્તેજ થતી જણાય છે મારી કર્મકથાનો આ સઘળી ઘટના સાથે સબધ હોવાથી મે તેનો અહી વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે હવે હુ મારા આત્મવૃત્તાતના પ્રવાહમા આગળ વધુ છુ

મારી માતા પોતાને પિયર આવી તે પછી ત્રણ મહિને મારો જન્મ થયો આ વખતે તેને પુત્ર જ અવતરવો જોઇએ, એવી સૌની માન્યતા હતી, એટલે મારો જન્મ થતા જ બહાર પુત્રજન્મની વધાઈ આપવામા આવી આ ખોટી ખબર આપવાના ઇનામ તરીકે સુયાણી-દાયણને તથા એ વખતે ત્યા હાજર રહેલી એક ખવાસણને ખૂબ ખુશી કરવામા આવ્યા હતા બારમે દિવસે એક બ્રાહ્મણ પાસે મારા જન્માક્ષર કરાવી કન્યારાશીમા મારો જન્મ હોવાને લીધે મારુ નામ પ્રતાપસિહ પાડવામા આવ્યુ અને એ શુભ વર્તમાન મારા પિતાને

પહોચતા તેમણે આખા ગામમા સાકર વહેચી. અહીની નિશાળોના છોકરાઓને ચોપડીઓ સ્લેટો વગેરે ઇનામ આપી ખુશી કર્યા અને એ મગળ પ્રસગની યાદગીરી સૌના હૃદયમા કાયમ રખાવી

દિવસે દિવસે હુ મારા મોસાળમા મોટી થવા લાગી મને બહાર ક્યાઇ પણ લઇ જવાની મના હતી મારા જન્મનો પ્રકાર જે ખવાસણ જાણતી હતી, તેના સિવાય બીજા કોઇના હાથમા મને સોપવામા આવતી નહોતી હુ દોઢ વરસની થઇ, સાધારણ બોલવા તથા ચાલવા શીખી, ત્યારે મારી માતા મને લઇ પોતાને ઘેર આવી હુ બાળપણથી રાત દિવસ વસ્ત્રોમા વીટળાયલી રહેતી, એ વાત શુ હવે ખાસ જણાવવા જેવી છે ? મારી માતા એ ચાલાક ખવાસણને પોતાની સાથે તેડતી આવી હતી અને એ બનેની કાર્યદક્ષતાથી મારો કુદરતી પ્રકાર કોઇના જાણવામા આવતો નહોતો મને ભણાવવા માટે નિશાળે ન બેસાડતા ઘેર એક શિક્ષકને ટ્યુશન આપવા હમેશ બોલાવવામા આવતો હતો હુ સમજણી થઇ ત્યારે એક દિવસ સૂતા સૂતા મારી માતાએ મને બધી વાત કહી સભળાવી, અને આ પોકળ કદી પ્રગટ નહિ કરવાની સૂચના આપી. હુ એ વખતે નાની હતી, એટલે મને તો છોકરી થવા કરતા છોકરા તરીકે જાહેર થવામા જ આનદ થતો હતો હુ ઘાઘરી, કાપડી ને ઓઢણીને બદલે સુરવાળ, તથા પેરણ પહેરતી અને સાફો બાધતી હતી ઘોડે ચડવાની મને બહુ હોશ હતી અને હમેશના મહાવરાને લીધે ઘોડાઓ ખેલાવવામા હુ નિપુણ થઇ ગઇ હતી મારા પિતાની માણકી ઘોડી ઉપર સવાર થઇ જ્યારે હુ પવન વેગે તેને છોડી મૂકતી, ત્યારે મારા પિતા તથા ગામના સ્ત્રી-પુરુષો 'વાહવાહ' ના ઉદ્ગાર કાઢતા અને '**કુવર બહુ હોશીયાર નીકળ્યા**' એમ કહી મારા વખાણ કરતા મારો હર્ષ એથી ઉભરાઇ જતો, અને મારા સ્ત્રીત્વને ઢાકવાનો મોહ મને વધ્યા કરતો

મારા એ મોહથી જ મારી આ ખરાબી થઈ છે મોઢુ ઉઘાડીને હુ શુ વાત કરૂ ? બે વરસ ઉપર આ ગામમા પ્લેગ આવ્યો. અનેક

આશાવંત નર-નારીઓને તેણે કાળના મોઢામાં ધકેલી દીધા મારા માતાપિતા પણ એ ઝપાટામાં આવી ગયા, ને મને હંમેશને માટે નિરધાર મૂકી તેઓ પરલોકમાં ચાલ્યા ગયા મારૂં મોત પણ તેમની સાથે જ થયું હોત તો ઘણું સારૂં હતું, એમ મને અત્યારે થાય છે, પણ ભાગ્યમાં લખેલી બીના કોણ મિથ્યા કરે? હું વધારે દુઃખ વેઠવા જીવતી રહી અને મારા અભાગિનીના દુર્ભાગ્ય આજ તમને પણ નડયા!

જ્યાં સુધી મારી માતા જીવતી હતી ત્યાં સુધી એ ખવાસણ રાધા અમારા ઉપકાર તળે દબાએલી હોવાથી કાંઇ બોલી શકતી નહિ, પણ તેના મૃત્યુ પછી તેણે પોતાની નીચતા મારા પ્રતિ પ્રકટ કરવા માંડી મારા જીવનરહસ્યનો ભેદ એ જાણતી હતી, એટલે મને દબાવી દેવામાં તેને ઝાઝો પરિશ્રમ પડયો નહિ શરૂઆતમાં તેણે મારી પાસેથી પૈસા ઓગાવવા માંડયા, પણ તેટલાથી તેને સંતોષ ન થયો હોય, તેમ એક દિવસ તેણે મધરાત વખતે એક પુરુષ પાસે મારા શિયળનું ખંડન કરાવ્યું! એ પુરુષનું નામ ભુપતસિંહ છે તે મારા પિતાને ચાર પાંચ પેઢીએ પિત્રાઇ ભાઈ થાય છે જ્યારે તેણે મારા ભેદનો પત્તો મેળવી લીધો, ત્યારે હું સમજી કે રાધાને અને તેને ઘણા દિવસનો આડો વ્યવહાર હોવો જોઇએ રાધા એક જમાનાની ખાધેલી ચાલાક ચતુરા છે તેણે પોતાની જીંદગીમાં અનેક કાળા ધોળા કામ કર્યાં છે મારી મરનાર માતાના વિશ્વાસનો ભંગ કરી આજે તેણે એક વિશેષ પાતક વ્હોરી લીધું અને મારા જીવનને છેક છિન્નભિન્ન કરી નાખ્યું

કુદરતનો એક નિયમ છે કે જ્યાં સુધી પુરુષ કે સ્ત્રીનું બ્રહ્મચર્ય અખંડિત હોય છે, ત્યાંસુધી તે પોતાના વિકારો ઉપર સંયમ રાખી શકે છે, પરંતુ તેનો એક વખત ભંગ થયા પછી તે નિરંતર બહુધા વિકારોની તૃપ્તિના માર્ગ જ શોધ્યા કરે છે મારી પણ એવી જ સ્થિતિ થઈ ગઇ. જ્યાં સુધી હું નિષ્કલંક જીવન ગાળતી હતી, ત્યાં સુધી હું

પુરુષ માત્રને તુચ્છ સમજતી હતી, પણ મારો એક વખત અધઃપાત થયા પછી મને રાતદિવસ પુરુષના સમાગમની ઇચ્છા થવા લાગી. સ્ત્રીહૃદયનો સ્વાભાવિક પ્રણય જ્વાળામુખી પર્વતની પેઠે મારા હૃદયમા સળગી ઉઠ્યો હું ભુપતસિંહને ચાહવા લાગી અને તેણે તેના બદબદલામા યુક્તિ-પ્રયુક્તિથી મને સમજાવી મારા ઘરેણા તથા રોકડ નાણા હસ્તગત કરવા માડયા

આજથી ત્રણ મહિના ઉપર મને મારી પરવશતાનુ ભાન થયુ એ નીચ રાધાએ અને ભુપતસિંહે મળીને થોડા વખતથી મારી ઉપર જૂલ્મ ગુજારવા માડયો હતો એક દિવસ હું તપી ગઇ અને મારા જીવનના ભોગે મે તેમને ખરાબ કરવાની ધમકી આપી. એ બન્ને ઉસ્તાદ તરત સમયને ઓળખી ગયા અને જાણે કાઇ બન્યુ જ ન હોય તેમ તે મારી સાથે વર્તવા લાગ્યા હુ એ વખતે પાછી ભોળવાઈ ગઈ અને અમારો વ્યવહાર પૂર્વ પ્રમાણે ચાલવા લાગ્યો. આપણા આ વિચિત્રલગ્નની ગોઠવણ એ બન્નેએ ક્યારે કરી તે હું જાણતી નથી મને તો ખાડુ કચ્છમા રવાના થયુ, તે પછી જ ખબર પડી હું એ વખતથી મનમા અધિક વેદના ભોગવતી રહી છુ તમને શુ મોઢુ બતાવીશ, એ બાબતની મને અ હ્ય ચિતા રહ્યા કરતી હતી, પણ આજે તમારો ઉદાર, પ્રેમાળ સ્વભાવ જોઇ મને કાઇક ધૈર્ય આવ્યુ અને તેથી મે સઘળી વાત તમને કહી સભળાવી

હું હવે આ દુનિયામા વધારે વખત જીવવાની નથી મારે લીધે તમારે જીવનભર આ વિષમય ત્રણામા પડવુ પડયુ છે, એ વિચાર આવતા હૈયુ ચીરાઇ જાય છે, પણ બ્હેન ! ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી નીતિમય જીવન ગાળશો, તો પરભવમા તેનું સારૂ ફળ મળ્યા વિના રહેશે નહિ હું પાપમા પડી છુ, પણ તેનુ મૂળ કારણ આપણી કોમની નિંઘ રૂઢી છે આવી રૂઢીઓથી આપણા જેવી અનેક અબળાઓના જીવનની પાયમાલી થતી હશે ! ઇશ્વર આપણી કોમને ક્યારે સદ્દબુદ્ધિ આપશે ?

હું તો હવે મારી પાપકરણીનુ ફળ ભોગવવા થોડા વખતમા જ ચાલી જવાની છુ, પણ જે શયતાન્ ભૂપતસિંહે પોતાની કોઇ અનિષ્ટ મુરાદ બર લાવવા આપણો બન્નેનો આ ભવ બાળ્યો છે, તેની મુરાદ ધુળમા મેળવી દેવાની મારી ખાસ ઇચ્છા છે મે મારી સઘળી મિલકતનુ તમારા નામનુ વીલ કરી રાખ્યુ છે તેમા લખ્યા પ્રમાણે ધમકાર્યમા કેટલીક રકમ ખરચી, બાકીની મિલકતનો તમારી હયાતી સુધી ઉપયોગ કરજો, અને છેવટે આ ઘરબાર વગેરે કોઇ સારી સસ્થામા આપી દેવાની ગોઠવણુ કરજો મે બે દિવસથી છૂપા ઝેરનો પ્રયોગ કરવા માડયો છે, તેથી હવે એક બે દિવસમા મારૂ મોત થઇ જશે. કાલ સવારથી હું માદગીને બીછાને પડનાર છુ. મારા પેટમા ત્રણુ માસનો ગર્ભ છે. અને તેથી હવે મારાથી કોઇ પણુ રીતે જીવન ધારણુ કરી શકાય તેમ નથી. મારી વિનતિ એટલી જ છે કે મારા મૃત્યુ પછી મારા શરીરને આ પુરુષવેશમા જ અગ્નિદાહ આપજો મારા જીવનનો ભેદ કોઇના સમજવામા ન આવે એ બાબતની કાળજી રાખજો મારી માતાએ કરેલી ભૂલ છેવટ સુધી મારે ઢાકવી, એ મારો ધર્મ છે હવે આથી વિશેષ કાઇ કહેવાનુ નથી પ્રભુ તમને સુખી રાખે।"

તેમણે રડતા રડતા આ પ્રમાણે પોતાની જીવનકથા પૂરી કરી. મે તેમને ઘણું ધૈર્ય આપ્યુ, પણ તેની કાઇ અસર થઇ નહિ તેમને જીવન બચાવવાની મે અનેક લાલચો દેખાડી, અનેક આશાઓ આપી પણુ તે પોતાના નિશ્ચયમાથી ડગ્યા નહિ. બીજા દિવસથી આખા ગામમા તેમની માદગીના સમાચાર ફેલાઈ ગયા લોકો જોવા આવવા લાગ્યા દેશી વૈદ્યોની દવાઓ શરૂ થઈ, પણ જ્યા માદા માણસે મરવાનુ જ પ્રિય ગણ્યુ હોય ત્યા તેને કોણુ બચાવી શકે? ત્રીજે દિવસે સાજને વખતે તેમનો આત્મા એ પાપી દેહને છોડી ચાલ્યો ગયો. મે તેમના શબને કપડાસહિત અગ્નિદાહ આપવાનુ અંદરથી કહેવરાવ્યુ અને ભૂપતસિંહે એ વાતને પુષ્ટી આપી, એટલે રાત્રિના અધકારમા

એ શબ બળીને રાખ થતા સુધી કોઈ કાંઈ જાણી શક્યુ નહિ

લૌકિક રૂઢી પ્રમાણે મારે રડવા-કૂટવાનો વિધિ કરવો પડયો. ગામના સ્ત્રી-પુરુષો મારા અકાળ વૈધવ્ય ઉપર કરુણાપૂર્ણ સહાનુભૂતિ દેખાડવા લાગ્યા મારા માબાપને કચ્છમા એ સમાચાર પહોચતા તેમણે હૃદયફાટ આક્રંદ કર્યું અને સગા-સબધીમા બાર મહિનાનો શોક રખાયો હું પરણી અને તરત રાંડી, એ ઘટના સૌ કોઇની લાગણીને સતેજ કરવા બસ હતી મે તેમની પાછળ દાન પૂણ્ય કર્યું શ્રાદ્ધાદિક ક્રિયા કરાવી પિડદાન આપ્યા અને એ પાપી જીવના શ્રેયને માટે ઇશ્વર પ્રાર્થના કરી ગમે તેમ તોય મે અગ્નિની સાક્ષીએ એ બાઇનો પતિ તરીકે કર પકડયો હતો' મારી ફરજ બજાવતા મને એક રીતે આનદ થતો હતો, ત્યારે બીજી રીતે એ બાઇના જીવનમરણની બીનાથી શોક થતો હતો.

એક વર્ષ પુરૂ થયુ ત્યારે મે વાર્ષિક શ્રાદ્ધવિધિ કરાવી બ્રાહ્મણોને ભોજન આપ્યુ. પછી હુ મારા મનની શાતિને અર્થે હિન્દુસ્થાનના કેટલાક તીર્થસ્થળોમા યાત્રાનિમિત્તે જઈ આવ્યો

આજ એ વાતને ઘણા વરસ વીતી ગયા છે મારા જીવનનો હવે કાંઈ ભરોસો નથી. ક્ષણભગુર કાયા ક્યારે પડી જશે, તે કહી શકાતુ નથી, તેથી મારી આ જીવનકથા પ્રકટ કરાવવાની મને આવશ્યકતા જણાઈ છે મારૂ મન ઇશ્વરભક્તિમા તલ્લીન છે, પણ હજુ મારા હૃદયના ઉંડાણમાથી એક પ્રશ્ન નિરતર ઉઠયા કરે છે કે હુ

**કુમારિકા છુ ? પરિણીતા છુ ? કે વિધવા છુ ?**



# ૭ સ્મરણુ અને સંતાપ.

હાય હાય રે, હિન્દુપણું જાય હાલ્યુ !

—કેશવકૃતિ

આજે બરાબર એ વાતને એક વર્ષ થયુ હજુએ મને તે દિવસો યાદ છે. મારી એ વખતની સ્થિતિમા અને આજની સ્થિતિમા ઘણો તફાવત પડી ગયો છે હું કોણુ હતી ? અને અત્યારે કોણુ છુ ? એ પ્રશ્ના

મારી આગળ નિરંતર ખડા થાય છે. હું મારો ભૂતકાળ સભારી બઇ રહું છુ

હાય હાય ! હું હિન્દી મટી ગઇ ! અરેરે, મારા બાળકો હમેશને માટે હિન્દુમાથી ટળ્યા ! હૃદય ચીરાઇ જાય છે ! શરીર કપી ઉઠે છે ! મારી વિચિત્ર દશા જોઇ કોઇ દયા દેખાડે છે,–તો કોઈ મને ગાડી ગણી હસી કાઢે છે નસીબના ચમત્કાર કેવા વિચિત્ર છે? વાતવાતમા 'વટલાઈ' જવાનો ભય રાખનારી હું આજે વટલાવુ શુ, એ જ સમજતી નથી ! દિવસમા દશ દશ વખત 'આચાર પેહેલો ધર્મ છે, ( **आचार प्रथमो धर्म** )' ગણી સ્નાન કરનારી હું આજે અંત્યજને સ્પર્શ કરવામા અધર્મ ગણતી નથી ! મારી આવી દશા શાથી થઇ ? શુ મેં હાથે કરીને મારા બાળકોને હિન્દુપણામાથી ટાળ્યા ? શુ મેં જાણી જોઇને મારો 'ચિરને સાટે' નો હિન્દુ ધર્મ છોડયો ? મને આ ફેરફારથી લાભ થયો છે કે નુકસાન થયુ છે, તે તો હું નથી સમજી શકતી, પણ મારા ધર્મસબધી વિચારોમા જે સાકડાપણું હતું, તે તો અવશ્ય ટળ્યુ છે હું ધર્મના ઓથા તળે ઉચ્ચ નીચનો ભેદ રાખી મનુષ્યોનો તિરસ્કાર કરવાનું જે ગળથુથીમાથી શીખી હતી, તે દૂર થયુ છે અને તેને સ્થાને સર્વ મનુષ્યો સમાન છે, તથા રામ, રહિમાન કે ઇસુખ્રિસ્ત જેવા અનેક જુદા નામે ઓળખાતો ઇશ્વર એક છે – એટલુ જ્ઞાન મને મળ્યુ છે

વાચક ! મારી આ કર્મકથામા તને કાઇ રસ પડે છે ? આ જગતમા ગરીબમા ગરીબ માણસનો પણ ઇતિહાસ હોય છે, એટલે મારો પણ કઇક ઇતિહાસ છે મારી જાત, મારો ધર્મ, મારી નાત, મારા સગાવહાલા–બધુ મને સાભરે છે; પણ આ બાળકો મોટા થઈ જ્યારે મને તે પૂછશે, ત્યારે હું શુ જવાબ આપીશ ? બાળપણ વહી ગયુ, તેનો મને ઝાઝો શોક નથી થયો, યુવાનીમા માથે દુખના ઝાડ ઉગ્યા તેનો અફસોસ પણ મેં નથી કર્યો, પરતુ અત્યારે આ મારા

બાળકોનુ ભાવી વિચારતા મારૂ હૈયુ વલોવાઇ જાય છે, અને તેથી આ સમાજને હું એક પ્રપચી જાદુગરની જાળ સમજુ છુ, કારણ કે જ્યા ધર્મને નામે અનેક ધતિંગો ચાલતા હોય ત્યા મારા જેવી અનાથ અબળાને રાતદિન રોવાનું જ હોય !

હિન્દુસમાજ અઢળક ધનભડારોવાળા દેવમદિરોમા પૈસા ખરચી ભરતામા ભરતી કરવા તૈયાર છે, પણ નિરાધાર સ્ત્રીઓ માટે અબળાસહાયક ફડો ઉઘાડવા કે એવી જ બીજી કોઇ હીલચાલ કરવા તૈયાર નથી કીડી, મકોડીને બચાવવા કે ખોડા ઢોરો માટે પાજરાપોળો ઉઘાડી અહિસાધર્મનું તત્ત્વ સાચવવા સારૂ જે સમાજ રાતદિવસ તલપાપડ રહે છે, તે સમાજ પોતાના દેશબન્ધુઓને, ધર્મબન્ધુઓને, જ્ઞાતિબધુઓને કે ગ્રામબન્ધુઓને નિરાધાર હાલતમાથી બચાવવા આખ આડા કાન કરી તદ્દન બેદરકાર રહે છે, એ કેટલા અફસોસની વાત છે? મારી આ હાલત સમાજની એવી બેદરકારીનું જ પરિણામ છે.

આજથી બત્રીસ વર્ષ ઉપર મારો જન્મ ગુજરાતમા ઔદિચ્ય બ્રાહ્મણની વિશાળ જ્ઞાતિમા થયો છે આ જ્ઞાતિના આગેવાનો મોટી મોટી કોન્ફરન્સો ભરી સુધારા કરવા ગમે તેટલુ મથન કરે, પણ જ્યાસુધી જ્ઞાતિમા લોહીના વેપાર ધમધોકાર ચાલે છે, ત્યાસુધી સુધારાના ઠગવો કાગળ ઉપર છાપવાથી કાઇ લાભ થવાનો નથી સમાજની જેટલી કુરીતિઓ છે, તે બધી આ જ્ઞાતિમા હયાતી ધરાવે છે કન્યાવિક્રય, બાળલગ્ન, અનેક સ્ત્રીલગ્ન, વૃદ્ધલગ્ન, વરવિક્રય-શુ ગણાવુ અને શુ ન ગણાવુ ?-જો એક જ ખામી હોત તો બહેતર હતી, પણ જ્યા પાચેય પાપ મળ્યા છે, ત્યા શી વાત કરવી ? ઋષિ મુનિઓએ બ્રાહ્મણોને શ્રેષ્ટપણાનો પટ્ટો લખી આપ્યો છે, પણ એમનામા જ મોટો ભયકર સડો છે

જમાનો આગળ વધે છે, તેનું તેમને જાણે મુદ્દલ ભાન

ન હોય તેમ તેઓ વર્તે છે મિથ્યાકુલાભિમાનની ચિતામા કન્યાઓનો હોમ જેટલો આ જ્ઞાતિમા થાય છે, તેટલો બીજી જ્ઞાતિમા ભાગ્યે જ થતો હશે. રૂઢીના રક્ષકો જ્યા ને ત્યા ધર્મનુ નામ આપી ચાલતી પ્રથાને અ ધપણે ચલાવે જાય છે અને નાનામા નાની વ્યાવહારિક બાબતોમા પણ ધર્મને ઘુસાડી તેને ત્રાબીયાના ત્રણ શેર જેટલો સસ્તો બનાવી દે છે પરિણામે એ ધર્મની ધરલી કુટનારાઓ ધર્મના તુબડે તરવાને બદલે અધોગતિના ઉંડા સમુદ્રમા ડૂબી મરે છે, કારણ કે ધર્મના 'ઇજારા' ના ભોગ થઇ પડેલી અબળાઓ ઘોર પાતકો કરી જ્ઞાતિને પોતાના ઉષ્ણ નિ શ્વાસોથી સદા બાળ્યા કરે છે, અને તેના ઉપર નિરતર અભિશાપ વરસાવે છે

કન્યાવિક્રય, વરવિક્રય કે કજોડાના લગ્ન જેવી નિર્દય રૂઢી શાસ્ત્રમા ફરમાવી જ નથી. ધર્મ એ જ હોઇ શકે કે જે વ્યક્તિનો અને સમાજનો ઉદય કરે અહીં તો આજકાલ મોટે ભાગે ધર્મીપણાનો ઢોંગ જ છે ! દિવસમા પાચ પાચ વખત દેવમદિરમા જઇ વળા વેળાની ઝાખી કરનારા, ડોકમા કઠી–માળા અને કપાળમા તિલક ધારનારા, વાતવાતમા છેવાઈ–અભડાઇ જઈ ટાઢાપાણીની ગાગરો દેહઉપર ઢોળનારા અને કથા–કિર્ત્તન–ભજનમા રાતદિવસ ગુલ્તાન રહી 'ભગત' તરીકેનુ વિશેષણ 'રિઝવર્ડ' કરનારાઓ પોતાના પેટની પુત્રીઓનું પૈસા માટે લીલામ કરે છે, એ કોણ નથી જાણતું ? જ્યાસુધી સમાજમા અમાનુષિક ગુલામોના વ્યાપારો ચાલે છે, ત્યાસુધી અહીંના લોકોને રાજકીય સ્વતત્રતા કુદરત પાસેથી માગવાનો પણ હક નથી ! જે પોતાની પુત્રીને જીદગીભરને માટે ગુલામ થવા અન્યને આપે છે, અને જે અન્યની પુત્રીને મરતાસુધી પોતાને ત્યા ગુલામ બનાવી રાખે છે, તે બન્નેને જો માણસ કહી શકાય તો પછી નરાધમ અને નરપિશાચ જેવા શબ્દોનો પ્રયોગ કોને માટે બાકી રખાય ?

આજકાલ સમાજમા અમારી સ્ત્રીજાતિની દશા હજુપણ શોચનીય છે જો કોઇ સ સ્થા કે સજ્જન અમને કેળવવાની અને સ્વતત્રતા

આપવાની જાહેર હિમાયત કરે છે, તો સ્ત્રીઓનો ઓશિયાળો અવતાર રાખવાનો ઈશ્વરને ઘેરથી પટ્ટો લખાવી લાવેલા માટીડાઓના ભેજા ગેપ થઇ જાય છે અને તેઓ કકળી ઉઠે છે. નાતના પટેલોની આપખુદીઓના નમુનાઓ તો ખરેખર પ્રદર્શનમા મૂકવા લાયક જ હોય છે વાતવાતમા જ્ઞાતિ બાહષ્કારની તીખી તરવારનો ભય બતાવી 'ખુરોફસી' ને પણ ઘડીવાર તેઓ વીસરાવી દે તેવી સત્તા ચલાવે છે, અને પોતાની સામે એક શબ્દ પણ ઉચ્ચારનારને મહાન્ ગુન્હેગાર ગણી બોલતા અટકાવી દેવાની કળા ધરાવે છે, પરતુ તેઓ નથી જાણતા કે તેમના પાપે જ મારા જેવી અનાથ અબળાઓ હમેશને માટે જ્ઞાતિમાથી અજાણતા કે જાણીને દૂર થઈ જાય છે, અને છેવટે હિન્દુપણામાથી પણ ટળી જાય છે જો એ પટેલીઆઓ જ્ઞાતિની અનાથ વિધવાઓ માટે કાઇ પણ યોજના યોજતા હોય તો તેમને હજારો ધન્યવાદ ઘટે, પણ એવુ તો તેઓ કશુ કરતા નથી અને 'આધળાની હાર ચાલી દે દાતાર તો કહે દે દાતાર' જેવી દશા ચલાવે જાય છે પરિણામે ઋષિઓના સતાનો તરીકેની તેમની કીર્તિને ઝાખ લાગે છે, અને "બ્રાહ્મણ વટલે તરકમાથી જાય" એ કહેવત પ્રમાણે અનેક બાળવિધવાઓ તથા નિરાધાર સ્ત્રીઓ જ્ઞાતિમાથી કાળાધોળા કામ કરીને કે બીજી રીતે દૂર થઇ જઈ અન્યધર્મ અને અન્યસમાજ ગ્રહણ કરી લે છે!

મેં આ ધર્મ તથા આ સમાજનો સ્વીકાર મારી રાજીખુશીથી નથી કર્યો મારો જન્મ થયો તે અગાઉ સાતેક માસથી મારા પિતા આફ્રિકામા રળવા ગએલા હતા ખોટા કુલાભિમાનથી નાતવરાના મોટા મોટા ખર્ચો કરી તેઓ પૈસેટકે પાયમાલ થઇ ગયા હતા. એટલે તેમને હિન્દુસ્થાન બહાર જવાની જરૂર પડી હતી આફ્રિકામા ખૂબ ધન છે, એમ મારી મા જાણતી હતી, અને તેથી મારા પિતા થોડા વખતમા ખૂબ પૈસા કમાઇ લાવશે, એવી તેને આશા હતી, પણ મનુષ્યની આશા ક્યારે ફળીભૂત થાય છે? પામર માનવી આશાના પ્રવાહમા માત્ર આયુષ્યને ધપાવે જાય છે અને આખરે નિરાશ થાય

છે મારી જનેતા પણ એ જ રીતે નિરાશ થઇ, કારણ કે મારા જન્મ અગાઉ પાચ દિવસ અને એક માસ પહેલા રળવા ગએલા મારા પિતાના મરી ગયાના સમાચાર આવ્યા અને તેથી મારી માતાના હૃદય ઉપર જબરો આઘાત લાગ્યો નાતના રિવાજ પ્રમાણે તેને એ વખતે રડવા-કૂટવાનો ત્રાસદાયક વિધિ કરવો પડયો હતો અને અગ ઉપરના બે 'પીતળીયા' હતા, તે વેચીને ભૂદેવોને ભોજન પણ કરાવવુ પડયુ હતુ

મારો જન્મ કેવા મુહૂર્તમા થયો હતો, તે તો હુ નથી જાણતી-કોઇ જોશી મહારાજ પાસે મેં તે જોવરાવ્યુ પણ નથી, પરતુ સમજણમા આવ્યા પછી મેં જાણ્યુ હતુ કે લોકો મને ખરાબ ચોઘડીઆમા જન્મેલી કહેતા હતા અમારી પાસે એક નાના પડી ગએલા ઘર સિવાય બીજી કાઇ મિલ્કત નહોતી મારા પિતાના વડવાઓએ પુરોહિતવૃત્તિમા યજમાનોને ત્યાથી મેળવેલા કેટલાક વાસણ-કુસણ અને ગાદલાગોદડા પણ વેચી વેચીને મારી માતાએ જેમ તેમ અમારો નિર્વાહ ચલાવ્યો હતો તે હમેશ એક વખત જમતી હતી અને સાદડીઉપર સુઇ રહેતી હતી મારા પિતાના મૃત્યુ પછી તેણે કઠીન વૈધવ્યવ્રતનું પાલન કર્યું હતુ અને પોતે શુ ખાય છે, તથા શુ કરે છે, એની પણ કોઇને ખબર પડવા દીધી નહોતી. એ ઘણી અભિમાનિની સ્ત્રી હતી

નાતમા મારા પિતાનુ કુળ ઉચુ હોવાથી એ કુળમોટપને ઝાખ ન લાગે, તથા ઘરની ગરીબ દશા બહાર કળાઇ જાય નહિ-એ બે બાબતની તે બહુ કાળજી રાખતી હતી. બાળપણમા તેણે મને નિશાળે બેસાડી હતી અને હુ ત્યા ત્રણેક ચોપડી સુધી ભણી હતી તે પછી તત્કાળ મને પરણાવવામા આવી હતી મારી કુલાભિમાનિની માતાએ અમારૂ રહેવાનુ ઘર ગીરો મૂકીને મને મારા પિતાના કુળથી પણ ઉચા કુળમા પરણાવી હતી. મને સાસરે વળા-

વતી વખતે કરિયાવરમા તેણે માત્ર બે શિખામણુના શબ્દો જ કહ્યા હતા, અને તે આ પ્રમાણે —

સાભળ, સાસરે વાસ કર્યાના, સૂત્ર પરમ મર્માળારે,
અક્ષરે અક્ષર અ તર કોતરી, રાખજે કોમળ બાળારે    સાભળ
કામ કઠણ બહુ કરવા પોતીકા, જે છે છેક પરાયારે,
એવુ કરવુ એ તો ઈશ્વર હાથે, પણ આપણે થવું ડાહ્યારે    સાભળ
પ્રેમ વિના પરપ્રેમ પમાય ન, કેમે કરી કો કાળેરે,
માટે પ્રથમ તો આપ અ તર ભર, શ્વસુર પક્ષપર વા'લેરે    સાભળ
શ્વસુર પક્ષ છે પક્ષ જ તારો, વિચારી જો ચિત્તમાહીરે,
જે કુળ ઉપજી ઉછરી હેતે, ત્યા તો થઈ તુ પરાઇરે    . સાભળ

\+ \+ \+

જાણી શ્વસુર કુળ કૂળ જ તારૂ, રહેજે રોજ તે રૂખેરે,
તેની શોભા એ શોભા તારી, સુખે સુખ, દુ ખ દુ ખેરે    સાભળ
'પિયર પનોતુ રાખો પ્રભુ પણ સાસરૂ તો ઘર મારૂરે,'
એમ વિચારી મનસા વાચા, કર્મણા કર તે પ્યારૂરે    સાભળ
પ્રેમે પોતીકુ એમ ગણ્યુ કે, સહેજે પોતીકુ થાશેરે,
સાસુ, નણ દ, વર, દીયર, સાસરો, સર્વે ચિત્તથી ચહાશેરે    સાભળ
વખતે વચન કડવા કહે તો પણ, વિનય ન તજવો તારેરે,
'વનો વેરીને વશ કરે છે' મ ત્ર એ મોઘો ભારેરે    સાભળ
'કામ કર્યા તેણે કામણ કીધા,' એ કહેવત છે સાચીરે,
દોરા, ચીઠી ને છુમ તરની, કથની કપટી કાચીરે ! .. સાભળ

—નવલરામ.

મારી ભલી માતાએ મને આપેલો આ સદ્બોધરૂપી કરિયાવર કરોડો રૂપિયાના દાગીનાઓ કરતા પણ અધિક કિમતી હતો થોડી ભાગ્યવતી પુત્રીઓ જ આવો કરિયાવર લઇ સાસરે જતી હશે, બાકી આજ કાલતો કન્યાઓને સાસરામા સાસુ–નણુ દ સામે લડવાનું, સ્વચ્છ દ

રીતે વર્તવાનું, અને ચાડીચુગલી કરવાનુ જ શિક્ષણ બહુધા તેમની માતાઓ તરફથી મળે છે

મને જે ઘેર પરણાવવામા આવી હતી, તે ઘર સાધારણ સ્થિતિનું હતું ઘરમા ત્રણ જણા હતા. મારી સાસુ, નણદ અને સ્વામી તેમા મારો એકનો ઉમેરો થયો મારા સ્વામીની ઉમ્મર લગ્ન વખતે મારા જેટલી જ એટલે તેર વર્ષની હતી, પણ તેમનો બાંધો નાજુક હોવાથી તેઓ બાળક જેવા લાગતા હતા, અને હું તો મારૂ કલેવર ઉકલતુ હોવાથી મોટી બૈરી જેવી જણાતી હતી મારી સાસુ મને જોઇને બળી જતા અને વાતવાતમા દાતીયા કરતા જાણે ભૂલ જ મારી હોય તેમ વારવાર મારો તિરસ્કાર કરતા મારી માતાએ મારા લગ્ન પછી તરત જ સ્વર્ગવાસ કર્યો હતો હું બાળપણથી ગરીબ દશામા ઉછરેલી હોવાથી મારી સાસુનો સઘળો જૂલમ મુગે મોઢે સહન કરતી. ગૃહકાર્યમા મારામા કાઇ ખામિ આવતી નહિ સીવવા, ગુથવા અને ભરત ભરવાનુ કામ હુ સારી રીતે જાણતી હતી. મારો સ્વભાવ વિનયશીલ અને નમ્ર હતો, છતા મારી સાસુના મો આગળ એનો કાઈ હિસાબ નહોતો

રોજ સવારમા વહેલી ચાર વાગે હુ ઉઠતી ઘઉ, બાજરી, ચોખા વગેરે આઠ શેરથી દશ શેર સુધી દળવાનું મારૂ પહેલું ગૃહકાર્ય હતું તે પછી હુ ઘરમાથી વાળીઝાડીને કચરોપુજો કાઢતી, આગણામાથી વાસીદુ વાળતી, ઠડે પાણીએ ન્હાઇ લઇ મારી સાસુને દેવસેવા માટે વાસણો માજી આપતી, પાણી ગાળી આપતી અને કૂવા ઉપરથી બેડા ભરી આવતી આટલુ કામ કરતા નવ વાગી જતા, એટલે રસોઇ કરવા રસોડામા પેસતી ને બપોરના એક કે દોઢ વાગે બહાર નીકળવા પામતી. મારી સાસુ, નણદ અને સ્વામી જુદા જુદા જમી લેતા એટલે રસોઇનો કબજો સાસુ પોતાના હાથમા લેતા અને મને દાઝી ગએલા ભાત, નવુ પાણી ઉમેરી ઢીલી કરેલી દાળ અને એક બે રોટલીઓ ખાવા આપતા મારી ક્ષુધા એટલાથી શાત થતી

નહિ, પણ બીજી વહુઓની પેઠે ચોરીને ખાવાની કે રાધતાં રાધતા ખાવાની કુટેવ મારામા મુદ્દલ નહોતી જમીને તરત હું વાસણો માજતી અને પછી બપોરે દાણોદુણી ઝાડકવાનુ, ખાડવાનુ, વીણવાનુ કે કોઇ ફાટેલા કપડા સાધવાનુ કામ કરતી સાજનુ વાળુ તૈયાર કરવાનું કામ પણ મારે જ માથે હતું, એટલે છ વાગે હું રસોડામા પેસતી તે આઠ વાગે મારો છૂટકો થતો.

રાત્રે સાસુની ચરણસેવા કરવાનો મારે માથે ખાસ કર હતો મારી પથારી તેમની પાસે થતી, છતા સાસુજી એવા ઉદાર હતા કે બાર વાગ્યા પહેલા મને સુવા જવાની રજા આપતા નહિ. મોટા પરોઢીઆથી આરભીને મધગત સુધી બધુ ગદ્ધાવૈતરુ હુ કરતી, તેમ છતા ઉપરથી મારી સાસુ ગાળોનો વરસાદ વરસાવતા. મારા દુ ખનો આરો નહોતો કદી કામમાથી હુ નવરી પડી હોઉ તો પણ ઘરબહાર નીકળવાની મને છૂટ નહોતી હું પાણી ભરવા જાઉ ત્યારે મારી સાસુ ચર્ચા જોવા સારૂ તેમની દીકરીને મારી પાછળ મોકલતા આડોશી પાડોશી જોડે વાત કરવા મને કદી ઉભી રહેવા દેતા નહિ. જો કોઇ બૈરી મને સારે મોઢે બોલાવતી, તો મારી સાસુ તેની સાથે લડતા અને મને પારાવાર ભાડી નાખતા પિયરમા મારે કોઇ હતું નહિ અને સાસરામા સ્વામી ન્હાના હતા, એટલે સાસુ તથા નણદના જૂલ્મથી મારૂ તો માથુ જ કાણુ થઈ ગયુ હતું સાસુનો સ્વભાવ બહુ ખરાબ હતો જો કદી હું કાયર બની મારા પતિને એકાદ શબ્દ કહેતી તો તરત એ વાતની ઘરમા સૌને ખબર પડી જતી, કારણ કે મારા ઉપર નણદનો તથા સાસુનો સખ્ત પહેરો રહેતો તે મા દીકરી સવારથી સાજ સુધી ઘરમા એક તણખલુ તોડીને બે કરતા નહિ, છતા હું થાકીપાકી ઘડીવાર બેઠી હોઉ તો મારા ઉપર વચનના બાણ છૂટતા

મને વિશ્વાસ હતો કે બે-પાચ વર્ષે મારા પતિ સમજવા શીખશે, એટલે આ દુ ખનો આરો આવશે, પણ ફ ટ્યુ હૈયુ

કોઇ કોઇ વખત સખ્ત ભરાઇ આવતું અને મારાથી રડી જવાતું. એક દિવસ હુ એ પ્રમાણે દુ:ખથી કાયર બની રડતી બેઠી હતી, ત્યા મારા પતિ નિશાળેથી આવ્યા અને પોતાની માને બહાર નહિ દેખવાથી મને રડવાનુ કારણુ પૂછવા લાગ્યા હુ તેમને શુ કહુ? તેમણે મારા વાસા ઉપર હાથ ફેરવી મારા આસુ લૂછ્યા. અહા ! એ ધન્યદિવસ હુ હજુ ભૂલી શકી નથી. કેવો હતો તેમનો મીઠો બાલ્યસ્નેહ? મારા પતિને મે રડતા રડતા સઘળી વાત કીધી. હૈયામા ડૂમો ભરાઇ આવવાથી મને આગળ પાછળનુ કાઈ ભાન રહ્યુ નહિ. મારા સાસુ એક તરફ ખૂણામા ઉભા ઉભા સઘળી ચર્ચા જાતા હતા મારા સ્વામીએ મારા ઉપર પ્રેમ દાખવ્યો એ જોઇને તેઓ તરત ગર્જના કરી ઉઠયા

" ચાલ, ચાલ, રડયા બાયલા ! હજુ ઉગીને ઉભો તો થયો નથી તે પહેલા રાડનુ ઉપરાણું લેતા શીખ્યો ' મુઆ નમાલા ! આવી રાડ છીનાળને છાપરે ચડાવે છે? જોને એના ચાળાચસ્કા ! મોટા દુ:ખમા ભારી હોય એમ પલપલીયા પાડે છે, અને એ સ્ત્રી ચરિત્ર જોઇને આ હૈયાફૂટો રાડને મનાવે છે! શો કળજુગ આવ્યો છે મારી બઇ! અમેય એક દા'ડો ધણીવાળા હતા, પણ આવા ચરિત્ર અમને આવડતા નાહ ! આતો આજકાલની બાઈડીઓની વાત જ નોખી છે રાડને કામ કરવાની આવડત નહિ અને વળી ધણીને વશ કરવાની બળતરા ! "

તેમના આવા વાગબાણુ કેટલીએ વાર સુધી ચાલ્યા હુ અહીં તે સઘળુ નથી લખતી મને તેથી બહુ જ ઓછુ આવ્યુ રાત્રે મે વાળુ કર્યું નહિ. અને આખી રાત રડી રડીને કાઢી. બીજે દિવસ હું નદી ઉપર ધોવા ગઇ, ત્યા મારી નણુદનો એક જૂનો કબજો તડકામા સુકવેલો તે મારા ધ્યાન બહાર ઉડી ગયો હશે. ઘેર આવી ધોએલા લુગડા તપાસતા તે નાકળ્યો નહિ, એટલે મારી સાસુએ તત્કાળ ચડિકાનુ સ્વરૂપ ધારણુ કર્યું. મારી ઉપર તેમણે સળગતા કોયલા ફેકયા

અને તેથી મારી છાતી દાઝી ગઇ તથા સાલ્લો થોડો સળગી ગયો મારા પતિએ પણ તે દિવસ મને ખૂબ મારી અને ક્રોધના આવેશમા આખરે મે મારા હાથે મારૂ જ માથુ ફૂટી જ્યારે લોહી કાઢયુ, ત્યારે મારી સાસુ-નણદને સતોષ થયો

હિન્દુસસારમા સાસુઓની સખ્તાઇ તથા જૂલ્મની આવી વાતો કોણ નથી જાણતું? હુ અહી મારી એ નીતક વાર્તાઓને વિસ્તારથી લખવાની જરૂર એટલા માટે જ નથી જોતી કે એવા બનાવો સમાજમા ઘેર ઘેર બને છે' સ્ત્રીવર્ગની આ દેશમા જેટલી અવદશા છે, તેટલી અવદશા બીજા કોઇ સુધરેલા દેશમા નહિ હોય એમ હુ તો માનુ છુ અહી પતિ પત્નીના અણુમનાવો અને અસ-તોષોમા સાસુ-નણદની ભભેરણીઓ જ મુખ્ય હોય છે માતા અને બ્હેન વહુ વિરૂદ્ધ આખો દિવસ પુત્રના કાન ભભેરે છે અને તેનો અભાવ વધારે છે પરિણામે સ્ત્રીપુરુષના મન હમેશને માટે જુદા પડી જાય છે, તેમનો સસાર નરક સમાન બની રહે છે, તેમનો સહવાસ કટાળા ભરેલો થાય છે અને વાતવાતમા તેઓ એકબીજા તરફ અશ્રદ્ધા તથા વહેમની નજરે જોતા શીખે છે મારી ક્ષુદ્ર જીદગીમા મે અનુ-ભવ્યુ છે કે હિન્દુસસારમા સાસુ-નણદની અજ્ઞાનતાને લીધે તથા પુરુષવર્ગની બેદરકારીને લીધે ઘણી કૂળવધૂઓ પોતાનુ કર્તવ્ય ભૂલે છે અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થાય છે

હુ મારૂ 'કર્તવ્ય' જાણી જોઇને નથી ભૂલી, એ અહી મારે જ-ણાવી દેવુ જોઇએ, કારણ કે લોહીથી લખાએલી આ મારી જીવન-કથામા સત્યનો એકપણ અશ છૂપાવવા હુ ઇચ્છતી નથી મે મારી આ દશાને માટે રોઇરોઇને હૃદય ખાલી કરી નાખ્યુ છે મારા માથા ઉપર દુખના ઝાડ ઉગ્યા છે આ દુનિયામા મારે વાતનો વિસામોય કોઇ નથી મે મારૂ જીવન હવે પ્રભુને ખોળે ધર્યું છે. અને સમુદ્રમા ઝોકા ખાતુ વહાણુ જેમ કિનારે આવ્યાથી નિર્ભય થઈ જાય છે,

તેમ જગતની જંજાળથી છૂટી થઈ જવાને લીધે હું હવે નિશ્ચિંત થતી જાઉં છું. મને જો કાંઈપણ ચિંતા હોય તો તે આ મારા બાળકોની છે, કારણ કે ભાગ્યની પ્રબળતાથી તેઓ હિન્દુધર્મ અને હિન્દુસમાજથી દૂર ધકેલાઇ ગયા છે મોટા થઈ તેઓ મને પોતાની નાતજાત વિષે પૂછશે, ત્યારે હું શું જવાબ આપીશ, એજ એક ચિંતા રાતદિવસ મારૂં હૃદય બાળ્યા કરે છે આ દેશના હજારો સ્ત્રી પુરુષો દરવર્ષે દુખમા પડી પરધર્મમા દાખલ થઇ જાય છે અને પરદેશીઓની સ્વાર્થમયી દયાથી પોતાના ધર્મનો તથા સમાજનો ત્યાગ કરી દે છે હું આ મિશનરીઓના હાથમા શી રીતે આવી પડી, એ ઇતિહાસ બહુ લાંબો છે, પણ અહીં તે ટુકામા જ લખીશ અને મારી પેઠે આ સંસ્થામા આવી પડેલી એક-બે બ્હેનોની તેમને મોઢે મે કહેવરાવેલી જીવનકથાઓ પણ આપીશ, તે ઉપરથી વાચનારની ખાત્રી થશે કે હિન્દુસમાજમા સાચી દયાનો કેટલો અભાવ છે। પૃથ્વી ઉપરના દરેક ખૂણામા અત્યારે દરેક પ્રજા પોતાની બહારની તેમજ અંદરની સ્થિતિનું રક્ષણ કરવા લાગી છે, પણ સેંકડો વર્ષથી ખુવાર થવા છતા આ દેશની પ્રજા આરોગ્ય, વ્યાપાર, કેળવણી, રીતરિવાજ કે કોઇપણ બાબતને માટે ધોરણસરની વ્યવસ્થા કરવા નવરી થઇ નથી।

અહીંની પ્રજાને માથે અત્યારે રાજકીય પ્રશ્નની તરવાર લટકી રહી છે, તેની વ્યાપારી સ્થિતિ મોટા ભયમા આવી પડી છે, તેની પ્રજાકીય ભાવના અવ્યવસ્થિત બનવા લાગી છે, તેની સમાજનો સડો વધવા માડયો છે, તેનો આત્મા મરવા પડયો છે, તેનો જાહેર જુસ્સો નમાલો થવા લાગ્યો છે, તેની ધાર્મિક સંસ્થાઓમા અંધકાર ફેલાવા માડયો છે-પૂળો મૂકાઓ આ કહેવાતી ધાર્મિક સંસ્થાઓમા।-જે વખતે પ્રજાની સામે જીવવા કે મરવાનો પ્રશ્ન આવીને ઉભો રહ્યો છે, તે વખતે પણ પ્રજાજીવનમા ધાર્મિક સુધારણા થતી નથી, એ એક મોટા ખેદની વાત છે। વર્ષોના વર્ષો સુધી

પ્રજાના મફત માલમલિદા ઉડાવીને પણ અહીંના ધર્મગુરુઓએ સાચી દયાનો સિદ્ધાત લોકોને શીખવ્યો નથી, પણ હવે એમને એ મલિદાઓ ફૂટી નીકળવાનો વખત આવ્યો છે કેવળ દેવમન્દિરો પાછળ જ પૈસા ખરચવાનો બોધ કરનારા ધર્મગુરુઓ હવે ભુંડે હાલે મરવાના છે, કારણ કે મારા જેવી દુખિયારી અબળાઓના શાપ તેમને માથે ઉતરવા લાગ્યા છે અસ્તુ

જીવનમા દુખ હોય કે સુખ હોય પણ કાળ કોઈની રાહ જોઇને બેસી રહેતો નથી એનો પ્રવાહ પ્રતિક્ષણ અબાધિત રીતે ચાલ્યા જ કરે છે માણસના સુખ દુખની સાથે એને કાંઈ જ સબધ નથી મારી સાસુનો જૂલ્મ સહેતા સહેતા મે મારી યુવાવસ્થાના અગત્યના વર્ષો કાઢયા ધીરે ધીરે મારા એ દુ.ખના દિવસોય ચાલ્યા ગયા થોડા વખત પછી મારા ઉપર ઇશ્વરની કૃપા થઈ મને એક પુત્રીરત્ન સાપડયુ હુ જગત્નુ દુખ ભૂલી ગઈ મારો નારીજન્મ સાર્થક થયો સસારમા સંતાનની માતા થવા કરતા બીજો કયો અવસર સ્ત્રીના સબધમા સદ્ભાગ્યનો જણાય છે? પ્રેમના બળે હુ એ અવસર મેળવી શકી સરિતા જેવી રીતે પોતાનુ સર્વસ્વ સાગરને સમર્પણ કરે છે, તેવી રીતે–પ્રતિદાનની આશા રાખ્યા વિના મે મારો પ્રેમ સ્વામીના ચરણોમા મૂકયો એ પ્રેમ સદેહશૂન્ય હતો એના સ્પર્શથી ઇચ્છિતના દોષ પણ મને ગુણરૂપે માલમ પડતા મારા હૃદયમદિરમા હુ પતિદેવની પ્રતિષ્ઠા કરી નિરતર ભક્તિ કર્યા કરતી એ ભક્તિમા ચચળતા નહોતી, પણ પર્વતના જેવી સ્થિરતા હતી સ્ત્રીજાતિનુ ગૌરવ કહો, સુખ કહો, ઐશ્વર્ય કહો કે ગર્વ કહો–જે કહો તે સઘળુ તેના પતિમા જ છે પતિસેવા વિનાનુ સ્ત્રીનું જીવન આત્મા વિનાના શબ જેવુ છે

મારી માતાએ મને એ તત્ત્વ બહુ સારી રીતે સમજાવ્યુ હતું, એટલે હુ મારા કર્તવ્યમા કેમ ત્રુટી આવવા દઉ? પુત્રીના જન્મથી મને ઘણો આનદ થયો. મારી સાસુએ દીધેલા દુખો

હું ભૂલી ગઈ ઈશ્વર મને દયાળુ અને ન્યાયી જણાયો આખા વિશ્વમાંથી હું દુ:ખની કલ્પના જ વિસરી ગઈ તે પછીના બે વર્ષ મને એક ક્ષણ જેવા લાગ્યા, કારણ કે સુખના દિવસો બહુ ટુંકા-જલદી પસાર થાય એવા-હોય છે મને બીજીવારના સારા દહાડા દેખાયા, પણ હાય! એ અભાગી ગર્ભે જ મારૂં ભાગ્ય ફોડી નાખ્યું! મને છઠ્ઠો મહિનો જતો હતો ત્યારે એકાએક મારા પતિ બિમાર પડયા પ્રથમ સહજ તાવ ચડયો અને પછી તેમાંથી સંનિપાત ઉપડયો હું ગભરાઇ ગઈ મેં ઈશ્વરને પ્રાર્થનાઓ કરવા માંડી માતાજીની અને હનુમાનજીની બાધાઓ રાખી ગામમાં એક વૈદ્ય હતો તેને બોલાવ્યો, પણ એ બિચારાનેય કાંઇ ગમ પડી નહિ મારા પતિને આરામ થાય તો મેં કથા કહેવરાવવાનો, બ્રાહ્મણોને જમાડવાનો અને રાંદલનો લોટો પધરાવવાનો સંકલ્પ કર્યો, પણ હાય, એ કશાથી દુર્દૈવ ન ફેરવાયું! મારા પતિ-મારા સૌભાગ્યરક્ષક મને નિરાધાર હાલતમાં મૂકી ચાલ્યા ગયા

મારા સુખનો સૂર્ય હમેશને માટે અસ્ત થઈ ગયો ત્રણ દિવસની બિમારી ભોગવી મારા પતિએ વૈકુંઠવાસ કર્યો મારી ઉપર આફતનું વાદળ તૂટી પડયું હું અને મારી પુત્રી નિરાધાર થઇ ગયા મારી સાસુએ તે વખતથી મારે માથે પછો પાછો જૂલમ શરૂ કર્યો મારા પતિની ઉત્તરક્રિયા થઇ રહ્યા પછી તરત અમને-માદી-કરીને જુદા કાઢયા મારી પાસે એક શેર અન્ન પણ હતું નહિ હું રાંડેલી હોવાથી દિવસે મારાથી ઘરબહાર નીકળી શકાતું નહિ, તેથી રાત્રે મારી શેરીના લોકોના છાની રીતે દરણા દળવા લાવતી અને ભાડાના ઘરમાં રહેતી આખો દિવસ ઘર બંધ કરીને ઘંટી તાણતી મને ઘડીવારની પણ નવરાશ મળતી નહિ

નાનપણમાં વાચતા લખતા શીખી હતી, તેથી વાચવાનું મન થતું, પણ શું વાચું અને કયાથી વાચું ? બંટી બાજરાનો રોટલો તો મળતો નહિ અને પુસ્તકો ક્યાથી લાવું ? હું સારા

ઘરની દીકરી અને સારા ઘરની વહુ હોવાથી ભીખ માગવા કે કોઇની મદદ લેવા મારાથી જવાતું નહિ અને પેટમા છ સાત માસનો ગર્ભ હોવાથી મહેનત મજુરી તો થાયજ શાની? હું પારકા દરણા દળતી, તેમા પણ મારી સાસુ નિત્ય આવીને મને વઢી જતા અને પોતાના ઘરની આબરૂ હલકી પડે છે એમ કહેતા, પણ હુ એ કામ ન કરૂ તો ખાઉ શુ? સારા ઘરની રાડીરાંડોને મદદરૂપ થઈ પડે એવી યોજના અમારા નાતપટેલોએ કરી નહોતી અને આબરૂની ખોટી ઢાલ પછવાડે ભૂખે પેટે જીવવાનુ ફરમાન થતું હતું એ શી રીતે બને?

અધુરામા પુરૂ એ વર્ષે ગુજરાતમા દુકાળ પડયો હતો. ચોમાસામા વરસાદની ખામિ રહી ગઇ હતી, એટલે અનાજ પાકયુ નહાતુ ચારે તરફ દુકાળ અને દુકાળની ભયકર ચીસો સભળાતી હતી સરકારે કેટલાક ઠેકાણે બાંધકામ ઉઘાડયા હતા, પણ મારાથી બહાર નીકળાય તેમ કયા હતું! મને દરણા ખાડવાનુ કામ મળતું હતું, તે પણ હમણા બધ થયુ હતુ એટલે ભૂખે મરવાનો વખત આવ્યો હતો, પણ હું નિરાધાર શુ કરૂ? કયા જાઉ?

આખરે એક દિવસ રાત્રે હિમત કરી અમારી નાતના એક અગ્રેસર આગળ હું મદદ માટે ગઇ એ ગૃહસ્થ જ્ઞાતિમા દયાળુ, ઉદારમનનો અને ધર્માત્મા ગણાતો હતો પ્રથમ તો તેણે મારી સઘળી વાત ધ્યાનપૂર્વક સાભળી લીધી, પણ પછી એ મુઆ ભુડા મોઢાવાળા ભરાડાએ પાતે કરવાની મદદના બદલામા મારી પાસ નીચ વાસનાની માગણી કરી હું તો એ સાભળીને આશ્ચયજ પામી ગઇ, કારણ કે દુનિયામા સાધુના રૂપમા વસતા શયતાનોનો મને અનુભવ નહોતો હુ ત્યાથી મુગમાઢ ઘેર ચાલી આવી મારી બાળપુત્રી કકડા રોટલા માટે આક્રદ કરી રહી હતી, બે દિવસથી મને ખાવા મળ્યુ નહોતુ, છતા મને મારો સતીધર્મ પ્રાણથી પણ વહાલો હતો. શિયળ વચાને પટ ભરવા હુ ઇચ્છતી નહોતા બીજે દિવસ હું મારી પુત્રીને લઇ રસ્તાની ભીખારણ બની ઘેરઘેર ભીખ માગવા નીકળી,

પણ બે દિવસના ઉપવાસથી મારા શરીરમા મુદ્દલ ચેતન નહોતુ, તેથી એકાએક માર્ગમા હુ બેભાન થઇ પડી ગઇ

કેટલો સમય ગયો, એનુ મને મુદ્દલ ભાન રહ્યુ નહિ જ્યારે હુ જાગી ત્યારે મારી પાસે બે બાઇઓને બેઠેલી મે જોઇ. તેઓ નહોતી મારી જાતની કે નહોતી મારી નાતની. તેમણે સ્વચ્છ, સફેદ કપડા પહેર્યા હતા તેમના કપાળમા નહોતો કકુનો ચાલ્લો કે નહોતી ડોક–હાથમા માળા, છતા તે દયાની દેવીઓ હાય એમ સહજ કલ્પના થતી હતી, કારણુ કે તેઓ લાગણીભરી કાળજીથી મારી સારવાર કરતી હતી એક તરફ એક દાસી મારી બાળકન્યાને રમાડતી બેઠી હતી. હું એક ઉચા પલગ ઉપર સુંવાળી શય્યામા સૂતી હતી. મે આખ ઉઘાડી તે બાઇઓને પૂછ્યુ–

' હુ ક્યા છુ ? '

' પ્રભુ ક્રાઇસ્ટને શરણે ' એક ભલી બાઇએ જવાબ આપ્યો હુ એ સાભળીને શોકથી વિહ્વળ બની ગઈ મને ફરી બેભાન બનતી જોઈ એ બાઇએ કહ્યુ–

'બ્હેન ! ગભરાશો નહિ અમે તમને હજુ સુધી વટલાવ્યા નથી ફાધર જેમ્સે સખ્ત આજ્ઞા કરી છે કે તમારી ઇચ્છા જાણ્યા સિવાય તમને ખ્રિસ્તિધર્મમા પરાણે દાખલ કરવાના નથી અત્યારસુધીમા તમારી આ પુત્રીને અને તમને દૂધ સિવાય બીજુ કશુ આપવામા આવ્યુ નથી કાલે સવારે ફાધર અને મિ શેથ તમારા ગામમા ફરવા નીકળ્યા હતા, ત્યા તમે એક ઠેકાણે બેભાન અવસ્થામા મળી આવ્યા પ્રથમ તેમણે ગામના બે ત્રણ સારા હિન્દુગૃહસ્થોને બોલાવી તમારી સારવાર કરવા કહ્યુ, પણ કોઇએ તમારો જીવ બચાવવાની દરકાર ન કરી, એટલે તેઓ તમને એક ખાટલામા સુવડાવી, ચાર મજુરો પાસે ઉપ-ડાવી અહીં લાવ્યા તમે ભૂખના દુ:ખથી વ્યાકુળ બની બેભાન થયા હો એવી કલ્પના કરી અમે તમને ચમચો દૂધ આપવા માડ્યુ અને

એને પરિણામે અત્યારે તમારામા કાંઇક ચેતન આવ્યુ છે. હવે તમને કશુ દુ ખ થવાનુ નથી અમારા પાદરી સાહેબ બહુ ભલા અને પરો-પકારી છે એક બે દિવસમા તમારામા સારી શક્તિ આવે એટલે તમારે ખુશી પડે ત્યા તમે જજો. રેવરન્ડ-જેમ્સ સાહેબ આવીને દિવસમા બે વખત તમારી ખબરઅંતર પૂછી જાય છે તેઓ હમણા જ આવ્યા હતા અને કહેતા હતા કે થોડા વખતમા તમે જાગ્રત થશો, ખરેખર એમના કહેવા પ્રમાણે જ બન્યુ છે, અને અમને સતોષ થાય એવુ અમારી સેવા-શુશ્રૂષાનું સારૂ પરિણામ આવ્યુ છે'

મને એ શબ્દો સાભળી સતોષ થયો મે કહ્યુ-'બ્હેનો, તમારી તેજસ્વિતા, વાત કરવાની ઉત્તમ શૈલી, રીતભાત, પહેરવેશ, ધર્મપ્રિયતા અને દયાળુતા આદિથી સ્પષ્ટ જણાઇ આવે છે કે તમે કોઇ કુલીન કુટુમ્બમા જન્મ લીધેલો હોવો જોઇએ અને જો એમ હોય તો તમારી પાસેથી હુ એક નિરાધાર અબળા તરીકે સ્વાભાવિક દયા અને સહા-નુભૂતિ મેળવવાની આશા કરૂ તો તે અયોગ્ય નહિ જ ગણાય મને લાગે છે કે તમે પણ દુ ખના માર્યા અહી આવી ચડયા હશો અને જો મારી એ કલ્પના સત્ય હોય તો આપણે સમદુ ખિની અબળાઓ હોવાથી હુ મારૂ ઘણુ દુ ખ અહીં ભૂલી જઇશ, કારણ કે —

બને છે દર્દ કૈ ઓછુ, દર્દીને દર્દી લાગતા,
ભાગી જા દર્દમા થાતા, પોતાનુ દર્દ જાય છે

અને મારૂ દુ ખ ઓછુ થઇ જશે એટલે હુ અહીંથી ક્યાઇ જવાની નથી, કારણ કે મારે દુનિયાભરમા હવે કોઇ આપ્તજન રહ્યુ નથી તમે મારી સાચી સહાયિકાઓ છો, નિર્દય, જુલ્મી, હત્યારી હિન્દુસમાજ કરતા મને અહી વધારે સુખ મળશે, એમ આશા છે જે ઠેકાણે કકડા રોટલા માટે જીવ જવાની તૈયારી હતી, ત્યા શુ હુ પાછી મરવામાટે જાઉ ? મને અહી સાચી દયાનો વાસ જણાય છે. મને અને મારી કન્યાને હવે.. ........ ..''

હું આગળ બોલવા જતી હતી, પણ મને વચ્ચેજ બોલતી અટકાવીને તે બાઈઓમાની એકે કહ્યું -" બ્હેન ! તમે વધારે બોલશો નહિ હજુ તમારામા ઘણી નબળાઇ છે અમારા વિષે તમે જે કલ્પના કરી છે તે સત્ય છે, પરંતુ અમારા જીવનવૃત્તાન્તને સવિસ્તર કહી સંભળાવવા માટે અત્યારનો સમય અનુકુળ નથી, કારણ કે તમારી તબિયત હજુ ઘણી નરમ છે ભવિષ્યમા કોઇવાર અનુકુળ પ્રસંગ આવશે તો તે વખતે અમારા જીવનના રહસ્યને તમે જાણી શકશો"

તે બાઇઓ એટલું કહી ત્યાથી જવા લાગી મે તે વખતે તેમની જીવનકથા જાણવાનો દુરાગ્રહ પણ ન કર્યો.

ધીમે ધીમે મારા શરીરમા સ્ફૂર્તિ આવવા લાગી હવે હુ ઓરડાની બહાર નીકળવા માડી. તે એક નાનુ ગામડુ હતું. ઘરો બધા એક સરખી બાંધણીના અને ઘાટીલા હતા રસ્તાઓ તો એવા ચોખ્ખા હતા કે સઘળે દર્પણ જેવુ સ્વચ્છ દેખાતું હતું એઠવાડ કે ગંદકીનુ ક્યાંઈ નામ નહોતુ પુરુષો અને સ્ત્રીઓ બધા કેળવાએલા હતા તેમના બાળકો ચોખ્ખા અને નિરોગી જણાતા હતા ગામની એક દિશા તરફ નિશાળ હતી, અને બીજી દિશા તરફ દવાખાનુ હતુ વચ્ચોવચ્ચ એક સારૂ દેવળ હતુ, એમા ગામના સ્ત્રીપુરુષો પ્રાર્થના કરવા એકઠા મળતા સહુ એક જ ધર્મ પાળતા અને એક જ જાતિના હોય તેમ વતતા અહી કોઇને સ્પર્શ કરવાથી કોઇ અભડાઇ જતું નહિ, કે કોઇનુ અન્ન ખાવાથી કોઇ વટલાઈ જતું નહિ ! એક તરફ પાદરી સાહેબનો બંગલો હતો અને તેની આગળ નાનકડો બાગ હતો લોકોના સાર્વજનિક ઉપયોગ માટે એક બીજો બગીચો ગામની ઉગમણી દિશાએ બનાવ્યો હતો

આ ગામ અમારા ગામથી એક ગાઉ દૂર હતુ, પણ મે તે કદી જોયુ નહોતું, કારણ કે 'ત્યા જવામા પાપ છે,' એમ અમારા લોકો કહેતા હતા. અમે એને 'વિશવાશી' નુ ગામ કહેતા. રેવરંડ

જેમ્સ સાહેબે હિન્દુસમાજના પછાત વર્ગોના ઉદ્ધાર સારૂ અને પોતાના ધર્મના ફેલાવા માટે હજારો ગાઉ દૂરથી આવી એ 'મિશન' સ્થાપ્યુ હતુ.

આઠ દિવસમા તો હુ ઘણા માણસોના પરિચયમા આવી ગઇ. ખાસ કરીને મારી તે બે પરિચારિકાઓ કે જેમના નામ જેનબાઇ અને મરિયમ હતા, તેમની સાથે મારો ગાઢ સ્નેહ બધાઇ ગયો. અમે જાણે બહુ દિવસના પરિચિત હોઇએ, એમ અમારા હૃદય એક થઈ ગયા.

એક દિવસ બપોરના સમયે હુ મારા ઓરડામા બેઠી હતી જેનબાઇ મારી પાસે બેઠી બેઠી એક પુસ્તક વાચતી હતી તેનો ચહેરો સ્વાભાવિક રીતે દયામણો હતો. આજે મને તેના પૂર્વજીવનની વાત સાભળવાની ઇચ્છા ઉદ્ભવી અને મે તે તત્કાળ તેની પાસે પ્રકટ કરી

જેનબાઇ આખોમા આસુ લાવી દીનસ્વરે બોલી:- "બ્હેન ! એમા ખાસ જાણવા જેવુ કાઈ નથી ભાગ્યરેખાની કુટિલતાથી અને આપણી સમાજની નિર્દયતાથી મારી પણ તમારા જેવી જ દશા થએલી છે સમાજને જ્યાસુધી સાચી દયાનો સિદ્ધાન્ત સમજાશે નહિ, ત્યાસુધી આપણા જેવી અનેક સ્ત્રીઓને આવી સસ્થાઓ આશીર્વાદ સમાન થઇ પડવાની' જો કે આ સસ્થામા પણ કેટલીક કુરીતિઓ છે 'ઉજળુ એટલુ દૂધ' અને 'પીળુ એટલુ સોનુ' ક્યાઈ હોતું નથી, તમે તે ધીમે ધીમે બધુ જાણી શકશો, પણ જો સમાજમા નિરાધાર સ્ત્રીઓ માટે આશ્રયનું સ્થાન હોત તો શુ હું કે તમે અહી આવી ચડયા હોત? સમાજની બેદરકારીને પરિણામે જ મારી આ દશા થએલી છે મારી આત્મકથા કેવળ દુ ખ અને શોકથી ભરેલી છે, છતા તે સાભળવાની તમારી ઇચ્છા છે, તો ખુશીથી સાભળો હુ તે ટુકામા કહી સભળાવુ છુ

એ બાઇએ ફરી એક દીર્ઘનિશ્વાસ મૂકી પોતાની આત્મકથા નીચે પ્રમાણે શરૂ કરી.

× × × ×

આઠ વર્ષ પહેલાની આ વાત છે કાળ વર્ષની ગણના કરવા ઉભો રહેતો નથી, પણ એ બનાવ જાણે હમણા જ બન્યો હોય એમ મને લાગે છે હું એ વખતે પદર વર્ષની હતી સંસારનો 'તડકો છાયો મે જરાએ જોયો નહોતો, પણ 'જન્મદુખી તે જગદુખી' એ કહેવત અનુસાર હું જન્મની દુખીઆરી હોવાથી મારા ઉપર એટલી નાની ઉમ્મરમા દુખનો ડુગર ઢળી પડયો હતો!

આજકાલ જ્યા જોઇએ ત્યા હિન્દુસ્થાનના લોકો પરતત્રતાની બૂમો પાડે છે, પણ ગભીરભાવે સમાજ તરફ દૃષ્ટિ ફેરવતા, ન્યાયને ખાતર સહુએ કબુલ કરવુ પડશે કે આપણા કર્મોને લીધે જ આપણે પરતત્રતામા સબડીએ છીએ હિન્દુસસારમા જ્યાસુધી સ્ત્રીઓને યોગ્ય સ્વતત્રતા આપવામા આવશે નહિ, ત્યાસુધી કેવળ પુરુષોને સ્વતત્રતા આપી દે અને તેમની ગુલામી ટાળી દે, એવો પરમેશ્વર દીવાનો નથી!

આજકાલ આ સમાજમા દભને નામે જેટલો વ્યવહાર ચાલે છે, તેટલો બીજા કશાને નામે ચાલતો નથી પુરુષો એક સ્ત્રી જીવતી છતા બીજી પરણે, પરણેલી સ્ત્રીને અન્યાય આપી વેશ્યા રાખે, એક પત્ની મરણ પામતા તેની સળગતી ચિતા પાસે બીજી સ્ત્રીનુ નક્કી કરે;— આ સઘળુ ધર્મ અનુસાર ગણાય પણ નિર્દોષ, બાળવિધવા જાહેર-રીતે પુનર્લગ્ન કરવા ઇચ્છે, તો આર્યસસ્કૃતિનુ ખૂન થઇ જતું આ-પણા 'ધર્મપ્રિય' પુરુષોને લાગી આવે! આ ક્યાનો ન્યાય? આવો અયોગ્ય ભેદભાવ જ આ દેશને પરતત્ર રાખે છે

સ્ત્રીઓની દશા સમાજમા કેવી વિચિત્ર છે? અનેક પુરુષો રસ્તે ચાલી જતી તરુણ સ્ત્રીઓ ઉપર ખરાબ દૃષ્ટિ કરવાને સ્વતત્ર

છે, પણ તેમની સ્ત્રીઓ, બ્હેનો અને માતાઓને તેઓ ઉંચી આંખ પણ કરવા દેવાને નારાજ છે સ્ત્રી કોઇ અજાણ્યા પુરુષ સામે નિર્દોષ દૃષ્ટિથી જુએ, અથવા વાત કરે, અગર ટ્રેનમા કે માણસોની ભીડમા અજાણ્યે સ્પર્શ કરે તો તેમના 'ધર્મપ્રાણ' પુરુષોને આખો ધર્મ રસાતળમા જતો લાગી જાય છે! પુરુષ ગમે તેટલો દુરાચારી હોય, પણ તેની 'ઘરવાળી' એ તો સીતા અને સવિત્રીને પગલે ચાલવુ જોઇએ! 'નરભ્રમર' ને ગમે તેટલી ઉમ્મરે, ગમે ત્યા નિરંકુશ પાશવ વિહાર કરવાની આદત હોય તે ચાલી શકે, પણ એક બાળવિધવાથી ફરી સસારમા જોડાઇ શકાય નહિ! સાઠ વર્ષનો બુઢ્ઢો સાતમીવાર 'ઘોડે ચડે' તે ધર્મ! પણ બાળવિધવા સારા વસ્ત્ર પહેરે, કપાળમા ચાલ્લો કરે, માથે વાળ રાખે, હાથે ચુડી પહેરે-તો ધર્મનું મોટુ ખૂન!! ધર્મ અને પવિત્રતા એ એક એવો વિષય છે કે ઇશ્વરે તેનો કોઇને ઇજારો લખી આપ્યો નથી સહુની તેના ઉપર સ્વતંત્ર માલિકી છે ખોટા દુરાગ્રહથી તેનુ પાલન કદી થઇ શકતું નથી પુરુષો પોતાને મનગમતા ફરમાનો સ્ત્રીઓને માટે રચી આપે અને પોતાના 'પુરુષત્વ' ની 'સત્તા' ના મદે તે તેમની પાસે પળાવે-એના જેવી બીજી શયતાનીયત શી હોઇ શકે?

અસખ્ય હિન્દુપતિઓ પોતાની પત્નીઓ પ્રત્યે અમાનુષી વર્ત્તન ચલાવે છે, અને તેમને વગર ગુન્હે એકાતવાસની સજા કરી તેમના રૂપ સૌન્દર્ય પ્રત્યે વહેમની નજરે જોયા કરે છે, એ શુ ઓછી પાશવતા છે? આપણું સ્ત્રીઓનુ જાણે પૃથક્ વ્યક્તિત્વ જ ન હોય અને આપણને લાગણી કે વિચારશક્તિ ઇશ્વરે જાણે આપી જ ન હોય, તેમ સસારના પ્રત્યેક કાર્યમાથી આપણુ સ્વાતંત્ર્ય નષ્ટ કરવામા પુરુષો પોતાની 'બહાદૂરી' સમજે છે, પણ તેઓ નથી સમજતા કે તેમની એવી સામાજિક નીચતાથી તેઓ પોતે પોતાના સુખ અને સ્વાસ્થ્યની ભયકર કબર ખોદી રહ્યા છે! આપણને પરતંત્ર વિલાસી 'પુતળીઓ' બનાવવાથી પુરુષોના બળવીર્ય કેવા ઘટી ગયા

છે? પ્રાચીન વીર પૂર્વજોના જેવુ શારીરિક કે માનસિક બળ તેમનામા રહ્યુ છે? તેઓ દિવસે દિવસે નિર્બળ થઇ દુનિયાને ભારરૂપ જીવન ગાળતા શુ નથી જણાતા? સ્ત્રીઓ ઉપરનો તેમનો અત્યાચાર તેમને ક્ષયના માર્ગ તરફ ઘસડી જાય છે। જે સમાજમા પુરુષોની આપખુદ સત્તા હોય, જે સમાજમા બાર વર્ષની બાળા ઉપર માતૃપદ લાદવાની ગોઝારી પદ્ધતિનો અમલ હોય, જે સમાજમા કુળનો 'વંશવેલો' લબાવવા માટે ત્રણ ત્રણ, ચાર ચાર પત્નીઓના પાણત્રવિહારનો હયારો રિવાજ હોય અને પવિત્રતા જાળવવાનો હવાલો બાળવિધવાને શીરે સોપવામા આવતો હોય તે સમાજમાથી આપણા જેવી નિરાધાર રાંક સ્ત્રીઓ અન્ય સમાજમા આમ ધકેલાઇ જાય, તો તેમા શુ ખાસ આશ્ચર્ય પામવા જેવુ છે?

હુ પણ તમારી પેઠે દુર્દશા ના યોગથી જ આ સંસ્થામા આવી ચડી છુ મારો જન્મ એક સાધારણ કુટુબમા થયો હતો મને જન્મ આપીને મારી માતા સ્વર્ગે સિધાવી ગઇ હતી મારા પિતાએ તે પછી પુત્રોત્પત્તિ કરી પુન્ નામના નરકમાથી તરવા સારૂ બીજીવાર લગ્ન કર્યું હતું। મારી નવી માતા બહુ ઇર્ષ્યાળુ સ્વભાવની હતી 'શોક્યની છોકીને સાચવવા કે ઉછેરવા હુ જરાય બધાએલી નથી,' એમ તે સહુને કહેતી અને તેણે કર્યુ પણ એમ જ હતું મને તેણે પોતાની પાસે રાખી ઉછેરી નહોતી, આથી બાલ્યાવસ્થાના દિવસો મારે મારા મોસાળમા વ્યતીત કરવા પડયા હતા હુ ન્હાનપણમા ત્યા થોડુ વાચતા અને લખતા શીખી હતી પાછળથી આ સંસ્થામા આવ્યા પછી મે મારો અભ્યાસ વધાર્યો છે આપણા દેશની હમણાની કેળવણી નથી યોગ્ય પતિઓ ઉત્પન્ન કરતી કે નથી યોગ્ય પત્નીઓ ઉત્પન્ન કરતી, છતા જ્યાસુધી બીજી કાઈ વ્યવસ્થા ન થાય ત્યાસુધી એવી અક્ષરજ્ઞાનની કેળવણી પણ ઠીક છે, એમ હુ માનુ છુ

અગીઆર વર્ષની ઉમ્મરે મારૂ લગ્ન કરવામા આવ્યુ લગ્ન 'પ્રાણવિકાસનુ' વ્રત ગણાય છે, પણ એ લગ્નથી મારો શો વિકાસ

થયો હતો વારૂ ? મારા પતિદેવ પુરા પચ્ચાસની ઉમ્મરના હતા. હું તેમની ત્રીજીવારની સ્ત્રી હતી. મારી આગલી શોક્યોથી તેમને બે પુત્ર અને બે પુત્રીઓની બક્ષિસ મળેલી હતી, છતા તેઓ પોતાની પાશવ વાસના-નાની તૃપ્તિમાટે મને ખરિદી લાવ્યા હતા. તેમનુ શારીરિક સ્વાસ્થ્ય બહુ સારૂ નહોતું, પણ લાબી કુટેવોથી દૃઢ થએલી વિષયલોલુપતાએ તેમને લગ્ન કરવા લલચાવ્યા હતા

અમારી નાતમા એવા અયોગ્ય લગ્નો સામે કોઇ પ્રતિબધ ન હોવાથી, અને મારા પિતાએ પણ મોટી ઉમ્મરે દ્વિતીયલગ્ન કરેલું હોવાથી મારા એ લગ્ન ઉપર કોઇએ ટીકા કરી નહોતી હુ નાની હતી, પણ મારૂ શરીર જરા 'ઉકલતુ' હોવાથી " આ દેશની ગરમ હવા " ના 'અકસ્માત' માથી બચાવી લેવા મારા પિતાએ મને 'વેચી' દીધી હતી હું પરણી નહોતી, પણ વેચાઇ હતી સમાજ-મા બજારૂ ચીજોની પેઠે કન્યાઓના વેચાણ થવાની વાત કોણ નથી જાણતુ ? હું મારા મોસાળીઆઓને ત્યા રહેતી હતી, એટલે તેમને પણ " સાપનો ભારો " સાચવવાની જોખમદારીમાથી છૂટવુ હતું આમ મારા બન્ને પાલકવર્ગની 'કાળજી ભરેલી અનુકપાથી' હુ અગીઆર વર્ષની ઉમ્મરે પત્નીપદ મેળવી શકી ! મારી બ્હેનપણી-ઓને મારા એ પદની ઇર્ષ્યા આવતી હતી અને હુ પણ–

ઉડીને આવતો આવે નવો સસાર દેખતી,
રમ્યતા જોઇને એની ઝીલવા તલસી રહી

નિર્ઝરિણી

મારી નસેનસમા એ વખતે યુગયુગજૂની સ્ત્રીજાતિની પરાધિનતા અને ગુલામગીરીનુ રક્ત દોડતું હતુ 'દીકરી ને ગાય, જ્યા દોરે ત્યા જાય' એ માન્યતા પરાપૂર્વથી હિન્દુકન્યાના મગજ ઉપર લાદવામા આવેલી હોવાથી, મારા વડિલો જ્યા મને દોરે, ત્યા મારે દોરાવુ, એને હુ મારો 'ધર્મ' માનતી હતી અને કેમ ન માનુ ? સસારમા

પુરુષોએ પોતાના સ્વાર્થની સિદ્ધિને માટે રાક્ષસી જાળ એવી કુશળતાથી પાથરી છે કે આપણે સ્ત્રીઓ એ જાળમા ધર્મના નામે સદીઓથી ફસાઇએ છીએ અને તરફડીએ છીએ! પણ હવે આપણે ચેતવુ જોઇએ અને સ્ત્રીસમાજને બજારની વસ્તુ સમજી ખરિદવા ચાહતા પુરુષવર્ગને આપણું 'વ્યક્તિત્વ' બતાવી આપવુ જોઇએ.

હું પરણીને સાસરે ગઇ મારા વૃદ્ધ 'પરમેશ્વર'ને 'છેલ્લી અવસ્થાએ' લયલા મજનુના લ્હાવા લેવાની તાલાવેલી લાગી હતી, પણ હું તો એમનુ કરચલીઓમિશ્રિત, ધોળી ધોળી મૂછોવાળુ મોઢુ જોઇને જ ડરી જતી હતી પ્રથમ રાત્રિનું એમનુ પશુત્વ જોઇને મને એમના ઉપર જે અપાર તિરસ્કાર આવી ગયો હતો તે અદ્યાપિ ગયો નથી! મે એ વખતે એક કરુણ ચીસથી દિશાઓને ભેદી નાખી હતી! 'ઓ, મા રે!' કહી મારી મરનાર માતાને યાદ કરી હતી! અને 'મને છોડો! હુ તમને પગે લાગુ!' કહી મારા એ 'આ લોકના પ્રભુને' વિનવણી કરી હતી, પણ અફસોસ! મારી એ બધી કરુણ ચીસો અને વિનતિઓ વ્યર્થ ગઇ હતી! મારી મદદે કોઇ આવી શક્યુ નહોતું! અને આવે પણ કોણ? એક હિન્દુ સ્ત્રી ઉપર તેનો માલિક વંશવેલો રાખવા 'ઇશ્વરી હક'નો અમલ કરતો હોય, ત્યા અન્યને તે અટકાવવાનો ક્યા રિવાજ છે? અજ્ઞાન બાળાઓ ઉપર એવા રાક્ષસી બળાત્કારો હજારો વર્ષથી થતા આવ્યા છે અને તેમની કરુણ ચીસોથી આ દેશમા રાત્રિની શાતિ ભેદાતી રહી છે! બહેરી દુનિયાએ તે સાભળવાની કદી દરકાર કરી નથી

હુ જે વખતે એ ઓરડામા ભયથી થરથર ધ્રુજતી હતી અને કરુણ શબ્દે આક્રંદ કરતી હતી, તે વખતે બહારના ખડમા મારી પહેલી ગૉક્યની બે પુત્રીઓ જેમની ઉમ્મર એ વખતે અનુક્રમે ત્રીસ અને સત્તાવીસ વર્ષની હતી અને જેઓ પોતાના પિતાના લગ્નસમારભમા ભાગ લેવા પોતપોતાના બાળબચ્ચાઓને લઇને આવી હતી, તેમની વચ્ચે નીચે પ્રમાણે વાત થતી મારા સાભળવામા આવી

મારી દુઃખવેદનાના શબ્દથી નાની બ્હેને મોટીને પૂછ્યુ –"બ્હેન ! આ નવી કેમ ચીસો પાડે છે?"

"આજે પહેલો દિવસ છે, માટે !"

"કદાચ મરી જશે તો ?"

"એમ કોઇ મરી જાય છે ? એ તો હોય ! સંસાર એમ જ ચાલે !"

મે પણ 'સંસાર આમ જ ચાલતો હશે,' એમ માની એ વખતે આંખોમાંથી આંસુ વહાવ્યાં ! હિન્દુ સ્વામીનાથને અકાળે જુવાનીમાં 'ભરતી' આવે, ત્યાં અનાથ બાળાને રડવા સિવાય બીજો શો ઇલાજ જડી આવે ? બાળ પત્નીઓની કીકીયારીથી અને કરુણ રવથી અહીંનું વાતાવરણ કંપી ઉઠ્યું છે, છતાં હિન્દુઓના કાળજા હજુ ધડકતા નથી ! બાર વર્ષની બાળા ઉપર અકાળે ગોઝારૂં 'પત્નીપદ' લાદવામાં જ સનાતન ધર્મની 'સંસ્કૃતિ' ટકી રહેતી હોય એમ તેમને લાગે છે ! !

મારા પિયરમાં સાવકી માતા હોવાથી મારા માટે સ્થાન નહોતું અને મારા મોસાળમાં પણ 'હાથી રાજદરબારે અને દીકરી સાસરે' ગણી મને કોઇ આવકાર આપે તેમ નહોતું, એટલે મારે પતિદેવનું ઘર જ સર્વ કાંઇ હતું. મે ત્યાં કેટલા દુઃખમાં દહાડા કાઢ્યા, તે ગણાવા બેસું તો પાર આવે તેમ નથી. મારા પતિના ત્રાસથી હું ઘણીવાર સંતાઇ જતી, પાડોશીને ત્યાં છૂપાઇ રહેતી, પરંતુ આખરે મને તેઓ ખોળી કાઢતા અને બાળપત્નીને લલચાવવા, તેમજ વશ કરવાના ઉપાયો-સામ, દામ, ભેદ અને દંડ, એ ચારેય-નો તેઓ ઉપયોગ કરતા.

એક વખત હું અમારા ઘરમાંની અનાજ ભરવાની મોટી ખાલી કોઠીમાં ભરાઇ રહી હતી અને ત્રણ દિવસ સુધી ભૂખી ને તરસી તેમાં પડી રહી હતી ! જો કે મને એ ઘરમાં તે વખતે સાસુનણંદનો સંતાપ નહોતો, ખાવાપીવાનું કે પહેરવા ઓઢવાનું દુઃખ નહોતું, પરંતુ હું મારા પતિની પાશવતાથી ભય પામી રહી હતી.

સ્ત્રી જાતિનો જો કોઇ મોટામાં મોટો શત્રુ હોય તો તે ભય છે ભયની અસર એટલી બધી વિવિધતાવાળી અને વ્યાપક છે કે સ્ત્રીઓના શરીર ઉપર તેનું માઠું પરિણામ સહજમા આવી જાય છે સ્ત્રીને વશમા લાવવાની સાથે જ ભયમા રાખવાનો સમાજનો એક હત્યારો રિવાજ પડી ગયો છે પતિ, સાસુ સસરો, નણંદ વગેરે સર્વ કોઇ વહુને દાબમા–ભયમા રાખવા મથે છે અને સ્ત્રીઓ એવા ભયથી દુખમા કૃશ થઇને ધૈર્ય, સાહસ નિડરતા વગેરે ગુણોને ત્યજી બેઠી છે અંધ સમાજની આંખ હજુએ તે તરફ ક્યા ઉઘડે છે? સ્ત્રીઓના માન, તેજ, ઓજસ્ હણી નાખવાનું આ સમાજ જ્યા સુધી ચાલુ રાખશે, ત્યા સુધી તેનો કદી ઉદ્ધાર થવાનો નથી! જેના સામાજિક જીવન ભયંકર સડાથી ભરપૂર છે, જેના શરીરબળ બ્રહ્મચર્યના અભાવથી પચ્ચીસ–ત્રીસ વર્ષની વયમા ખલાસ થવાની અણી ઉપર આવ્યા છે, જેના મનોબળ સ્વમાન અને સ્વાશ્રયના અભાવે શિથિલ બની ગયા છે, અને જેના કુટુંબબળ દ્વેષ, ઇર્ષ્યા અને કુસંપને લીધે અવનત દશાએ પહોંચ્યા છે, તે સમાજને આ પૃથ્વી પટ ઉપરથી ફના થઇ ગયા સિવાય બીજો કોઈ હવે આરો જ નથી!

દુખનું ઓસડ દહાડા! ધીમે ધીમે હુ એ દુખમા ટેવાઇ ગઇ! મારા લોહી તરસ્યા પતિને મારૂ શરીર જોઇતું હતુ, પણ મારા આત્મા ઉપર તેમને સ્વામિત્વ સ્થાપવાની ઇચ્છા ન હોતી અને જેની ઇચ્છા ન હોય તે કદી મળી શકે ખરૂ? મે મારા એ 'માલિક'ને મારા આ રક્તમાસથી ભરેલા દેહનુ બલિદાન આપ્યુ

હિન્દુસ્થાનમા સ્ત્રીને સસાર ચલાવવા માટે લાયક ગણવાની ઉંમ્મર જો કે કાયદાએ બાર વર્ષની ઠરાવી છે, પણ બાર વર્ષની બાળાને માતા બનાવવાના રિવાજે તરૂણ પેઢીનુ કેટલુ નુકશાન કર્યું છે; તેનો કોઇએ વિચાર કર્યો છે? મારૂ શરીર એ 'સ્વામીસુખથી' અકાળે શોષાઈ ગયુ! જે ઉમ્મરે હું હૃષ્ટપુષ્ટ હોવાની આશા રાખુ,

તે ઉમ્મરે હું નિસ્તેજ બની ગઈ મારા પતિ મારી સાથેના ચાર વર્ષના ગૃહસ્થાશ્રમ પછી સ્વર્ગે સિધાવી ગયા. હુ પદર વર્ષની ઉમ્મરે વિધવા થઇ ! સમાજની નજરે અભાગિની ગણાઇ !!

મારા દુ ખની એ વખતથી એક નવી શરૂઆત થઈ આપણા સમાજમા વિધવા ઉપરનો જૂલમ નાદીરશાહ અને રશિયાના ઝારના જૂલમ કરતા વધારે અસહ્ય છે એ વાતથી હવે કોણ અજ્ઞાત છે? હુ આ દુ ખની ઝીણી ઝાણી વિગતોમા ઉતરીને મારૂ આ દુર્દશામય આત્મકથન અધિક લબાવવા ઇચ્છતી નથી આ સમાજના કેટલાક અનિષ્ટ બધનો એવા સખ્ત છે કે એની સામે થનારામા સત્યાગ્રહ અને બડના લાગણી અવશ્ય હારી ઘટે છે જ્યાસુધી દેશના યુવક, યુવતીઓમા અહીના સામાજિક સસ્થાને આદર્શ, પવિત્ર બનાવવાની સાચા ધગશ નહિ ઉદ્ભવે, ત્યા સુધી રાજકીય સુધારણાની અને દેશના ઉદ્ધારના વાતો હવાઇ કિલ્લા જેવી સમજવી.

સ્વતત્ર ગૃહિણી વિના સ્વતત્ર ઘર નથી, સ્વતત્ર ઘર વિના સ્વતત્ર કુટુબ નથી, સ્વતત્ર કુટુબ વિના સ્વતત્ર જ્ઞાતિ નથી, સ્વતત્ર જ્ઞાતિ વિના સ્વતત્ર સમાજ નથી અને સ્વતત્ર સમાજ વિના સ્વતત્ર દેશ નથી, માટે દેશને સ્વતત્રતા અપાવવા મથતા અગ્રેસરોએ પ્રથમ સમાજના પ્રશ્નો હાથ ધરી તેમા ઉચિત સુધારા કરાવવા મથવુ જોઇએ બાળલગ્ન, વૃદ્ધલગ્ન, ફરજિયાત વૈધવ્ય, બહુપત્નીત્વ વગેરે અનેક બદીઓ આપણા પતનને માટે જવાબદાર છે, પરતુ હજુ દુર્ભાગ્યની વાત એ છે કે પ્રજાના મોટા ભાગને ગળે તે વાત ઉતરતી નથી, અને જેમને ગળે ઉતરે છે, તેમનામા તે બદીઓ સામે થવા જેટલુ મનોબળ નથી ! આ દુ ખની વાત કોની આગળ જઇને કરવી ?

અહીની સામાજિક પ્રણાલિકામા એ બદીઓ 'ધર્મ'ને નામે ઘુસી ગઇ છે. જ્યારથી આ દેશમા ધર્મને સકુચિત ગણવામા આવ્યો, અને રિવાજ માત્રને ધર્મના નામે વળગી રહેવાનુ આપણને ફરમાન

થયું, ત્યારથી આપણું જીવન પતનની દિશામાં વધુ ને વધુ ગતિ કરતું રહ્યું છે! આપણા કુટુંબી જનોએ દયા અને ધર્મને નામે આપણને 'શેર અન્ન' પણ આપ્યું હોત, તો શું આપણે આ સંસ્થામાં આવ્યા હોત? અને આપણે આપણા જીવથી પણ અધિક વહાલો હિન્દુ ધર્મ છોડયો હોત?

સમાજમાં સ્ત્રીની પદવી જ હલકી મનાય છે, ત્યાં પછી વિધવાની હીનદશાના શા ચિતાર આપવા? ઘેર ઘેર વિધવાપિંડનના હત્યારા દૃશ્ય નજરે પડે છે. હું પણ રાંડયા પછી એ જૂલમી ચરખામાં પડી! મારે માથે મારી શોક્યના બન્ને પુત્રો તથા પુત્રવધૂઓએ સિતમ ગુજારવા માંડયા. દેહલગ્નની વિધવાને ફરજિયાત 'ખૂણો' પાળવાની ફરજ માથે આવી પડી. પોતના મરણ પછી એક વરસ સુધી વિધવાને ખૂણો પાળવાનો જે હત્યારો, જૂલમી રિવાજ છે, તેનું વર્ણન કોઈ કવિની લેખનમાંથી કેમ ઉતરતું નથી? મને લાગે છે કે આ નિસ્તેજ સમાજે લેખકોને અને કવિઓને બંડખોર થવાને બદલે બાયલા બનાવ્યા છે! આ પતિત સમાજમાં અત્યારે દંભ એ જ 'ડહાપણ' ગણાય છે અને દંભ એ જ ધર્મ મનાય છે. ધર્મને ખાતર ધર્મ પાળનાર કોઈ નથી, પણ દંભ તરીકે પાળનાર અનેક છે. આ એક મલિન મનોદશા છે. ઘણા દંભી સ્ત્રી પુરુષો પોતાની નબળાઈ છૂપાવવાના સાધન તરીકે ધર્મને વાપરે છે. હિન્દુસમાજમાં ધર્મ એક 'દુનિયા દારીના ડહાપણ' રૂપે અત્યારે વ્યાપી રહ્યો છે.

જ્યાં માનવજીવન ટૂકડા રોટલા માટે નષ્ટ થઈ જતું હોય, જ્યાં સમાજના એક પણ વ્યક્તિ મુઠીભર અનાજ વિના તરફડતી હોય, ત્યાં ઇશ્વરને 'છપ્પનભોગ' ધરાવવા, એ પાપ છે. જ્યાં મનુષ્યને પહેરવા માટે એક કપડાની જોગવાઈ કરી શકાતી નથી, ત્યાં મંદિરોની મૂર્તિઓને 'વાઘા સજાવવા' એ ખુલ્લો રાક્ષસી દંભ છે! હજારો મનુષ્યો ઘરબાર વિનાના તરૂતલવાસથી ચલાવી લેતા હોય, ત્યાં મોટા દેવમંદિરો ચણાવવા, એ સામાજિક અત્યાચાર છે. જે સમાજમાં માણસો

ધર્મ કે સદ્‌ગુણને સમાજના ભયની ખાતર પાળતા હોય, તે સમાજને વરૂના જેવી નિર્દયતાથી પીખી નાખવી એ જ હવે તો પુણ્યકાર્ય છે શુ ધર્મ એટલે દેવદર્શન, વ્રત, ઉપવાસ, મૂર્તિઓના ઠાઠ, હીંડોળા, પારણા, છપ્પનભોગ કે કથાકીર્તન છે ? જો એ જ ધર્મ હોય તો એવા ધર્મની આ સમાજને હવે જરાય જરૂર નથી એવા સકુચિત ધર્મનો જલદી વિનાશ કરવા તત્પર થવુ એ સામાજિક પુણ્ય છે સડી ગએલી સસ્થાઓ કે પ્રણાલીઓને ષ્ના કરી દેવી, એ સામાજિક ફરજ છે મનુષ્ય સ્મશાનની શાતિથી જીવે તેના કરતા તે મરી ફીટે એ હજાર દરજ્જે સારૂ છે

હુ રાડી એટલે સમાજની દૃષ્ટિએ મહાન્ ગુન્હેગાર ગણાઈ ! મગળ કાર્યોમા અને શુભ પ્રસગોમા ભાગ લેવાનો મારો હક્ક ગયો ! હું અપશુકનીઆળ ઠરી ! સમાજમા અને ઘરમા મારો વગર વાકે તિરસ્કાર થવા લાગ્યો મે એ ઘરમા કેવી કેવી યત્રણાઓ વેઠી, એ બહુ લાબો ઇતિહાસ છે મારે એ યત્રણાઓને પરિણામે તે ઘર છો-ડવુ પડયુ ત્યારે માથે અનેક અપવાદો અને કલકો આવ્યા મારા જીવનની શુદ્ધતા અને પવિત્રતા ઉપર લોકો સદેહની નજરે જોવા લાગ્યા કેટલાક માનવશયતાનોએ તો મને પ્રલોભનમા ફસાવવાના અખતરા પણ કરી જોયા, પરતુ મને પુરુષ જાતિ ઉપર એક જાતનો એવો તિરસ્કાર આવી ગયો હતો કે જેને લીધે હુ કયાઈ પણ ફસાઇ નહિ મે એ ઘરનો અને સમાજનો ત્યાગ કર્યો છે, પણ મારા સ્ત્રીત્વને મે કલકિત થવા દીધુ નથી લાગણીઓ સામે યુદ્ધ કરીને મે મારી પ-વિત્રતા જાળવી છે

ચાર ચાર વખત લગ્નના 'લ્હાવા' લઈને સ્મશાનમા સૂતેલા એક પુરુષની પાછળ મારે હવે જીદગી ખારી કરવાની હતી મને કોઈ ચાહે તે પાપ મનાતું હતુ મારા જીવનમા આશા નહોતી, ઉત્સાહ નહોતો, ભાવી સુખનુ સ્વપ્ન નહોતું મારે ભૂતકાળના મધુર સ્મરણો નહોતા, વર્તમાનમા દુ:ખનો દવ હતો અને ભવિષ્ય અધકારમય હતું.

હુ યમરાજાને વારંવાર પ્રાર્થના કરતી, પરંતુ વિધવાને કર્મે મોત પણ ક્યા સહેલુ પડયુ છે? બચપણથી જ 'ડાહી દીકરી'ને નામે મારામા ગુલામગીરી સીંચી સીંચીને ભરવામા આવી હતી મારા વૃદ્ધ પતિએ ગુલામીના બંધન તોડવાની દરકાર કરી નહોતી, અધુરામા પુરૂ મારા ભાગ્યના શ્યામ આકાશ ઉપર કાયમને માટે કાળી રાત છવાઇ ગઇ, ભવિષ્યના ઉજાસની આશા રહી નહિ. મારૂ જીવન સમાજે નિરર્થક ગણ્યુ અને નિરાશાના ભયંકર અંધારી ખાઇમા નાખી દીધી! નિર્દય સમજે પડતા ઉપર પાટુ મારી પછી એક વિલક્ષણ ભયંકર અટ્ટહાસ્ય કર્યું! અફસાસ!!

હું તે પછી અનેક દુખો વેઠતી, રખડતી, રઝળતી અહીં આવી ચડી. આ મિશનરીઓ પ્રેમ અને સહાનુભૂતિ બતાવવામા ક્યા કાચા છે? તેમણે મને આશ્રય આપી ખૂબ સદ્‌ભાવ બતાવ્યો, અને મે પણ સડેલા સમાજમા પાછા જવા કરતા અહીં રહી આદર્શ સાત્વિક જીવન જીવી આયુષ્ય પુરૂ કરવાનો નિશ્ચય કર્યો હુ તે દિવસથી હિન્દુ સમાજના મૃત્યુઘંટના ભણકાર સાભળતી અહીં રહું છુ

મે આ વાત કોઇને આજ સુધી કદી કરી નથી, પણ આજે તમારા આગ્રહથી તે તમને કહી સંભળાવી છે સમાજમા રોજ જે ઘેર ઘેર બન્યા કરે છે, તેનાથી તેમા વિશેષ કાઇ નથી! સ્ત્રીઓને ગુલામીની ચક્કીમા પીસી નાખનારી હિન્દુ સમાજના પાપ હવે પુરા થઇ રહ્યા છે અને નજીકના ભવિષ્યમા જરૂર કાઇક ઉચિત ફેરફાર થવાની આશા છે પ્રભુ એ આશા પૂર્ણ કરશે, એવો મને વિશ્વાસ છે.

બ્હેન, તમે જરા પણ નિરાશ ન થશો તમારા હૃદયની ગ્લાનિ દૂર કરવા માટે જ મે આ મારી આત્મકથા તમારી આગળ પ્રકટ કરી છે મારી પંડિતાઇ બતાવવાનો તેમા જરા પણ હેતુ નથી, છતા સમાજ તેમાથી ધડો લે, એવા આપણા સદ્‌ભાગ્ય ક્યાથી હોય?

\+ + + +

આ પ્રમાણે છેવટે એક દીર્ઘ નિશ્વાસ મૂકી એ બાઇએ પોતાની આત્મકથા પૂરી કરી મને એ સાભળીને મારૂ દુખ વિસારે પડ્યુ. કેવી ભલી અને સહનશીલ તે બાઇ ! એની પવિત્રતા, સ્વાર્થત્યાગ અને કોમળ લાગણીઓનો વિચાર કરતા સ્ત્રીજાતિના કેટલાક ઉત્કૃષ્ટ ગુણો સાથે, તેના આત્મભોગને માટે મને અજબ માન અને ગર્વ પેદા થયા. મને મારા સ્ત્રીત્વની અને મારામા રહેલી દૈવી શક્તિઓની કિમ્મત સમજાઇ સ્ત્રીઓના આત્મસમર્પણના ઐતિહાસિક સ્મરણો મને એક પછી એક હૃદયપ્રદેશમા ઉભરાઇ આવ્યા, અને તે ઉપરથી વ્યવહારમા સ્ત્રીઓની હિનસ્થિતિ કેમ છે ? એ પ્રશ્ન મારા મનમા ખડો થયો

મે માન્યુ કે સ્ત્રીકેળવણીનો અભાવ જ આ અવદશાનું કારણ છે માનવ જાતિની ઉન્નતિ અને સુખની સર્વ આશા સ્ત્રીઓ ઉપર હોવાથી સ્ત્રીકેળવણીની ખાસ જરૂર છે સ્ત્રીઓ કેવળ પુરુષોની દાસીઓ થવાને માટે જન્મેલી નથી, તેની સેવા કે સમર્પણ કેવળ ગુલામ જેવા હોવા સભવતા નથી જે સમાજ સ્ત્રીને ગુલામી અવસ્થામા રાખવાનુ ફરમાવે છે, તે સમાજને હવે ફના કરી નાખી નામ શેષ કરી દેવામા જ શ્રેય છે સામાજિક પુનર્વિધાન વિના આ અવ્યવસ્થા કોઇ કાળે મટવાની નથી, અને તરૂણોમા બડવૃત્તિ જાગ્યા વિના પુનર્વિધાન થવુ શક્ય નથી, માટે પ્રથમ 'બડ'ની ભાવનાઓના પ્રચારની ખાસ આવશ્યકતા છે.

અમે તે દિવસ બન્ને જણા બીજી કેટલીક વાતો કરી જુદાં પડયા મારા હૃદયપ્રદેશમા કઇ કઈ વિચારલહરીઓ ઉઠી, પણ મારાથી હવે શુ બની શકે તેમ હતુ ? મે આ અવદશા સુધારવા ઇશ્વરને પ્રાર્થના કરી મન મનાવ્યુ

મને હવે મરિયમનો પરિચય મેળવવાની ઇચ્છા થઇ તે જેન બાઈના જેટલી બુદ્ધિમતી કે જ્ઞાનદક્ષા નહોતી. કેળવણીના આછા

સંસ્કાર તેના ઉપર પડયા હોય, તેવી તેની મુખમુદ્રા જણાતી હતી. તેનો સ્વભાવ જેનબાઇ કરતા વધારે સ્નેહાળ હતો તેણે લાગણીઓને વિકૃત કરીને પોતાનુ ચારિત્ર્ય ઘડયુ હોય એમ અનુમાન થતુ હતુ. કેટલાક માણસો લાગણીઓને ધિક્કારી ત્યાગની ભાવના કેળવવાનો વૃથા-શ્રમ કરે છે, તેવુ મરિયમે કર્યું નહોતુ અને તેથીજ તે વધારે પ્રશંસા પાત્ર હતી.

એક દિવસ મે તેને પાસે બોલાવીને કહ્યુ –" બ્હેન, હવે અડચણ નહોય તો તમારા આ ઊંડા દુઃખ દર્દની કાંઈ થોડી માહિતી મને આપશો ? હું તમારી વાતમાથી આશ્વાસન મેળવી મારૂ દુઃખ ભૂલવાનો પ્રયત્ન કરીશ. તમારી ઇચ્છા વિના હું એ વાત કોઇને નહિ કહું. તમને વિધવા થયાને કેટલા વર્ષ થયા હશે ?"

" બ્હેન, હું વિધવા નથી ! શુ તમે એમ માનો છો કે આ સંસારમા વિધવાઓ જ દુઃખી હોય છે ? શુ તમે એમ કલ્પના કરો છો કે આવી સંસ્થાઓમા વિધવાઓ જ ચડી આવે છે ? સમાજના જૂલમી વાતાવરણમા ઘણે ઠેકાણે સધવાઓ પણ દુઃખમા સબડે છે અને સમાજ બહાર ધકેલાઈ જાય છે

હું સધવા છુ, પણ સદાની દુઃખી છુ તમે એમ ન માનતા કે સધવા સદા સુખી જ હોય છે ! પતિથી ઇચ્છયુ સુખ ન મળે, તેમજ અંતરનું દુઃખ ખાલી કરવાનુ પ્રિયહૃદયમા સ્થાન ન મળે, તો પછી કોઇ સ્ત્રી સધવા હોય તેથી શુ થયુ ? એવી સધવા કરતા વિધવા લાખ દરજ્જે સુખી છે, કારણ કે દેખવુયે નહિ અને દાઝવુયે નહિ !' તમારી ઇચ્છા છે તો હું મારી જીવનકથા ખુશીથી તમને કહી સંભળાવુ છુ તમે તે જાણીને આશ્ચર્ય પામશો કે માથે ધણી હયાત છતા તેની બૈરીને કકડા રોટલા માટે આવી પરધર્મી સંસ્થામા આવવુ પડે છે !"

મરિયમે પોતાની આખમા આવેલા આસુ લોહી નાખી દુઃખ અને દર્દ ભરી જીવનકથા નીચે પ્રમાણે શરૂ કરી.

\+ \+ \+ \+

હું સોનીની પુત્રી છું કળા અને કારીગીરી સાથે 'શાહુકારી ચોરી'ની તાલિમ જેટલી અમારી કોમના પુરુષવર્ગને મળેલી છે, તેટલી બીજા કોઇને નહિ મળેલી હોય ! શ્રીમંતોને શણગારવાની એક મહાન્ સેવા અમારી કોમ કરી રહી છે. જગત્ ઉપર સામટે મેળ એ સવાથો ઉપકાર થાય છે કે અપકાર થાય છે ? એ પ્રશ્નનો જવાબ હું નહિ આપી શકું.

મારા પિતાનુ નામ હનુમંતરાય હતુ તેઓ પોતાના નામ પ્રમાણે શ્રી રામચરણ સેવક હનુમાનજીના પરમ શ્રદ્ધાળુ ભક્ત હતા. તેમને બે સ્ત્રીઓ થઇ હતી. આગલી સ્ત્રીથી બે પુત્ર અને પાછલી સ્ત્રીથી ચાર પુત્રીઓ તથા એક પુત્ર મળી અમે સાત સતાનો હયાત હતા. હું તેમની બીજી વારની સ્ત્રીથી પેદા થએલી કમનસીબ કન્યા છુ ચાર કન્યાઓ પૈકી મારો નબર ત્રીજો હતો, એટલે બાપનુ પુરૂ સુખ જોવાનુ મારે કર્મે મળ્યુ નહોતુ મારી વિધવા માતાએ મને ન્હાનપણમા બે ત્રણ ચોપડી ભણાવી હતી. અમારા ગામમા છોકરા તથા છોડીઓની ભેળી નિશાળ હતી અને હજુએ છે. મારા પિતાના મરણ પછી ઘરના તમામ કારભાર મારા મોટા ઓરમાન ભાઇ ત્રીકમલાલના હાથમા આવ્યો હતા અ ત્રીકમલાલના સ્વભાવ સબધી આ આત્મકથાના મારે ખાસ કહેવાનુ હોવાથી હું અહીં તે સબધી કાંઈ કહેતી નથી

મારો બીજો ઓરમાન ભાઇ નાનચદ ભોળા દિલનો અને પાપભીરુ હતો ધર્મનુ કાઇક તત્ત્વ તે સમજેલો હોવાથી તેણે અમારા કૂળનો ધધો છોડી દીધો હતો અને તે એક નિર્દોષ ખાતાના નોકરી કરીને માડ માડ પોતાનુ ગુજરાન નિભાવતો હતા । તના પગાર થાડો હતો, પણ તે સતોષી હતો તણે વ્યવહારના ભાર માથા ઉપર રાખ્યો નહોતો, એટલ સસારના સઘળા કાવાદાવાના જવાબદારી ત્રીકમલાલ ઉપર જ હતી.

ત્રીકમલાલ દંભનું એક પ્રત્યક્ષ પુતળું હતો. મારા પિતાના મરણ પછી તેણે મારી માતાને વિવિધ પ્રકારે દુ:ખ આપવા માંડયું હતું અમે ચારેય બ્હેનો એના ત્રાસથી ધ્રુજી ઉઠતી હતી. અમારાથી તેના જૂલમ સામે એક અક્ષર પણ બોલાતો નહિ. એની સ્ત્રી સાક્ષાત્ ચંડિકા હતી મારો માડીજાયો ભાઈ રાત દિવસ ચાદી-સોનાના પતરાં ઘડીને કમાણી કરી આપતો, પરંતુ તેના ઉપર પણ ત્રીકમલાલને લાગણી નહોતી તે પૈસાનો પૂજારી હતો અને એક પાઇનો પણ લાભ થતો હોય તો ગમે તેવુ પાપ કરતાં ડરતો નહિ ગરીબ ગામડીઆ લોકોમા તે પૈસાની ધીરધાર કરી વ્યાજના ભારે બોજા તળે તેમને કચડી નાખતો અને ભોળા ભરવાડ લોકોને નાણા ધીરી વ્યાજમાં રોજ દુધના લોટા પડાવતો. કોઇ દાગીનો ઘડાવવા આવે તો તેમાથી ચોરી કરવી એ તો એનો શરાફી ધંધો ગણાતો હતો. તે સઘળા દુર્ગુણોના ભંડારરૂપ હતો જગત્મા જેટલા પાપાચરણ ગણાય છે, તે દરેક આચરણ એ આચરી ચૂકયો હતો, વ્યભિચાર અને પરસ્ત્રીસેવનનો એને એવો હરામચસ્કો લાગ્યો હતો કે હજુ એની એ ટેવ ગઇ નથી ' લોકો એને સારી રીતે ઓળખતા હતા, પણ વાઘને કોણ કહે કે તારૂ મો લોહીવાળું છે? ગામમા તે આગેવાન ગણાતો હતો; અને તેના જેવા બીજા બે ત્રણજણની ટોળી જમાવી તે યથેચ્છ મ્હાલતો હતો. સમાજમા લુચ્ચા, અપ્રમાણિક માણસો દંભથી જ ફાવી જાય છે ત્રીકમલાલ અને તેની ટોળીના માણસો પૂરા દાંભિક હતા

અમારા ચારેય બ્હેનોના પુરા દુર્ભાગ્ય હતા કે અમે તેને પનારે પડયા હતા. તેણે મારી મોટી બ્હેનને અમદાવાદમા એક એવે સ્થળે વેચી હતી કે જ્યા તે પરણ્યા પછી તરત જ રાંડી હતી તેનુ દ્રવ્ય તથા તેના ઘરનુ રાચરચીલું તે નરરાક્ષસ ઉપાડી લાવ્યો હતો બાલ્યાવસ્થામા વિધવા થવાથી અને ઘરની મિલ્કત લુટાઇ જવાથી એ બ્હેનનુ ચિત્ત ભ્રમિત થઇ ગયું હતું અને પાછળથી તે વધારે ગાંડી બની ગઇ હતી.

મારી બીજી બ્હેનને વેચીને પણ ત્રીકમલાલે સારા પૈસા પેદા કર્યાં હતા ભગિનીવિક્રય જેવા અધમ કર્મ આચરનાર માટે અમારી નાતમા કોઇ કાયદો નથી, એટલે એ લોભીને કોણ અટકાવી શકે ? ગુજરાતની તેમજ કાઠીઆવાડની તમામ ન્હાની મોટી નાતોમા અમારી સોનીની નાત જેટલો કન્યાનો પૈસો ક્યાંઈ ઉપજતો નથી શાસ્ત્રો કહે છે કે કન્યાવિક્રય એ મહા પાપ છે બ્રહ્મહત્યા કરનાર, ગુરુની પથારી ઉપર કે આસન ઉપર બેસનાર, મદિરા પીનાર, ગૌહત્યા કરનાર, સ-બંધીને મારનાર, સ્ત્રીહત્યા કરનાર, બાલહત્યા કરનાર તથા માતપિતાનો નાશ કરનાર કોઈ નરાધમ માણુસ જીવનપર્યંત્ દાન, હોમ કે જપ-તપાદિ સત્કર્મ કરવાથી કિંવા કાશીમા મૃત્યુ પામવાથી શુદ્ધ થાય છે, પણ કન્યાવિક્રય કરનાર અનેક જન્મે પણ તે પાપથી શુદ્ધ થતો નથી અને મોક્ષ પામતો નથી. કન્યાવિક્રયી કુલાગારો પોતાની દીન બાળાઓ કે બ્હેનો ઉપર દયા ન લાવતા વૃદ્ધ, રોગી, મૂર્ખ, દુરાચારી, લંપટ અને વ્યસનીઓને પૈસા સાટે પરણાવે છે. દીકરી એને ઘેર શું ખાશે, કે શું ઓઢશે–પહેરશે તેની તેમને ચિંતા હોતી નથી પોતાના સ્વાર્થ માટે તેઓ પુત્રીને કે ભગિનીને જન્મદુઃખી કરી મૂકે છે છેવટે તેનું પરિણામ તો એ જ આવે છે કે એ બજારૂચીજ પેઠે વેચેલી બા-ળાઓના નિશ્વાસથી વેચનારના ઘરમાના ધન, સુખ, વૈભવ અને વંશનો વિનાશ થાય છે મે આ સંસ્થામા આવ્યા પછી સાભળ્યુ છે કે ત્રીકમલાલનો વિનાશકાળ નજીક આવતો જાય છે તેની ગૃહદશા ઘણી માઠી બની ગઇ છે અને એ તો કુદરતનો એક અબાધિત નિયમ છે કે 'જેવી કરણી તેવી પાર ઉતરણી ' ' જેવુ વાવવુ તેવુ લણવુ ' ! અને ' જેવુ કરવુ તેવુ પામવુ ' !

મને તેણે લીબડીના એક સોની 'સદ્‌ગૃહસ્થ' સાથે પરણાવી હતી મારા સાસરાનુ કુળ ઉંચુ હતું મારા પતિનુ મારી સાથેનુ બીજી વારનુ લગ્ન હતુ મારાથી તેઓ ઉમ્મરમા બમણા મોટા હતા હું 'બીજવર'ને પરણી હતી, એટલે મારી બ્હેનપણીઓને મારી અદેખાઇ

આવની હતી, કારણકે બીજવરને પરણવાથી જલદી 'ઘર' બંધાય છે અને સુખી થવાય છે, એવી એક માન્યતા સ્ત્રીસમાજમા પ્રચલિત થઇ ગએલી છે, પણ ઘર બધાવુ કે સુખી થવુ એ બધું ભાગ્યને આધીન છે આજ તો સમાજમા કુલીનતાને નામે કાળો કેર વર્તે છે મારા સાસરાનુ કૂળ દુનિયાની નજરે ઉંચુ ગણાતુ હતુ, છતા પુત્રવધૂઓનું તે કૂળમા જરાય માન નહોતુ મારા માસુ પોતાના પુત્રના કાનમા હમેશ એ જ વિષ રેડતા કે આપણે કુળવાનને તે વળી સ્ત્રીઓની કિમ્મત શી? તેઓ મને વિવિધ પ્રકારે દુખ દેતા હમેશ દરણા દળવા, પાણી ભરવા, કપડા ધોવા, એઠવાડ કાઢવા એમા જ મારે રોકાઇ રહેવુ પડતુ. સાચી ખાનદાની સિવાયના ખોટી મોટાઈ માટે મરતા કુલીનને ઘેર મને રહેસવા કરતા મારા એ હત્યારા ભાઇએ મને કૂવામા નાખી હોત તો ઘણું સારૂ હતુ

જે ઘરમા પુત્રવધૂઓ પિડાય છે, તે ઘરમાથી લક્ષ્મી, વૈભવ, સુખ, પુણ્ય સઘળુ ચાલ્યુ જાય છે! મારા સસરાના કૂળની પડતી હાલત આવવા માડી છે અને થોડા વખતમા તેમની કુલીનતાનુ પોકળ ખુલ્લુ થઇ જવાનુ છે ઇશ્વરી નિયમ એવો છે કે જૂલમ વધારે વખત ટકવા દેતો નથી મારા દુખની 'ધા' પ્રભુના દરબારમા સભળાઇ ચૂકી છે

ત્રીકમલાલે મને વેચીને નાણાની એક સારી રકમ મેળવી હતી, પણ એ અન્યાયથી મેળવેલું દ્રવ્ય કેટલો વખત ટકે? દીકરીને દમડે દુનિયામા કોઈ તાનેવત થયુ હોત તો આજ જગતભરમા ભિખારી શોધ્યાયે જડત નહિ! પણ એ પૈસો જ એવો છે કે એક તરફથી આવે છે અને બીજી તરફ ચાલ્યો જાય છે મને પરણાવ્યા પછી મારા એ શયતાન્ ભાઇને વેપારમા મોટી ખોટ આવી હતી અને તેના બે છોકરાઓ થોડા થોડા વખતને અતરે મરી ગયા હતા પાપનુ એ અનિષ્ટ પરિણામ નજરે જોવા છતા તેની આખ ઉઘડી નહોતી, તેને માટે વિધાતાનો હજુ કઠોર દડ બાકી હતો.

મારો ગૃહસ્થાશ્રમ કેમ ચાલતો હતો, એ વાત મારે અહીં સત્યને અવલબીને કહેવી જ જોઇએ હિન્દુ માબાપને ત્યા દીકરી થઇને અવતરવુ; એટલે તેઓ જ્યા વેચે ત્યા ફરજિયાત ગુલામડી થઇને રહેવુ ! ! એનાથી એક અક્ષર પણ બોલી શકાય નહિ ! મારા ઉપર સાસરામા સખ્ત જૂલમ થતો હતો, પણ હૃદયની ઉન્હી વરાળ બહાર કાઢવાનુ કોઇ સ્થાન નહોતુ. મારા પતિને મારી કિમ્મત નહોતી અને એ તો દીવા જેવી સ્પષ્ટ વાત છે કે 'ધણી મારે ઢેખાળે તો લોક મારે ઇટાળે' ! પતિને મારી કદર નહોતી, એટલે મારી સુર્પનખા જેવી સામ્ મારા ઉપર 'આષાડી મેહ' વરસાવતી વાત વાતમા મારી સાત પેઢીને તે ભાડી નાખતી અને જો હું કાઈ બોલું તો તે 'હાથ ઉથલો' કરી લેવાનુ પણ ચૂકતી નહિ.

મારા પતિ મને ખરિદી લાવ્યા હતા, પણ હું તેમને ગમતી નહિ સાધારણ રીતે ગામડામા ઉછરેલી છોકરીઓ શહેરના પતિદેવોને નથી ગમતી મારો પહેરવેશ ગામડીઓ, મારી બોલી ગામડીઆ, મારી હાલચાલ ગામડીઆ અને મારી રીતભાત ગામડાની ! મને વાકો સેથો પાડતા આવડતો નહિ, ફુલેલી બોયના પોલકા અને તસતસતી ચોળી પહેરતા આવડતી નહિ, કમર લચકાવી હાથમા રૂમાલ રાખી ચાલતા આવડતુ નહિ, નાટકના ગાયનો તો મે સ્વપ્નેય સાભળ્યા નહોતા, પછી તે ક્યાથી બોલી શકુ ? મારા સ્વામીને તે સઘળી વાતનો શોખ હતો

વળી સ્વરૂપે પણ હું બહુ રૂપાળી નહોતી. મારૂ ચામડું કાળુ, આખો ચુચળી, કોઠે એકવડી અને ઉચાઇમા મારા સ્વામી કરતા એક મુઠ ઉંચી ! જો કે હું બોબડી, બ્હેરી, મુગી, લુલી, લગડી, આધળી કે કાઇ પણ ખોડવાળી નથી, પરંતુ ધણીને ન ગમી, એટલે હુ કદરૂપનો ખજાનો છુ, એમ જ મારે કહેવુ જોઇએ મારા પતિ મને ચહાતા નહોતા, પણ મારી પવિત્રતાની રક્ષા કરવાની તો તેમને અપાર ચિતા રાતદિવસ રહ્યા કરતી હતી હું એ વખતે સંસારના

ભેદ ઉકેલવા મથતી એક મુગ્ધા હતી ધગધગતી રેતી ઉપર મહાસાગરને મળવા દોડતી નદીના જેવુ મારૂં જીવન હતુ, પણ મારા સ્વાર્પણની મારા જીવનસાગરને દરકાર નહોતી તેઓ મારા ઉપર વહેમની નજરે જોતા હતા.

લગ્નના પ્રથમ દિવસથી જ જે ધણી ધણીઆણી વચ્ચે 'બીયાબારૂં' થાય, તે સઘ કાશીએ શી રીતે પગાચે? હિન્દુ કુટુબોમા આવા દિલ વગરના યુગલોનો આજ કાલ તોટો નથી માબાપ કે વડિલો મીણની પુતળીઓની પેઠે પોતાની કન્યાઓને મરજી પડે તે ગ્રાહકને સોપી દે અને એવી રીતે સોપાએલી પુતળીઓ સાથે નફ્ફોટિયો વ્યવહાર ચલાવી આપણા 'મર્દબહાદુરો' બચ્ચાકચ્ચા વાળા થાય; આ બધુ હિન્દુ સમાજનું વીસમી સદીનુ પ્રધાનકાર્ય છે. આ કાર્યનુ પરિણામ એ આવશે કે પૃથ્વીતલ ઉપરથી હિન્દુસમાજ નાશ પામી જશે અને ભવિષ્યનો ઇતિહાસકાર લખશે કે-'લગ્નને નામે યુવાન આલમની અભિલાષાના ખૂન કરી સામાજિક આપઘાત કરનારી એક નાલાયક હિન્દુસમાજ હતી, કે જેને સ્વરાજ્ય અને સ્વતત્રતા જોઇતા હતા।' સ્ત્રીઓને સ્વતત્રતા આપ્યા વિના દેશને સ્વતત્રતા કોઇ કાળે મળવાની નથી બેરીને મુગા ઢોરની પેઠે ચાર દિવાલો વચ્ચે કેદ કરી રાખનાર પુરુષને ઇશ્વર પાસેથી પણ સ્વરાજ્ય માગવાનો હક નથી.

મારા પતિ મને ક્યાઇ બહાર જવા દેતા નહિ મને બહાર જવાની ઇચ્છા પણ શુ કદી થતી નહિ હોય? ઇચ્છા તો ધણીએ થાય, પણ શુ કરવુ? સુખે, દુખે હું બે આણાં વળી સાસરામા જેટલું સકટ હતુ, તેથી મારે પિયરમા બમણું સકટ હતુ. મારા તે રાક્ષસી સ્વભાવના ભાઇના ઘરમા માણસોની સારી ભરતી હતી મારી કર્કશા ભોજાઇ અપંગ થઇ ગઈ હતી તે ખાટલામા હમેશ પડી રહેતી તેનાથી બરાબર ઉઠી શકાતુ નહિ, આથી હું જ્યારે મારે પિયર હોઉ ત્યારે આખા ઘરનુ તમામ કામ

મારે કરવુ પડતુ મારી માતાને મારી દયા આવતી, પણ એની દયાથી મારો શો શુકરવાર વળે તેમ હતુ ? ઘરમા એની કોડી જેટલી પણ કિમ્મત નહોતી મારા ભાઇનો કુલાગાર છોકરો અને બે નષ્ટ છોકરીઓ એ ત્રણેય તે વૃદ્ધ ડોસીને ગાળો દેતા અને પજવતા મારો ભાઈ કે તેની કુભારજા એ છોકરાઓને તેમ કરતા અટકાવતા નહિ

મારા પતિ એક હોશિયાર કારીગર છે તેમની કારીગરીને માટે મને અસાધારણ માન છે, પણ તેમના વહેમી સ્વભાવથી તેમણે મને અપાર દુઃખ દીધુ છે અમે અમદાવાદમા થોડો વખત બન્ને જણા રહ્યા હતા. મદનગોપાળની હવેલી પાસે અમારૂ ભાડાનુ ઘર હતુ. મારા પતિ જવેલરી માર્ટમા કામ કરવા જતા, ત્યારે ઘર ઉપર તાળુ લગાવીને જતા. મને શહેરમા મારી બ્હેનને ઘેર કે કોઈ સગાને ઘેર જવાની પણ છૂટ નહોતી મારામા રૂપ નહોતુ, સૌન્દર્ય નહોતુ, છતા તેઓ શા માટે વહેમાતા હતા, તે હુ હજુ સુધી સમજી શકી નથી જ્યારે મને તેમનાથી એક પુત્ર ઉત્પન્ન થયો, ત્યારે તેમનો વહેમનો સાગર ખળભળી ઊઠયો તેમના ચિત્તમા અનેક શકાઓ ઉઠવા માડી. મે તેમને ઘણુ ઘણુ સમજાવ્યા, પણ તેમનુ હૃદય જુદા જ વિચારે ચડી ગયુ તેઓ એકાએક મને અને મારા બાળકને ત્યજીને કોઇને કહ્યા સિવાય ક્યાઇ ચાલ્યા ગયા

હુ તે પછી મારા ભાઇને ઘેર આવી. ત્યા મને શુ શુ વીત્યુ એ વાત બહુ લાબી છે મને ધાવણ આવતુ નહોતુ, પણ મારા બાળકને માટે મારો ભાઇ દૂધ લાવી આપવાની દયા દાખવતો નહિ ! મારે પહેરવાના કપડા નહોતા હુ સાધાને સાધીને, થીંગડા દઇને જેમ તેમ ચલાવતી મારો ધણી મને છોડીને ચાલ્યો ગયો છે, તેથી અવશ્ય મારામા કાઇક દૂષણ હોવુ જોઇએ, તેમ એ ભાઇ માનતો હતો 'ઘરની હલકી બહાર પણ હલકી જ'. એ ન્યાયે સૌ કોઇ મારા તરફ તિરસ્કારની નજરે જોતુ હતુ હુ દરરોજ આખોમાથી શ્રાવણ ભાદરવો વરસાવતી, પણ મારી દયા કોઇને આવે તેમ નહોતુ મારૂ દુર્દૈવ મારા

ઉપર રૂઠયુ હતુ અને એ તો નિર્વિવાદ સત્ય છે કે માણુસનુ ભાગ્ય જ્યારે તેના ઉપર કોપે છે, ત્યારે તેને આ જગત્મા એકેય આધાર રહેતો નથી' મારો છેલ્લો આધાર મારો દશ માસનો બાળક હતો, તે પણ ગુજરી ગયો' હુ તદ્દન દુ ખીઆરી બની ગઇ' મારા હૃદય-માથી ભાવી સુખની આશા ને કલ્પના છેક ઉડી ગયા!

એક દિવસ એ દુ ખની જ્વાળાના બેચાર શબ્દો મારા મોઢા-માથી નીકળી ગયા મારા ભાઇએ તે સાભળ્યા અને તે પછી મને ખૂબ માર મારીને ઘરમાથી બહાર કાઢી મૂકી હુ ત્યાથી કોઇ તીર્થસ્થાનમા જઇ આપઘાત કરવાના વિચારે ચાલી જતી હતી, ત્યા રસ્તામા મને એક બાઇ મળી કે જે આ સસ્થા માટે એવી ભટકતી–દુ ખી સ્ત્રીઓને શોધી લાવવાનુ કામ કરે છે. મને તેણે ભલાઇ દેખાડી માયા ભરેલા આશ્વાસનના શબ્દો કહ્યા અને કઇ કઇ ભાવી સુખની લાલચો આપી તે અહીં તેડી લાવી. હુ તે દિવસથી આ સસ્થામા રહુ છુ અને હિન્દુ સમાજ ઉપર અભિશાપ વરસાવતી બની શકે તેટલું ઇશ્વિર સ્મરણ કરૂ છુ અબળાનો એક આધાર ઇશ્વિર છે'

મારા ભાઇની તે કર્કશા સ્ત્રી ગુજરી ગઇ છે તેણે પોતાની સાળી સાથે અશુછાજતો વ્યવહાર આદર્યો છે. નાતજાતમા એને માટે બહુ ખરાબ કહેવાય છે, પણ એવા હરામીઓને ખરાબ શુ અને સારૂ શુ? એની પાડોશણ મણીગોરી સાથે તો ઘણા લાબા વખતથી એનો આડો વ્યવહાર છે જ, પણ જે સમાજમા પુરુષોને 'તાબાનો લોટો' ગણી ચલાવી લેવામા આવતું હોય, તે સમાજમા એવા અના-ચારીને કોણ પૂછી શકે તેમ હતું? મારા ઉપર ખોટો આરોપ મૂકી મને ઘર બહાર કાઢી, પરતુ તેણે પોતાના પાપકર્મોનો તલભાર વિચાર કર્યો નહિ' સમાજમા જ્યા સુધી બાપ, ભાઇ કે પતિની આવી આપ-ખુદ સત્તા હશે, ત્યા સુધી આપણા જેવી ધર્મભીરુ, નિરાધાર સ્ત્રીઓને માટે આવી સસ્થાઓ કર્મે લખેલી છે, એ અવશ્ય માની લેવું. કન્યા-વિક્રય, વૃદ્ધલગ્ન, અયોગ્યલગ્ન અને એવી બીજી અનેક બદીઓથી

જે સમાજ ખદબદી રહી છે, તે સમાજમા મારી આ કમનસીબ કથા જરાય અજાયબી ઉપજાવનારી નથી, છતા હિન્દુ સમાજ આવા બનાવો ઉપર વિચાર કરી કઇક જાગૃત થાય એ હેતુથી મે આજે તમને આ મારી કથા કહી છે તમે પણ તેમાથી કાઇક આશ્વાસન મેળવી શકશો અસ્તુ

\+ \+ \+ \+

આખમાથી આસુની ધાર સાથે મરિયમે પોતાની વાત પૂરી કરી મને હવે મારા જીવન રહસ્યના કોકડા ઉકેલવાનુ આશ્વાસન મળ્યુ આવી હજારો જેનબાઇઓ અને હજારો મરિયમો સમાજની અધારી ખીણમાં સડી સડીને મરી જાય, તેની મમાજને દરકાર નથી 'બ્રાહ્મણને વચને અને સુરજની સાખ્યે' ધણીપણાનુ પદ પ્રાપ્ત કરનારા હજારો હિન્દુઓ વહેમના વ્યાધિથી પિડાઇને પોતાની નિર્દોષ પત્નીઓને ચાર દિવાલો વચ્ચે પૂરી રાખે છે સ્ત્રીથી પૂછયા વગર ઘર બહાર પગ ન દેવાય, પૂછયા વિના કાઇ કાર્ય ન થાય, ઇચ્છા પ્રમાણે ખવાય, પીવાય નહિ અથવા કોઇની સાથે વાતચીત કરાય નહિ, શુ આ ઓછો જૂલમ છે ? સનાતન સસ્કૃતિનો દાવો કરનારા, જીવદયા પ્રતિપાલક, હિન્દુઓ તરફથી સ્ત્રી વર્ગને શું આ ઓછો અન્યાય થાય છે ? હિન્દુ સમાજ છતી આખે દીવો લઈ કૂવામા ઉતરવામા જ 'મોક્ષ પદવી' માને છે. ઘેર ઘેર આજે 'પત્ની' અને 'અર્ધાગના'ના રૂપાળી નામો નીચે સ્ત્રીઓને 'ધર્મસમત ગુલામડીઓ' ગણવામા આવે છે દામ્ત્વ અને વિલાસ એ બે પુરુષની પ્રિય વસ્તુઓ થઇ પડી છે રૂઢીદાસોનો એક પિશાચ સઘ સમાજમા એવો બળવાન છે કે જેમને 'સામાજિક પુનર્વિધાન' જેવી કોઈ વસ્તુ હોઇ શકે એનું ભાન જ નથી. નિર્બળતાને છૂપાવવા તેઓ જ્યા ને ત્યા 'શાતિ' શબ્દનો પ્રયોગ કરે છે, પણ એવી કબ્રસ્તાનની શાન્તિમા જીવન જીવવા કરતા ફના થઇ જવુ સમાજને માટે હવે શ્રેયસ્કર છે જેઓ પોતાની 'ધમસમત વેશ્યા' સાથે જનાવરના જેવુ નિષ્ક્રીય જીવન જીવી, ચાર પાચ માયકાંગલા, નિર્બળ બચ્ચા

કચ્ચાની ફોજ ઉભી કરવામા 'ગૃહસ્થાશ્રમ'ની સાર્થકતા માને છે, તેઓનાથી હિન્દુસ્તાનનુ હવે કાઇ ભલું થવાનુ નથી એવા અદી, નિર્માલ્ય ગુલામો અને રૂઢીદાસોના પાપે જ અમારા જેવા નિરાધાર સ્ત્રીઓને સમાજ બહાર થઇ જવુ પડે છે!

મને હિન્દુ સમાજ પ્રિય છે હું એના પ્રાચીન આદર્શોનું સ્મરણ કરૂ છુ ત્યારે મને આનંદ થાય છે, પણ જ્યારે હાલની તની પતન દશા જોઉં છુ, ત્યારે પારાવાર સંતાપ થયા વિના રહેતો નથી અરેરે, પુરુષોને પોતાની આંધળી સત્તાનો મોહ હજુ ગયો નથી સ્ત્રીઓને એ સત્તા નીચે કચડી તેમણે પોતાનો સંસાર રસકસ અને પ્રેરણા વિનાનો બનાવી દીધો છે સ્ત્રીઓનુ સૌન્દર્ય કે જે ઇશ્વરના શ્રેષ્ટ બક્ષીસ છે, તે અત્યારે બજારૂ ચીજની પેઠે વેચાય છે લગ્નના ભવ્ય આદર્શો ભૂલી દેહલગ્નો કરાય છે સ્ત્રીઓના વ્યક્તિત્વને કોઇ ગણતું નથી અને એને પરિણામે જ આ મિશનરીઓ હિન્દુ સમાજમા પોતાનો પગપસારો કરી શક્યા છે।

દેશના સ્ત્રીપુરુષોને જ્ઞાન હોય તો સમજવા સારૂ મે આ મારી જીવનકથા આલેખી છે કેટલાએ નિરાધાર અબળાઓના જીવન આમ રાખમા રોળાઇ જતા હશે સમાજને જો તેની દરકાર નથી તો હવે સ્ત્રીઓએ પોતાના જીવનની ખરાબી નહિ કરતા નસેનસમા વસી ગએલી ગુલામીને ફેંકી દેવી જોઇએ આ સ્વતંત્રતાનો યુગ છે સ્ત્રીઓએ પોતાનુ વ્યક્તિત્વ સમજીને પુરુષો સામે 'સવિનય બંડ'ની તૈયારી કરવી જોઇએ લગ્નને નામે થતા લોહીના વેપાર, ગૃહસ્થાશ્રમને નામે થતા પાશવ વિહાર, અને 'પિંડદાન' તથા 'વંશવેલા'ને નામે થતા શાસ્ત્રીય વ્યભિચાર અટકાવવા જોઇએ. બસ, આથી વધારે બાજુ મારે કાઇ કહેવાનુ નથી. પુરુષ અને પ્રકૃતિના આત્માના તારમાથી એક જ સૂર નીકળતા જે દેવત્વ જન્મે, એ દેવત્વમા જ સમાજના પુનર્વિધાન છે। હિન્દુ સમાજને એવા પુનર્વિધાન જલદી પ્રાપ્ત થાઓ· અસ્તુ.

# ૮ અંધકારને શરણે

પામી પિડા 'અરર' કરવુ એય ઉચી મજા છે,
વ્હાલા રોવુ સહન કરતા એય ઉચી મજા છે,
રોતા રોતા મનની કથવી એય ઉચી મજા છે,
અકે સૂવુ પછી સ્વજનને એય ઉચી મજા છે

—લલિત.

હૃદય ઉપર બહુ ભાર લાગ્યો છે. હવે તે નથી સહન થઇ શકતો. અમૃત રૂપ માનેલુ જીવન ઝેર રૂપ થયુ છે! આશાઓના કિલ્લાઓ

તૂટી પડયા છે મારા દુ:ખની કહાણી કથતાં જતાં સરસ્વતિ શબ્દો ભૂલે તેમ છે! હૈયામાં ઘોર અંધકાર ફેલાયો છે! સૂર્યનારાયણ દિવસને પ્રકાશ આપે છે અને ચંદ્રદેવ રાત્રિને અજવાળે છે, પણ મારા હૃદયનો અંધકાર કોઇ દૂર કરતું નથી દુનિયામાં જે જે દુ:ખો છે, તે બધાને વધારવા માટે જ જાણે મારો જન્મ થયો છે મે કદી સુખ જોયું નથી, અને જીવનના છેડા સુધી હું તે જોઇ શકવાની નથી મારા માટે કાળના ગર્ભમાં શું લખાયું છે, તે કલ્પવું મુશ્કેલ થઈ પડયું છે. અત્યારે હું નર્યું નામોશી ભર્યું જીવન જીવી રહી છું. હૃદયનું રૂધીર વહી વહીને આંસુ રૂપે બહાર આવે છે. દુ:ખને પ્રકટ કરવાની શક્તિ હવે એનામાંય રહી નથી તમે કાંઈ જાણો છો? સારૂ જગત્ મને ઉન્માદિની કહે છે. અને કેમ ન કહે? મે જે કર્મ કર્યું છે, તે શું ઓછું ભયંકર છે? કોઇ ડાહ્યું માણસ એવું કામ કરે?

પ્રભુ! જો મને જ્ઞાન હોત તો હું એ માર્ગ ઉપર કદી ન ચાલત. હે દયાનિધિ! મને કહો કે સંસારના સુખથી મને વંચિતા રાખવાની નિર્દયતા તમે શા માટે કરી? અબળાના હૃદયની અતૃપ્ત આકાંક્ષા કોઈ વખત પણ ઉછળી આવશે, એ શું તમે નહોતા જાણતા? વિદ્વાન્ પુરુષો કહે છે કે ક્યાં સાધારણ નિમિત્તથી સ્ત્રીનું હૃદય મલિન થશે, એ કોઈ જાણી શકતું નથી. ઘણી કુશળતાથી સાચવી રાખેલું શુદ્ધ ચરિત્ર જો બનવા કાળ હોય તો એક ક્ષણમાં જ અપવિત્ર થઇ જાય છે શિથિલતા અને તરલતા એ સ્ત્રીઓના સ્વભાવિક દુર્ગુણો છે, અને તેના પ્રતાપે કોઇક વખત એ એને ચલિત બનાવી પાપના ખાડામાં ધકેલી દે છે

હું એવા જ પાપના ખાડામાં ધકેલાઈ પડી છું આ દુર્દશા જો કે મારી વ્યક્તિગત નબળાઇઓએ કરી છે, પરંતુ સમાજે બાંધેલી અને સ્વીકારેલી રૂઢીઓ પણ તેને માટે ઓછી જવાબદાર નથી સંસ્કૃતિના સંરક્ષણનો દાવો કરનારાઓ, શાસ્ત્ર કરતાં પણ રૂઢીને બળવાન્

કહી જનતાને સત્યાનાશના માર્ગમા ધકેલવાની જે બેવકુફી કરે છે, તે કોનાના અજાણી છે? રૂઢી એ કાઇ ધર્મ નથી ધર્મના સિદ્ધાન્તો સર્વ કાળમા સરખા હોય છે, રૂઢીઓ કાળ અને સજોગોની પરિસ્થિતિ પ્રમાણે ફર્યા કરે છે રૂઢી એ કોઈ સત્ય વસ્તુ નથી, પણ વ્યવહારની શેતરંજ ખેલવાના પાસા રૂપ છે. સમય અને સજોગો પ્રમાણે તેમા નિરંતર ફેરફાર થવો જોઇએ. બંધીઆર પાણીની પેઠે જો તેને સ્થિર રાખવામા આવે, તો તેમા જરૂર સડો પેદા થાય મારા જીવનનો સડો હિન્દુ સમાજના રૂઢીઓને આભારી છે! ભાગ્યના ચમત્કાર કેવા વિચિત્ર હોય છે! અદૃષ્ટચક્રના સંકેત કેવા વિલક્ષણ હોય છે! નાટકના તખ્તા ઉપર જવામા આવતા સંસારના કલ્પિત ચિત્રો કરતા મારૂ આ સત્ય આત્મચરિત્ર ઘણુ આશ્ચર્ય ઉપજાવે તેવુ છે. આજે હુ તે સમાજના આગળ નિઃસંકોચ ભાવે રજુ કરૂ છુ

મનુષ્યના હૃદય જેવો ભેદી વ્યાપાર બીજો એક પણ નથી, એ સત્ય મારી આ આત્મકથાના વાચનથી વાચકો સહજ સમજી શકશે સૂર્યાસ્ત પછી પશ્ચિમની મેઘમાળા આકાશમા જેમ જુદા જુદા રૂપ ધારણ કરે છે, તેમ માનવહૃદયમા પણ ક્ષણે ક્ષણે અવનવા ભાવો ઉત્પન્ન થાય છે સંકડો ચક્રોવા તે વ્યાપ્ત થએલુ છે એ ચક્રોમાના કયા ચક્રની ગતિ ક્યારે અને કયા કારણના પ્રબળ થશે, એ કોણ જાણી શકે તેમ છે? માનવ હૃદયમા ક્યારે ક્યા વિચારો બળવાન થશે, એ કોણ કહી શકે તેમ છે? અના વ્યાપાર ઘણો રહસ્યમય છે. એની વિરૂદ્ધ દિશા તરફની ગતિને જો રોકવામા ન આવે, તો તે અંતે પ્રબળ થઇને મનુષ્યને વિનાશને માર્ગ લઈ જાય છે. વાસનાની પ્રચંડ ઉત્તેજનાનુ સામર્થ્ય ઘણુ અપરિમિત હોય છે અનેક વર્ષોના પ્રયાસથી સંયમના જે સાંકળ ગુથી હોય છે, તે વાસનાની એક ક્ષણ કાળની પ્રબળતાથી તૂટી જાય છે અને પછી એ ક્ષણિક ઉત્તેજનાથી કરેલા કર્મનુ ફળ જીંદગી પર્યંત શ્રમ કરવા છતા દૂર કરી શકાતું નથી.

આજે હું આ સઘળું સમજી છુ, પણ મારી એ પાપપૂર્ણ પ્રવૃત્તિથી મૃત્યુ પછી મારે નરકમા જ સ્થાન લેવુ પડશે હું ઉન્માદિની બની ગઇ છુ પશ્ચાત્તાપની જ્વાળાથી અસ્થિર બની રહી છુ રમણીરૂપે અવતરી મે રાક્ષસિણીનુ કાર્ય કર્યું છે જો મને પુરુષાના સ્વાર્થી સ્વભાવની અગાઉથી માહિતી હોત, તો હુ આવુ અયોગ્ય પગલુ કદાપિ ન ભરત. હુ આજસુધી કાઇ જાણુતી નહોતી, કાઇ સમજતી નહોતી મારા જીવનનો સર્વથી મુખ્ય સબધ જ્યારે તૂટી રહ્યો હતો, ત્યારે મારૂ મન વાસનાના ઝેરી વાયુથી અને અજ્ઞાનના ગાઢ અધકારથી એવુ છવાઇ ગયુ હતું કે કયા પ્રકારની પાપમયી ઘટના ચાલી રહી છે, એનુ પણ મને જ્ઞાન રહ્યું નહોતુ ! હુ કેવળ વિચારશૂન્ય બની ગઇ હતી !

સ્ત્રીઓનો એક એવો સ્વભાવ હોય છે કે તેના હૃદયનો વેગ જ્યારે એક દિશા તરફ ગતિ કરતો હોય છે. ત્યારે બીજી દિશા તરફનુ તેને જરા પણ જ્ઞાન રહેતું નથી. સ્ત્રીબુદ્ધને એ કારણથી જ પ્રલય કરનારી કહી છે અમે સ્ત્રીઓ જે પ્રલય કરીએ છીએ, તે અમારી અજ્ઞાનતાનો જ પ્રભાવ છે. ડાહ્યા પુરુષો અમને નદીની ઉપમા આપે છે, તે યોગ્ય જ છે, કારણ કે નદી જ્યા સુધી બન્ને કિનારાઓની મધ્યમા વહેતી હોય છે, ત્યાસુધી રમણીય લાગે છે, પણ જે ઘડીએ તે પોતાની મર્યાદા છોડી દઇ સ્વચ્છદ વહેવા લાગે છે, તે ઘડીએ તે મહા ભયકર ઉત્પાત મચાવી મૂકે છે કવિઓ અમને વિધાતાની આનદસૃષ્ટિ કહે છે, પણ એ સૃષ્ટિમાની અમારી ઉત્પન્ન કરેલી માદકતા અમારો જ વિનાશ કરી દે છે ! આજે આ વાત લખતા જો કે મને ઘણી શર્મ થાય છે, પણ જે દિવસે હુ પાપમા પ્રવૃત્ત થઇ તે દિવસે મને બિલકુલ શર્મ થઇ નહોતી, કેમકે એ વખતે મારી સમસ્ત પ્રકૃતિ અધકારને શરણે પડીને પોતાનુ કાર્ય કરી રહી હતી. હું મને પોતાને છેક ભૂલી ગઇ હતી, મારૂ આયુષ્ય રેટની માફક ફર્યા કરતુ હતું. શર્મને કે જ્ઞાનને તેમા પ્રવેશ કરવાનો મુદ્દલ અવકાશ નહોતો.

શાસ્ત્રો ફરમાવે છે કે પુણ્યમય પંથ સ્વીકારવા માટે પાપોનો પશ્ચાત્તાપપૂર્વક એકરાર કરવો જોઇએ શરીરના તમામ મળ સાફ થયા વિના જેમ શક્તિની દવા લઇ શકાતી નથી, તેમ મનના તમામ મેલ ધોયા વિના પુણ્ય પ્રવૃત્તિ થઈ શકતી નથી હુ આજે મારા હૃદયનુ દર્દ નિવારવા અને પાપોને ફેડવા મારા દોષોનો ખુલ્લો એકરાર કરૂ છુ મારા અધમ કાર્યોની હારમાળામા એવુ એક પણ કાર્ય નથી કે જેને માટે મને પશ્ચાત્તાપ ન થતો હોય ! એટલે અહી હુ તે અયોગ્ય કાર્યોનો કાઇક ઉલ્લેખ કરીશ. મને ખબર છે કે મારી આ વાત વાચીને સંસ્કૃતિના ઇજારદારોના ભેજા ખવાઇ જશે, સનાતનીઓનો ધર્મ અભડાઇ જશે અને દભીઓનો દેવ શરમાઇ જશે, પણ હુ એ કશાની દરકાર કર્યા વિના મને જે સત્ય સમજાયુ છે, તે વિના સકોચે અહીં પ્રકટ કરીશ

એક સમય એવો હતો કે મારા જીવનમા ઉત્સાહ હતો, આનદ હતો, આદર્શ હતો મે મારા જીવનને આશાના રગે રગ્યુ હતુ દુખ એ શી વસ્તુ છે, એની મને કલ્પના નહોતી માબાપને હુ લાડકી હતી, એટલે મારો પડયો બોલ ઝીલાતો, પણ એ સ્થિતિ વધારે વાર ન ટકી ! મારી ઉછરતી આશાઓને કચરાવાનુ નિર્માણ હોય તે કોણ મિથ્યા કરે?

હુ એક શ્રીમત વણીક ગૃહસ્થની પુત્રી છુ મારા પિતા અમારી નાતમા આગેવાન ગણાતા હતા અમારૂ કુળ પરાપૂર્વથી ઉચુ ગણાતુ આવેલુ, એટલે મારા પિતાને 'ખાનદાની' સાચવવા નાતની અનિષ્ટ રૂઢીઓને પણ વળગી રહેવુ પડતુ હતુ. તેઓ માનના બહુ ભૂખ્યા હતા અને સર્વદા, સર્વ કાળમા માન મેળવવા તત્પર રહ્યા કરતા હતા તેમનો સ્વભાવ દુરાગ્રહી હતો. જે વાત પકડી તેને તેઓ પ્રાણાન્તે પણ છોડતા નહિ મારા લગ્નના સબધમા પણ એમ જ થયુ હતુ મારૂ વાગ્દાન બહુ બાલ્યાવસ્થામા કરી દીધુ હતુ. પાછળથી એ

વાગ્દાન ફેરવવાની આવશ્યકતા ઉભી થઇ હતી, પણ મારા પિતા તે ફેરવી શક્યા નહોતા. અમારી નાતમા એવો રિવાજ પણ નથી!

હિન્દુ સમાજનુ સાચુ દર્દ આજે શુ છે? જરા આપણે ઉડા ઉતરીને બારીક નિરીક્ષણ કરીએ તો શુ જણાય છે? આપણો સામાજિક વિકાસ અટકી પડયો છે આપણી જીવન પ્રણાલિકામા સમયાનુકૂલ ફેરફારો કરવાને આપણે અસમર્થ બન્યા છીએ. આપણી વિચાર શક્તિ અને વિવેકશક્તિ નવા યુગના પ્રેરક બળો ગ્રહણ કરી શકતી નથી આત્માર્પણ અને ત્યાગના ગૌરવભર્યા ગાનો આપણે ગાઇ શકતા નથી વીરપૂજાનો યુગ હોવા છતા વીરતા, સ્વાર્થત્યાગ અને આત્મ-સમર્પણના ઉત્સવોની આપણે જોઇએ તેવી કદર કરી શકતા નથી આપણા ભવ્ય ભૂતકાળના સ્થાનોથી આપણે ભ્રષ્ટ થયા છીએ આપ-ણને આવી દશાએ કોણે પહોચાડયા? જવાબમા માત્ર એટલુ જ કહેવુ પડશે કે આપણી આ નિસ્તેજ દશાને માટે અનિષ્ટ રૂઢીઓ જ જોખ-મદાર છે રૂઢીઓથી ખુવારખસ્ત થવા છતા હજુ તેને ધર્મના સિદ્ધાંતો પેઠે કે શાસ્ત્રોના ફરમાનો પેઠે વળગી રહીએ છીએ એ શુ આપણી ઓછી મૂર્ખતા છે? મારા પિતાએ રૂઢીને વળગી ન રહેતા મારૂ વા-ગ્દાન પાછળથી જરૂર જણાતા તોડી નાખ્યુ હોત, તો મારી આવી દશા ન થાત! તેમને ઘણા માણસોએ કહ્યું હતું કે-'શેઠ, કન્યાને કૂવામા ન ઉતારો.' પણ મારા રૂઢીભક્ત પિતાને પુત્રીના સુખ દુખ કરતા રૂઢીના પાલનની વધારે ચિતા હતી વિવાહ છોડવાનો રિવાજ નાતમા ન હોવાથી તેવી જાતના પહેલ તેઓ કરી શકે તેમ નહોતા

તેમણે મને જે 'કૂવામા' ઉતારી હતી, તે કૂવો કુલીનતાને નામે અમારી નાતમા વખણાતો હતો, પરંતુ હુ મારા અનુભવ ઉપરથી કહું છુ કે તે કુટુબમા કુલીનતાનો છાંટો સરખોએ નહોતો મારા માબાપે કેવળ કૂળમોટપના યજ્ઞમા મારૂં બલિદાન જ આપ્યુ હતુ હુ જન્મથી કોમળ હૃદયની અને દુશ્મનને પણ વહાલી લાગુ તેવા સ્વ-ભાવની હતી. બાલ્યાવસ્થામા મે સારો વિદ્યાભ્યાસ કર્યો હતો. અને

પાછળથી પુસ્તકો દ્વારા સારૂ જ્ઞાન મેળવ્યુ હતુ, પણ મારા અયોગ્ય લગ્નને પરિણામે એ જ્ઞાનનો હુ કાંઇ સારો ઉપયોગ કરી શકી નહિ ! મારા પિતાએ મને એવા સ્થાનમા આપી હતી કે જ્યા આપઘાત કે અનુચિત વર્તન એ બે જ રસ્તા મારા માટે નિર્માએલા હતા તેઓ પોતાના ખાસડા ખરિદવા માટે જેટલી કાળજી રાખતા, તેથી અર્ધી જ કાળજી તેમણે મારા 'આ લોકના પ્રભુ'ની પસદગી કરવામા રાખી હોત તો મારે આજે કલમ હાથમા લઇને આવી જીવનનોંધ લખવાનો પ્રસગ આવત નહિ ! જો કે મારા બાપા બે અક્ષર ભણેલા હોવાથી મને નાનપણમા પરણાવી દેવાની વિરૂદ્ધ હતા, પણ મારી બાનો વિચાર જુદો હતો તે મને વહેલી પરણાવી દઇ સસારનો લ્હાવો લેવાને આતુર હતી. મારી સાસુ પોતાના બાળ કુવરને વહુવાળો જોવા માટે પણ એટલા જ ઉત્સુક હતા, એટલે બન્ને પક્ષના સ્ત્રી હઠને પરિણામે મારી બાર વર્ષની ઉમ્મરે 'ધણી' નામના એક દશ વર્ષના છોકરા સાથે હુ મગળફેરા ફરી હતી. અત્યારે મને એ મારા ધણીનો ચહેરો પણ નથી યાદ આવતો !

હિન્દુ સસારમા લગ્નની ધામધૂમ આજ કોનાથી અજાણી છે ? ગરીબમા ગરીબ પણ એ પ્રસગે નાણાની કોથળીઓ ખુલ્લી મૂકે છે, તો પછી મારા કૂળવાન સસરાએ અને યશલોભી પિતાએ છૂટે હાથે ખર્ચ કર્યો હોય, તો તેમા શુ આશ્ચર્ય છે ? બન્ને વેવાઇઓએ મોટાઇની સ્પર્ધામા પૈસાનુ પાણી કરી આનદ મેળવ્યો હતો, ત્યારે બન્ને વેવા-ણોએ ફટાણા ગવરાવવાની હરિફાઈ કરી સતોષ મેળવ્યો હતો બન્ને પક્ષ બરાબર હતા, એટલે કોઈ મ્હાત થયુ નહોતુ સગા સબધીઓને તેથી 'જુગળ વિનાની ભવાઈ' જોવાની અનાયાસે મોજ મળી ગઇ હતી !

હુ પરણી ત્યારે મારા પતિ ગુજરાતી ત્રીજી ચોપડી ભણતા હતા. તેમનુ શરીર હમેશ ગદુ રહ્યા કરતુ હતુ સ્વચ્છતાને અને તેમને 'બા-

રમો ચડમાં' હતો એમની ફાટેલી પોતલી, મેલું પહેરણ તૂટેલી ટોપી, લાબા નખ, મેલા હાથપગ, લીંટથી ભરેલું નાક અને કર્કશ વાણી મારા હૃદયની તમામ આશાઓને હણી નાખતા હતા "અરેરે, આ પતિદેવ ક્યારે મોટા થશે અને મારો સસાર ક્યારે ચાલશે?" એ એક દુખ-દેણ પ્રશ્ન મારા હૈયામા ચોવીસે કલાક ઉપસ્થિત થતો અને અનુત્તર રહેતો. હુ બહુ મુઝાતી, પણ શુ કરૂં? મારો સસાર સુધારવાનુ મારા હાથમા નહોતુ મારા પતિદેવ સ્કૂલના ટાઇમ સિવાય બાકીનો બધો વખત રમવામા જ મશગુલ રહેતા ભણવાનું તેમને જરાય ગમતુ નહિ. નિશાળે જવામા તેઓ પુષ્કળ આનાકાની કરતા તેમની બાળહઠ મૂકાવવા મારી સાસુ એમને ગાળો દેતા, માસ્તર પાસે માર ખવડા-વવાની હિમત ભરી ધમકી આપતા, તિરસ્કાર કરતા અને ક્વચિત્ એક બે તમાચા ચોડી પણ લેતા. ચૌદમા રત્નની પ્રસાદી ચાખ્યા પછી મારા સ્વામી મોઢું પહોળુ કરી સુન્દર સગીત શરૂ કરતા અને સાથે સાથે મારી આશાઓના તતુઓને પરોક્ષ રીતે છેદી નાખતા! નિશાળમા તેમનો નબર છેલ્લો રહેતો શિક્ષકની પાસે તેમનુ જરાય માન નહોતુ દરરોજ તેમને ત્યા પણ મહાપ્રસાદ મળતો, છતા તેઓ રમતીઆળ સ્વભાવ ત્યજી શકતા નહિ મારા દુર્ભાગ્યની પ્રબળતાથી જ તેઓ એવા થયા હતા, એમ હુ તો કહું છુ અરેરે, એ વખતથી જ મારા સુખના સ્વપ્ન નષ્ટ થઈ ગયા હતા, મારા આદર્શો ધુળમા રગ-દોળાઇ ગયા હતા અને જીવનમા સ્વર્ગીય આનદ પ્રાપ્ત કરવાની મારી સર્વ આશાઓનો નાશ થઈ ગયો હતો મારા માબાપ જ મારા શત્રુ થઈ બેઠા હતા, ત્યા મારે બીજા કોઇનો શો દોષ કાઢવો?

અત્યારે હું પ્રારબ્ધનો આશરો લઇને બેઠી છુ માણસ પોતાનુ પ્રારબ્ધ પોતે ઘડી શકે છે, એ વાત હુ માનતી નથી મારૂ ભાગ્ય ફેરવવા મે ઘણા પ્રયત્ન કર્યા, જીદગીની ધુળધાણી કરી, છતા તે ન ફર્યું! હિન્દુ સ્ત્રીના નસીબમા કેવી કેવી જાતના દુખો હોય છે, તેનો મે અનુભવ કરી લીધો છે આખુ જીવન ક્લેશ અને કકાસમાં

વ્યતીત કર્યું છે. મારી જીંદગીના બધા વર્ષ મે નકામા ગાળ્યા છે મારા આત્માનો હુ કાઈ વિકાસ કરી શકી નથી અત્યારે હુ મારા માબાપને શાપ આપુ છુ, કારણ કે તેમણે જ મને ઘટીના પડ ગળે બાધી ઉંડા કૂવામા ઉતારી હતી

મારી ઉમ્મર સસારસુખ ભોગવવા જેટલી થઇ તોપણ મારા પતિ છેક બાળક હતા તેમનુ દુનિયાદારીનુ અજ્ઞાન જોઇ મારા સાસુ અને સસરો દીલગીર થતા હોય એમ મને લાગતું, પોતાના પુત્રની અયોગ્યતા અને અજ્ઞાન માટે તેઓ ખેદ કરતા હોય એમ જણાતુ, પરતુ તેમના એ 'રાડયા પછીના ડહાપણ'થી મારો શો 'શુક્રવાર' વળે તેમ હતુ? મારા યુવાનીના દિવસો પૂર જોસમા વહેતા હતા અને મારા સ્વામી તેથી વધારે શરમાતા જતા હતા

એક દિવસ રાત્રે તેઓ મેડી ઉપર બેઠા બેઠા 'ગજરામારૂ' ની વાર્તા વાચતા હતા હુ તેમની પાસે ઉપર ગઈ અને બોલ્યા વિના એમની અડોઅડ બેસી ગઇ મારો સ્પર્શ થતા જ તેઓ એવા તો શરમાઇ ગયા કે તેમના હાથમાથી ચોપડી પડી ગઈ, તેનુ તેમને ભાન રહ્યુ નહિ તેઓ મને જોઇને બહુ જ ગભરાઇ ગયા અને એકદમ નીચે જતા રહેવાની તૈયારી કરવા લાગ્યા મે તેમને હાથ ઝાલીને પાસે બેસાડયા અને મીઠી મીઠી વાતોથી તેમની ગભરામણ ટાળી પ્રથમ તેઓ સકોચ પામ્યા, પણ પછી ધીમે ધીમે મારી સાથે બોલવાનો તેમને અભ્યાસ પડયો તેમના બાલિશ વિચારો અને બાળભાવનાઓ ઉપર જો કે મને ઘણીવાર નિરાશાની લાગણી ઉદ્ભવતી, પણ 'કાલે આવા દુખના દહાડા વીતી જશે!' એમ કહી હું મારૂ મન મનાવતી હિન્દુકન્યાઓ આવુ મન મનાવવાને કયા ટેવાએલી નથી હોતી?

મારા સ્વામી ધીમે ધીમે મારા પરિચયમા આવવા લાગ્યા ક્વચિત્ એકાતમા તેઓ લાગ સાધી મને અટકચાળા કરવા મડયા. તેમના હૃદયમા પતિત્વની ભાવના ઉદ્ભવી અને સાથે સાથે પુરુષ સ્વભાવસુલભ 'સત્તા'નો શોખ પણ તેમને થવા લાગ્યો. તેમના

મિત્રોની શીખવણીથી તેઓ મારી તરફ શકાની દષ્ટિએ જોતા શીખ્યા અને હું કામ પ્રસગે ગમે ત્યા જાઉં ત્યા મારી પાછળ પાછળ છૂપી દેખરેખ રાખવા લાગ્યા. સસાર વહેમ અને અશ્રદ્ધાથી ભરેલો હોય અને સ્ત્રી અવિશ્વાસનું પાત્ર હોય એવુ તેઓ માનવા શીખ્યા તેમના હૃદયમા આવુ વિષ કોણે રેડયુ તે તો હું નથી જાણતી, પણ એ વિષથી તેમના અને મારા બન્નેના જીવનની ખરાબી તો થઇ જ ગઇ !

મારા સસરાનું કુટુબ મોટુ હતું એ કુટુબના સૌ માણુસોની દષ્ટિમા મારૂ તારૂણ્ય અને સૌન્દર્ય ખુચવા લાગ્યુ ! હુ સ્વચ્છતા રાખતી તો મને સૌ ચીબાવલી કહેતા, હુ નમ્રતાથી બોલતી તો મને સૌ ખંધી ગણુતા, હુ સત્ય અને સ્પષ્ટ બોલતી તો મને સૌ નષ્ટ કહેતા, હું વાચવા લખવા બેસતી તો મને સૌ વંઠેલ ગણુતા, હુ મારા પતિની સેવા કરતી તો મને સૌ નિર્લજ્જ કહેતા, હુ માદી પડતી તો મને સૌ ઢોગી ગણુતા, મારી તમામ ક્રિયા સવળી હોય, તોપણુ તે લોકોને અવળી લાગતી. મારૂ એથી શેર શેર લોહી બળી જતુ એ દુખ મારાથી સહેવાતુંએ નહિ અને કોઇને કહેવાતુંએ નહિ ! એક વખત મે મારા સ્વામીને સહજ કહ્યુ હતું, એટલામા મારે મણુ મેથીપાક ચાખવો પડયો હતો અને તે દિવસથી કોઇની આગળ મોઢુ નહિ ઉઘાડવાની મે પ્રતિજ્ઞા લીધી હતી

અમારૂ એ કુટુબ અવિભક્ત હતું મારા સસરા શાન્તિલાલ શેઠ પ્રભુનુ માણુસ ગણાતા તેમને બોલવાની ટેવ ઓછી હતી મારી સાસુ સાદા અને ધર્મભીરૂ હતા અમારા આખા ઘરમા જો કોઇ બહુ કપટી, ચાલાક, દભી અને ધૂર્ત હોય તો તે મારી કાકીજી રામલક્ષ્મી હતા બાલ્યાવસ્થાથી તેઓ પ્રપંચપરાયણુ જીવન ગાળવાનુ શીખી ગયા હતા તેમને એવુ શિક્ષણુ આપનાર મારા વૃદ્ધ સસરા સોભચદ શેઠ હતા રામલક્ષ્મી રૂપમા સાક્ષાત્ રતિનો અવતાર હતા. તેમના પતિ એટલે મારાં કાકાજી ખોડીદાસ પુરુષત્વહીન હતા હિન્દુ સસારમા 'લગ્ન'ના પ્રારસથી લાયક, નાલાયક, રોગી, અનાચારી,

પતિત, નપુસક, જુગારી સર્વ કોઇ પરણીને 'ઘરવાળા' થઇ શકે છે। લગ્ન કરતા પહેલા કન્યાની કે વરની શારીરિક તેમજ માનસિક પરીક્ષા કરવામા નથી આવતી એ આ સમાજનુ એક મોટુ દૂષણ છે અજ્ઞાન અને અધશ્રદ્ધાથી એવા દૂષણને ભૂષણ માની કેટલીએ આશાભરી જીદગીઓના બલિદાન નિરતર અપાયે જાય છે, પણ તે તરફ આખ ઉઘાડીને જોવાની કોને દરકાર પડી છે?

મારા વૃદ્ધ સસરા સોમચદશેઠ અત્યારે આ દુનિયામા નથી, એટલે મારી કલમ તેમના સબધમા ક્રૂર પ્રહાર નથી કરી શકતી, બાકી પોતાના પુત્રની નિર્બળતાને છૂપાવીને તેમણે એક ઘોર પાપ કર્યું હતું એટલું તો મારે કહેવુ જ પડશે. તેઓ ન્હાની પૂત્રવધૂ રામ-લક્ષ્મીને બહુ લાડ પાડમા રાખતા હતા આખા ઘરમા એનું જ ધાર્યું થતું હતું. લોકો કહે છે કે એ બાઇને પોતાના સસરાની સાથે આડો વ્યવહાર હતો। જો કે મને એ ઘટના પ્રત્યક્ષ જોવા જાણવાનો પ્રસગ મળ્યો નથી, પણ એ બાઇસાહેબના આચરણ એવા પ્રકારના હતા કે તેમના હાથે જે ન બન્યુ હોય તે ઓછુ હતું મારી ઉપર તે બહુ દ્વેષની નજરે જોતા હતા તેમને પોતાના રૂપનો એટલો ગર્વ હતો કે મારૂ યૌવન તથા રૂપ એમની ઇર્ષ્યાનુ કારણ થઇ પડયા હતા તેઓ રોજ નવી નવી સાડીઓ પહેરતા અને દેવદર્શનને બ્હાને બહાર ફરી પોતાનુ માન અને છત લોકોની આગળ પ્રકટ કરતા તેમને બોલવાની બહુ ટેવ હતી તેમની વાતમા હુપદ અને આત્માભિમાન સિવાય બીજા શબ્દો આવતા નહિ તેમના શરીરનો બાંધો મજબુત હતો અને સંતાન નહિ થવાને લીધે તે નબળો પડયો નહોતો ખાવાપીવામા તે શ-રીરને ખાસ સાચવતા અને ટાપટીપથી વધારે શોભાવતા એમને કદી 'ખીલી ખટકો' ભાગ્યે જ થતો શીઆળામા તે સારૂં વસાણું ચડાવી કેસરીઆ દૂધના પ્યાલા ગટગટાવે રાખતા, તેથી તેમના ગાલેથી ગુલાબી ખસતી જ નહિ। તેમનુ શરીર ત્રાબા જેવુ હતું, એટલે આખોમા શરી-રની ભૂખ મસ્તીરૂપે વ્યાપી રહેતી તેઓ બહાર નીકળતા ત્યારે ભલા

ભલા સંયમીઓના ચિત્તને પણ ડોલાવી નાખતા તેમને યુવાન પુરુષો સાથે વાતો કરવાની બહુ ટેવ હતી. અને યુવાનો પણ એમની સાથે વાતો કરી બે ઘડી નેત્રતૃપ્તિ મેળવવાનો પ્રસંગ શોધતા. સોમચંદ શેઠ જીવતા ત્યાંસુધી તો તેઓ અંકુશમાં અને દાબમાં રહ્યા, પણ શેઠના મરણ પછી તેમની વાત વઠી ગઈ! ગામના વિષયી પુરુષો ખોડીદાસના મિત્રો બનીને અમારે ઘેર આવવા જવા લાગ્યા. રામલક્ષ્મીબાઇને હવે બધી ભાગોળો ખુલ્લી થઇ ગઇ તે આખો દિવસ પોતાના નામર્દ પતિના મિત્રો સાથે તડાકા મારવા લાગ્યા અને મનમર્કટને ખેલાવવાના પ્રસંગોનો લાભ લેવા મંડયા

લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે દુનિયાનો એક રિવાજ છે કે પારકું હોય તે હંમેશાં સારૂં જ લાગે. રામલક્ષ્મીને પોતાનું જીવન સૌન્દર્યના પૂજન અર્થે જ નિર્માણ થયું હોય એમ જણાતું, એટલે વિષયી પુરુષોને પછી એ સૌન્દર્યપૂજા કરવામાં શો અંતરાય નડે તેમ હતું? એક ત્રિભોવનદાસ નામનો શયતાન માણસ એ બાઈ સાથે ખોટો સંબંધ જોડીને બહુ જ ફાવી ગયો હતો જે ઘરમાં આ પ્રમાણે અયોગ્ય નાટક હંમેશ ભજવાતું હોય તે ઘરમાં મારા જેવી મુગ્ધ તરુણીને પોતાના મનની સ્થિતિ સમતોલ રાખવાનું કામ કેટલું કઠીન થઇ પડે, એનો વાચકોએ જ વિચાર કરી લેવો મારો 'ગૃહસ્થાશ્રમ' મેં ઉપર જણાવ્યો તેવા પ્રકારનો હતો મારા હૃદયમાં સંસારસુખની આકાંક્ષાઓ અતૃપ્ત હતી એવી દશામાં રામલક્ષ્મીબાઈના અને ત્રિભોવનદાસના કુત્સિત પ્રણયનું મારા મન ઉપર વિલક્ષણ પરિણામ આવવું સ્વાભાવિક હતું. મેં એ વખતે દુનિયા દંભથી ભરેલી છે એમ જાણી લીધું. મારી એક બે બ્હેનપણીઓ તરફથી પણ અપવિત્ર સલાહ મારે કાને પડી! મારી આંખોએ ભયંકર અંધારી ચડી આવી!

માણસ હંમેશાં સંજોગોને આધીન છે માણસનું ચારિત્ર્ય એની આસપાસના વાતાવરણ ઉપર વધારે આધાર રાખે છે સારાં કરતાં ખરાબ સંસ્કારોની છાપ મનુષ્યના મગજ ઉપર વહેલી અસર કરે છે.

મારી કાકીજી રામલક્ષ્મીના કુચરિત્રો જાણીને જ જો મારે વિરમવાનુ હોત તો ઠીક હતુ, પરતુ અદષ્ટચક્રના યોગે મને શ્વસુર પક્ષમા એક બ્હેનપણી પણ એવાજ કુછદમા ચડી ગએલી મળી હતી મારૂ ઘર તેની નજીકમા હતુ સબધધર્મે તે પણ મારી પિતરાઇ કાકીજી થતી હતી, પરતુ અમે લગભગ સમાન વયના હોવાથી સહીયરો જેવા બની ગયા હતા તે પોતાના ઘરસસારની વાતો નિ સકોચ ભાવે હમેશ મારી આગળ રજુ કરતી અને હું મારી મનોવેદનાઓ તેની પાસે વર્ણવી બતાવતી એ બાઇનુ નામ શિવલક્ષ્મી હતુ એનો પતિ સાગરદાસ લોભનુ એક પ્રત્યક્ષ પુતળુ હતો। યેનકેનપ્રકારે પૈસા ભેળા કરવા તરફ જ તેનુ લક્ષ્ય રહ્યા કરતુ હતુ. એક પાઇનો પણ લાભ થતો હોય તો તે પોતાની પ્રતિષ્ઠા પાણીમા પધરાવતો અને જરાપણ સ્વાર્થ સધાતો હોય તો પોતાના બાપદાદાના કુળધર્મને શ્રીનાથજીબાવાની 'બેઠક' તરફ વિદાય કરી દેતો. આઠે પહોર તેને પૈસાનુ જ રટણ રહેતુ ઘરમા તે સઘળે તાળુ કુચી ગખતો અને બૈરીને બરાબર માપીને ખાવાપીવા દેતો શિવલક્ષ્મી કાઇ ભણીગણી નહોતી તેનો જન્મ એક સાધારણ સ્થિતિવાળા કુટુબમા થયો હતો એનો બાપ એને નાની મૂકીને મરી ગયો હતો એની ગરીબ માતાએ પોતાના ભાઇના આશ્રયે રહીને તેને ઉછેરી હતી શિવલક્ષ્મીનો સ્વભાવ લાગણીવાળો હતો. વળી તે સ્વતત્ર વિચારની અને કલ્પનાભૂમિમા ઉડનારી હતી. ધર્મના સાકડા વિચાર એને જેમ રુચતા નહિ, તેમ પોતાના પતિનો અત્યત લોભી સ્વભાવ પણ તેને રુચતો નહિ એનુ શરીર રોગરહિત અને સુદઢ હતુ. કેટલીક સ્ત્રીઓને જેમ ન્હાની ઉમ્મરમા સુવાવડ આવે છે, તેમ તેને આવી નહોતી એની એકવીસ વર્ષની ઉમ્મરે એને પહેલી-વારના મારા દહાડા દેખાયા હતા આથી એનુ શરીર સારૂ રહી શક્યુ હતુ એનો બાધો ગજબુત હતો અને એ બેવડા કોઠાની હતી

શિવલક્ષ્મીને જો કાઇ દુખ હોય તો તે તેના પતિ તરફનુ હતું. સાગરદાસના લોભી સ્વભાવને લીધે તે બન્નેની વચ્ચે સારો મેળ

નહોતો એકને જોઇતા રાગરંગ, ત્યારે બીજાને જોઇતી વૈરાગ્યની વાતો. એકને જોઇતું સારૂં સારૂં પહેરવા ઓઢવા, ત્યારે બીજાને જોઇતી સાદાઇ એકને જોઇતો શોખ, ત્યારે બીજાને જોઇતો લોભ. એકને જોઇતા પકવાન, ત્યારે બીજાને જોઇતો મીઠું ને રોટલો. એકને જોઇતી પ્રેમ મસ્તી, ત્યારે બીજાને જોઇતી દુકાનની ધમાલ એકને ગમતી યૌવનની બ્હાર, ત્યારે બીજાને ગમતી નફાની બ્હાર આમ બન્નેના સ્વભાવ વચ્ચે આસ્માન જમીનનું અંતર હતું. વળી જેવું તેમના સ્વભાવમાં અંતર હતું, તેવું તેમની શારીરિક બાબતમાં પણ અંતર હતું શિવલક્ષ્મી ગૌર અને રંભા સરખી હતી, ત્યારે તેનો પતિ કાળો ભીલ જેવો, કદરૂપના ખજાનારૂપ હતો કુદરતે બધી રીતે તેમને અસમાન બનાવ્યા હતા, છતાં હિન્દુસમાજે તેમને 'લગ્ન'થી જોડવાની એક ગંભીર ભૂલ કરી હતી. જે સમાજ હંમેશ ભૂલો જ કર્યા કરે અને તે ભૂલોને સુધારવાનું કદી મન ઉપર ન લે તે સમાજની શી દશા થાય?

પતિત સમાજમાં સામાજિક ક્ષય જલદી લાગુ પડી જાય છે થોડાક બંડખોર આત્માઓ સિવાય તેમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય જણાય છે ખરૂં, પણ એ શાંતિ શબની હોય છે એવી શાંતિ કરતાં અશાંતિ હોય તે વધારે સારી છે માણસ નિયમિતરીતે દંભી થતાં શીખે, તેના કરતાં અનિયમિત રીતે ઉદ્ધત બને એ વધારે ઇચ્છવા યોગ્ય છે શિવલક્ષ્મી બિચારી ગુલામવાદમાં ઉછરેલી, એટલે પોતાના અસમાન લગ્નના 'કરાર'ને તોડી નાખવા અશક્ત હતી અને તેથી તેણે નિયમિત રીતે દંભી થવાની તાલિમ મેળવી લીધી હતી બહારથી તે શાણી સીતા જેવી જણાતી હતી, વડિલવર્ગ દેખતાં તે કદી ઉંચે સાદે એક શબ્દ પણ બોલતી નહિ, પરંતુ અંદરખાનેથી તે એક વેશ્યા કરતાં પણ અધમ જીવન ગાળતી હતી તે પાપથી ડરતી નહોતી, પણ પાપ પ્રકટ થઇ જવાના ભયથી ડરતી હતી એનો પતિ ચુસ્ત 'વૈષ્ણવ' હતો, પણ એ બાઇ ઈશ્વર કે ધર્મને ઓળખતી નહોતી એનો ઇશ્વર પેલો અજેય 'કામદેવ' હતો અને એનો ધર્મ 'શરીરની

ભૂખ' ભાગવાનો તે ગણતી હતી મારી સાથે તેને સ્નેહ હોવાથી મને એ પોતાની બધી વાત કહેતી દુનિયાની દૃષ્ટિએ તે 'ગૃહસ્થની બૈરી' ગણાતી હતી, પણ તેનુ આંતરિક જીવન 'બજારમા બેસનારી' કરતા અધમ હતુ.

જ્યા પતિ-પત્નીના સબંધમા અસમાનતા હોય ત્યા સ્ત્રીઓને હાથે નાના મોટા પ્રમાદ થવાના જ હિન્દુસમાજ જો એવા પ્રમાદ અટકાવવા માગતી હોય તો તેણે લગ્નની રીત સુધારવી જોઇએ શિવ-લક્ષ્મીની પ્રત્યેક વાતમા તેના હૃદયનો પતિ તરફનો અસતોષ જણાઈ આવતો તેણે થોડા દિવસ તો મન ઉપર કાબુ રાખી માનસિક યત્રણા સહન કરી હતી, પણ પાછળથી તેને ખસમ થવાનો એક યોગ મળી ગયો હતો એની પાડોશમા એક નવજુવાન બોજો પોતાની બાળપત્નીને લઇને રહેવા આવ્યો હતો તે દંપતી આંમાખાની ધર્મ પાળતા હતા શિવલક્ષ્મીનો વૈષ્ણવ પતિ તે ઇસ્લામી બન્ધુનો તિરસ્કાર કરતો, પણ શિવલક્ષ્મી તેને હૃદયથી સત્કારતી, કારણકે તે પુરુષ સારી શરીર સપત્તિવાળો અને સુદૃઢ બાધાનો હતો, એટલે શિવલક્ષ્મીને પોતાનો શિકાર ખોળવા દૂર જવુ પડે તેમ નહોતુ અસયમી દેહ-ધારીઓ વચ્ચે જે અનુચિત સબંધ બધાઇ જાય છે, તે ક્યારે પોતાના કૂળ, ધર્મ કે નાતજાતનો વિચાર કરે છે ? દેવતા અને દારૂનો સયોગ થતા જે અનિષ્ટ પરિણામ આવવુ જોઇએ, તે જ પરિણામ વિષયી સ્ત્રી પુરુષોની વચ્ચે આવી જાય છે શિવલક્ષ્મી વિવેકભ્રષ્ટા થઇ તે દિવસે તેને થોડો ખેદ થયો હતો, પણ એવા સ્મશાન વૈરાગ્યની અસર કયા સુધી ટકી શકે?

હુ આ કુટુબનો હેવાલ વિસ્તારથી એટલામાટે આપુ છુ કે મારા મગજ ઉપર પ્રથમથી જ ખરાબ સસ્કારોની છાપ પડેલી છે એક ચુસ્ત વૈષ્ણવ કુટુબની સ્ત્રી પરધર્મી યુવક સાથે આડો વ્યવહાર રાખે અને તેની સાથે ખાવાપીવામા પણ છૂટ લે, તે આ દભી સમાજમા ચાલી શકે, પણ કોઇ બાળવિધવા ખુલ્લી રીતે પુનર્લગ્ન કરવાનો

પ્રસ્તાવ રજુ કરે તે ચાલી શકે નહિ ! કેવી આશ્ચર્યકારક પ્રણાલિકા છે? સમાજના નિયમો જ્યારે રચાય છે, ત્યારે સગવડ, સંજોગો, દેશ, કાળ, પ્રકૃતિ વગેરે તમામ બાબતોનો વિચારપૂર્વક અભ્યાસ કરીને રચાય છે, પછી એ રચાયેલા નિયમો પ્રમાણે રૂઢીઓ અને બંધારણ મજબુત થાય છે શાસ્ત્રવાદીઓ એ બંધારણને સંસ્કૃતિનું નામ આપે છે, પરંતુ જ્યારે એ સંસ્કૃતિ અને બંધારણ પ્રાણરહિત થઇ નામ માત્ર રહે, ત્યારે એવા ખાલી ખોખાને દીવાસળી ચાંપી જલદી ફુંકી દેવું, એ શું હિતાવહ નથી? દંભી જીવન કરતાં બંડખોર જીવન વધારે ઉત્તમ છે, એમ હું માનું છું અને તેથી મેં ઘણીએ વાર શિવલક્ષ્મીને દંભી જીવન ત્યજી દેવાનો ઉપદેશ આપ્યો હતો, પરંતુ તેના દિલનો દોર કાબુમાં રહી શક્યો નહોતો દેખાવના દબદમા નીચે તેનું મન વિત્ત, વૈભવની લાલસા છાડી શક્તું નહિ ! તે હમેશ બપોરને વખતે પોતાની અધમ પ્રવૃત્તિને પોષણ આપી આવતી અને તેનો તેને જરાયે અફ- સોસ થતો નહિ એક વખત ધર્મનું પગથીઉં ચૂક્યા પછી માણસની વિવેકબુદ્ધિ નષ્ટ થઇ જાય છે. અને કવિ કહે છે તેમ ત્યાર પછી

> ભ્રષ્ટ થયું જરી તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો !
> ભ્રષ્ટ થઇ મતિ તેનો શતમુખ વિનિપાત જ નિર્મેલો !+

આકાશમાંથી ઉતરેલી સ્વર્ગંગા એક વખત સ્થાનભ્રષ્ટ થયા પછી શંકરના શિર ઉપર પણ ટકી શકી નહિ, એનો વિનિપાત એટલી હદે પહોંચ્યો કે તે દુનિયાને ઉદાહરણરૂપ થઇ પડી ! હું એ વાત અત્યારે ઘણી સારીરીતે સમજું છું, પણ મારા હૃદયની અસ્થિર દશામાં મને તેનું કાંઇ ભાન નહોતું ખરાબ સોબત, ખરાબ વિચારો અને ખરાબ શિખામણ જ્યાં હમેશ પોતાનું કાર્ય કર્યા કરે, ત્યાં સારૂં પરિણામ કદી આવી શકે નહિ મારા હૃદય ઉપર એ વખતથી જ અનીતિની છાપ પડી ગઈ હતી

---

+विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः —भर्तृहरि.

ધીમે ધીમે મારો માનસિક પ્રવાહ અવળા પથમા ગતિ કરવા લાગ્યો, પણ જ્યાસુધી મારા પતિ હયાત હતા ત્યાસુધી–જો કે મને એમના તરફથી છાટાભાર સુખ નહોતુ છતા પણ–હુ મારા ધર્મમાથી ચલિત થઈ નહોતી અને હુ અભિમાનપૂર્વક કહુ છુ કે મારી વૈધવ્ય દશામા જો મારે માથે વિના અપરાધે વિવિધ કલકો મૂકી મારા શ્વસુરપક્ષના માણસોએ મારો તિરસ્કાર ન કર્યો હોત તો હુ આ રસ્તે કદી ચડત પણ નહિ ! મારા પતિ સાથેનો એ પહેલો અને ખરૂ કહુ તો છેલ્લો પ્રસગ હતો મારા સૌભાગ્યસુખનો અને સધવાજીવનનો એટલેથી જ અત આવવો નિર્માયો હતો અને એ તો સ્પષ્ટ છે કે જે નિર્માણ હોય તે કોઇ મિથ્યા કરતુ નથી. દૈવ હમેશા દુર્બળનોજ ઘાતક છે ! ( **दैवो दुर्बल घातक** )

ઉપરોક્ત પ્રસગ પછી હું થોડા દિવસમા મારા પિયર ગઇ હતી અને ત્યારપછી મારે પુન મારા પતિને ત્યા જવાનો સમય સાપડચો જ નહોતો, કારણ કે મારા ગયા પછી મારા પતિને શરીરે મદવાડ થઇ ગયો હતો અને અનેક ઔષધોપચાર કરવા છતા તેઓ જીવી શકયા નહોતા જ્યારે એ સમાચાર મારા પિયરમા પહોચ્યા હતા, ત્યારે અત્યત રડારોળ થઇ રહી હતી સહુ બૈરાઓએ એકત્ર મળીને મારા અલકારો ઉતારી લઇ મને સાધુડી જેવી બનાવી હતી હાથની બગડીઓ સદાને માટે ત્યજાવી મને વિરૂપ બનાવી હતી મારે એ વખતથી કાળા વસ્ત્ર પહેરી ઘરના એક અધારા ખૂણામા ભરાઇ રહેવુ પડતુ હતુ મારાથી કયાઇ બહાર નીકળાતું નહિ, રગેલા કે સારા વસ્ત્ર પહેરી શકાતા નહિ, ઉંચે સ્વરે બોલાતું નહિ, કપાળમા ચાલ્લો કરાતો નહિ, સારા ભોજન જમાતા નહિ અને કોઇની સાથે વાત કરાતી નહિ મારૂ જીવન એ વખતથી જ બદલાઈ ગયુ હતું મારા સાસારક સુખોનો સર્વથા નાશ થઇ ગયો હતો મારા ભાગ્યની દોરી તૂટી ગઇ હતી મારી આશાઓ, ઇચ્છાઓ, ભાવનાઓ, ઉમેદો–સર્વ કોઇનો અત આવી ગયો હતો. લગ્નની પૂર્ણતા એટલેથી જ થઇ ગઈ હતી.

સાસરામા મારી જરૂર કોઇને હવે રહી નહોતી અને પિયરમા પણ હુ 'બળતી સગડી' થઈ પડી હતી, મારૂ માન સર્વત્ર ઘટી ગયુ હતું મારા ઉપર કોઈ લાગણી ધરાવતુ નહિ કે મારો કોઇ ભાવ પૂછતુ નહિ કલ્પનાની નરમ પીછીવડે ભવિષ્યના જીવનનુ જે સુદર ચિત્ર મેં ચીતરી રાખી છૂપાવી દીધુ હતુ, તેના ઉપર દુર્દૈવે કાળી શાહીનો સીસો ઉંધોવાળી એક ક્ષણમા બધો રગ બગાડી દીધો હતો ! કેવુ મારૂ કમભાગ્ય હતુ ? હુ એ આપત્તિથી માનસિક સ્થિરતા ગુમાવી બેઠી મારા મન ઉપર પડેલા ખરાબ સસ્કારો પ્રબળ થવા લાગ્યા વાસનાની ભૂખ મને સતાવવા માડી હુ નહોતી જાણતી કે જીવનની મધુરતા સયમમા છે, ભોગમા નથી સ્નેહનો આનદ નિગ્રહમા છે, વિલાસમા નથી અને સ્ત્રીની શ્રેષ્ટતા વિશુદ્ધિમા છે, વાસનામા નથી મારી અજ્ઞાનતાથી જીવનનાવને મેં અધોગતિના સાગરમા ડૂબાવ્યુ ! મારી નૈતિક શક્તિ ક્ષીણ થઇ ગઈ હુ સયમ સાચવી શકી નહિ.

અમારી જ્ઞાતિ ધર્મવાળી અને ઉચ્ચ ગણાય છે વેપારી આલમમા તે ખાસ જાણીતી છે કેટલાક રિવાજો અમારામા સારા છે, પણ કેટલીક બાબતોમા જ્ઞાતિની બેવકુફીનો અત જ નથી સ્ત્રી વિધવા થઇ એટલે સાસરામાથી તેનો અધિકાર ઉઠી જાય છે તે બિચારીને પિયરનો પથ નીહાળવો પડે છે. જો ત્યા સારૂ હોય તો ઠીક, નહિ તો 'કપાશીયો જ્યા જાય ત્યા લોઢાય' એ કહેવત પ્રમાણે વિધવા જ્યા જાય ત્યા પિડાય છે. ઇશ્વર અને અદૃષ્ટ ઉપર અજબ વિશ્વાસ હોવાને લીધે સસારને તપોવન બનાવી એવી સ્ત્રીઓ દુ:ખોને સહન કરવાનુ બળ મેળવી શકે છે ખરી, પણ તેમની અવગણના કરીને જ્ઞાતિ કાઈ લાભ મેળવી શક્તી નથી, એ તો નિર્વિવાદ વાત છે. અમારી જ્ઞાતિનો પુરુષવર્ગ કેળવાએલો ગણાય છે, પણ તેમના તરફથી સ્ત્રીઓની નપાવટદશા સુધારી શકાતી નથી. જો કદાચ કોઇ બહુ ઉદારતા દાખવવા જાય તો પોતાની સ્ત્રીને પગની રૂપેરી બેડીઓમા કે હાથની

સોનેરી બેડીઓમા કેદ કરવા સિવાય અધિક કાઇ કરતો નથી વિધવાઓની દશા તો આ જ્ઞાતિમા તદ્દન દયાજનક છે ભરણુપોષણુ નિમિત્તે વિધવાઓના જેટલા કેસો કોર્ટોમા આ જ્ઞાતિ તરફથી દાખલ થાય છે, તેટલા બીજી કોઇ જ્ઞાતિ તરફથી નહિ થતા હોય ! વિધવાઓની એવી દશા કરવા કરતા પુનર્લગ્નની છૂટ જ્ઞાતિ તરફથી અપાતી હોય તો કેટલા બધા અનર્થો થતા અટકી પડે ? જે કન્યા માબાપની ઇચ્છાથી જ માત્ર પરણી હોય, પરણુવુ શુ એ સમજ્યા પહેલા જે 'ગૃહિણી' બની હોય, માતાપિતાએ સારુ કરી લાખો હાથ કરાવ્યો હોય અને અન્યના દોષે જ જેને માથે વૈધવ્યનુ દુ ખ આવી પડયુ હોય, એવી સસારસુખની અપેક્ષાવાળી દેહલગ્નની વિધવાના પુનર્લગ્નોનો પ્રબધ થાય તો તેમા સસ્કૃતિનુ કાઇ નખ્ખોદ નીકળી જવાનુ નથી ! સ્ત્રીઓ પાસે બળાત્કારે વિધવાધર્મનુ પાલન કદી કરાવી શકાશે નહિ, એ હુ છાતી ઠોકીને કહુ છુ મારી જ્ઞાતિને અને સમાજને મારા આ કલકિત જીવનની 'અર્પણુ પત્રિકા' આપીને હું સ્પષ્ટ જણાવી દઉં છુ કે જો જ્ઞાતિમાથી અસખ્ય બાળહત્યાઓ અટકાવવી હોય તો 'લગ્ન'ની રીત સુધારીને વિધવાઓના પ્રશ્નનો તેણે ઉચિત નિકાલ આણુવો જોઇએ.

આ દુનિયામા કોઇપણુ શક્તિ એવી હોય કે જે પોતાની સત્તા અન્યની ઉપર જમાવી શકે, તો તે માત્ર ચારિત્ર્ય છે ઉચ્ચ ચારિત્ર્યથી એક સાધારણુ મનુષ્ય પણુ પ્રજાને હલાવી નાખે તેવા આદર્શ વ્યક્તિત્વને મેળવી શકે છે. ચારિત્ર્યરૂપી હીરો દરેક બીજા પથરાને ઘસી શકે છે. મનુષ્યજીવનનુ સપૂર્ણ સૌન્દર્ય ચારિત્ર્ય છે. આ જગતમા ચારિત્ર્ય એ એક એવુ બળ છે કે બીજા સર્વ બળો એની પાસે તુચ્છ નીવડે છે. ચારિત્ર્ય વિનાનુ જીવન એ જીવન જ નથી. ઘણા માણસોની પેઠે મેં આજ સુધી હેતુશૂન્ય જીવન વ્યતીત કર્યું છે મને તેનો અત્યારે ખૂબ પસ્તાવો થાય છે જો મને ખોટા પ્રલોભનો અને લાલચોને લાત મારી ચારિત્ર્ય સપાદન કરવાની કળા કોઇએ

શીખવી હોત, તો મારી જીંદગી આમ વેડફાઇ જાત નાહે જીવનના સ્પષ્ટ અને નિશ્ચિત હેતુ વિના મે મારૂ આયુષ્ય એળે ગુમાવ્યુ છે મે બહુ અઘટિત કર્મ કર્યું છે, પણ કરેલા પાપને ઢાકવાનો પ્રયત્ન કરી વિશેષ પાપ કરવાનુ હવે મને રુચતુ નથી હું મારા અધ:પતનનો ટુકો ઇતિહાસ અહીં આપી દઉં.

હિન્દુસમાજમા વૈધવ્યજીવનના છૂપા રહસ્યો અણઉકેલ રહે છે વિધવાનુ શ્યામવસ્ત્ર તેના આત્માના અધકારની આગાહી આપે છે આસપાસના વાતાવરણની મલિનતા તેના માનસિક વલણ ઉપર પ્રબળ અસર કરે છે મારી કાકીજી રામલક્ષ્મી અને શિવલક્ષ્મી માથે 'સૂરજની સાખ્યે' વરેલો ધણી હયાત છતા અવળા પથમા વિચરતા હતા, તો પછી મારા જેવી પતિ વિનાની કામાધ કામિની ખોટે રસ્તે ઉતરી પડે એમા શુ આશ્ચર્ય છે? મારી અધમબુદ્ધિ ઉપર આંધી ચડી. હુ પિયરમાથી સાસરે ગઈ પણ સાસરીઆઓએ વિના અપરાધે કલક મૂકી અધમમાર્ગમા ઉતરવાની મને પ્રેરણા કરી મારા બાળવૈધવ્ય ઉપર અનુકપા, દયા કે માનની લાગણી રાખવાને બદલે તેમણે મારો તિરસ્કાર કરવા માડયો. મારી દુષ્ટા કાકીજીએ મને 'જીવતી બલા'નુ ઉપનામ આપ્યુ મારા દિયરો—હરજીવન અને પીતાબર મારી પાછળ પાછળ ચેષ્ટા જોવા ફરવા લાગ્યા તેમની 'સતીઓ' વાતવાતમા મારૂ અપમાન કરવા લાગી મારા નામર્દ કાકાજીએ મને ઘર બહાર કાઢવાની આજ્ઞા ફરમાવી મારી સાસુએ તત્કાળ એ આજ્ઞાનુ પાલન કર્યું. હું એક દીર્ઘ નિ શ્વાસ મૂકી બળતે હૈયે એ ઘરમાથી એજ વખતે બહાર નીકળી

આજસુધી મારો 'પગ ક્યાઇ આડો પડયો' નહોતો, પણ હવે મારા માટ બીજો માર્ગ પણ નહોતો સાસરેથી રજા મળી એટલે પિયરમા આવી લગ્ન વખતે જ્ઞાતિના રિવાજ મુજબ લેવાએલુ મારૂ સ્ત્રીધન—પલ્લુ મારા પિયરીઆના તાબામા હતું, તે મે માગ્યુ જવાબમા મને એવા મર્મવિદારક વચનો કહ્યા કે તે સાભળતા જ હું તો સ્તબ્ધ બની ગઇ! અરેરે, સ્ત્રીને એક પતિની ખોટ પડતા શુ આખું

જગત્ વૈરી બની જતું હશે ? શું વિધવાના કર્મની એટલી બધી કઠીનતા હશે કે તેને મહિયરમાં પણ માન નહિ ? હાય, હિન્દુસમાજ ! વિધવાની અવગણનાનું પાપ તારે ક્યાંસુધી આમ જમા કર્યે જવું છે ? વિધવાના જીવનસમો ઉચ્ચ આદર્શ બીજો કોઇ નથી, પણ રૂઢીઓની ભય કરતા નીચે એ આદર્શ ચગદાઇ ગયો છે અને તેથી મારા જેવી અનેક વિધવાઓ પોતાનો માર્ગ ભૂલી પાપની ગર્તામાં ધસડાઇ જાય છે !

આજ એ વાતને બહુ વર્ષ વીતી ગયા છે સમયના કૈંક પડો ચડી ગયા છે કષ્ટની શિલાઓ હૃદય ઉપર કેટલીએ પડી છે અને કેટલીએ ઉખડી ગઇ છે અવનવા અનેક દૃશ્ય અનુભવ્યા છે અને તેથી હૃદય ઉપર કૈં કૈં રંગો લાગી ગયા છે સંસ્રુતિનુયુદ્ધ હજુ વિરમ્યું નથી, છતાં મારી બુદ્ધિ અનુસાર જય-પરાજયનું સરવૈયું મે કાઢયું છે મને આ દેશની વિધવાઓની અવદશા માટે પુરુષ જાતિ જ જવાબદાર લાગે છે પુરુષોએ પોતાની પવિત્રતાનું દેવાળું ન ફૂક્યું હોત તો વિધવાઓને હાથે પાપાચરણ શી રીતે બનત ? હું એ જાતિને કહું છું કે—

સરલ સ્વભાવના અમલ અંતરને અડકી,
પ્રણયભર્યા વૃથા વચન વાર હજાર વદી,
મધુર મુખે હસી, છળથી છેતરી મુગ્ધ કરી,
શરણ દઇ હણો અરર ! નિત્ય નૃશંસ બની !

\+ \+ \+ ×

તમ સહવાસથી અધિક રમ્ય દીસે મરણ,
ખલજનસંગથી ઉચિત સંગતિ શૂન્ય થવું,

સ્રોતસ્વિની

પણ એવા ઉપાલંભો આપવાથી શું મારી બગડેલી બાજી હવે સુધરે તેમ છે ? એ તો જે બનવાનું હતું તે બની ગયું. એના ઉપર કેટલોએ અફસોસ હું કરી થાકી મારા કિસ્મતમાં આવું કલંક લખાયું હશે, એમ ધારીને મૃત્યુની રાહ જોતી મારા આયુષ્યના દિવસો પૂરા

કરું છું મને મારા માબાપે જો મારૂં સ્ત્રીધન સોંપી દીધું હોત, તો હું પેટને માટે મારૂં શિયળ ન વેચત ! મહિયરમાં મારી અવગણના થયા પછી હવેલીના એક મુખીયાજી સાથે મેં મુંબઈનો રસ્તો લીધો હતો અને ત્યારથી જ મારા અધઃપતનની શરુઆત થઈ હતી. મારા ગયા પછી મારા સાસરીઆ કે પિયરિયાએ મારી શોધ કરી નહોતી. એક વહી ગએલી વિધવાની શોધ ચલાવવામાં સનાતન સંસ્કૃતિનું ખૂન થઈ જાય છે ! એટલે સનાતનીઓ એવી શોધ ચલાવતા નથી ! બાળ લગ્ન, વૃદ્ધલગ્ન, કજોડા વગેરે હત્યારા રિવાજને પરિણામે વિધવા થએલીને જીવનપર્યંત્ 'ગાર્ગી' બનવાનું ફરજિયાત ફરમાન જે સમાજ ઘડી શકે, તે સમાજ પાસેથી દયા, અનુકંપા, ઉદારતા કે બીજી કોઈ સારી આશા રાખી શકાય નહિ

મુંબઈમાં ગયા પછી છ મહિના સુધી મારો વ્યવહાર તે પુરુષની સાથે બરાબર ચાલ્યો, પણ તે પછી તેને એક શ્રીમંત 'ભગતાણી' મળી ગઈ, એટલે તેણે મારો ત્યાગ કરી દીધો. હું એ વખતે ખૂબ હતાશ થઇ ગઈ એ પુરુષમાં મોહાન્ધ થઈ મેં નાતજાત, સગાસંબંધી અને વતનનો ત્યાગ કર્યો, પરંતુ મારી મુરાદ બર આવી નહિ મેં તેને બહુ કાલાવાલા કર્યા, મને આમ અધવચ નહિ રઝળાવવા માટે ખૂબ વિનતી કરી, પણ તે સ્વાર્થી માણસે કશું કાન ઉપર લીધું નહિ મારો તેના ઉપર બીજો કાંઇ અધિકાર નહોતો, એટલે હું વધારે શું બોલી શકું ? જો પરણેતર પતિ હોય તો સરકાર દરબાર મારફત ભરણપોષણ મેળવવાની તદબીર રચી શકું, પણ આ તો બધો મામલો જુદો હતો. હું જેને વાત કરતી, તે બધા મને મૂર્ખી ગણતા આખરે હું નિરાધાર હાલતમાં તેનાથી અલગ થઇ.

મેં હવે મુંબઇમાં આમ તેમ ભટકવા માંડયું મારો વિચાર કોઇ સારા પુરુષની સાથે ઘર માંડવાનો હતો એક દિવસ અચાનક માધવબાગમાં મને એક વિધુર બ્રાહ્મણ મળી ગયો. હું બ્રાહ્મણી છું એમ કહી મેં તેનું ઘર માંડયું, પૈસે ટકે એ માણસ ખાલી હતો, પણ મુંબઇના છ માસના વસવાટે પૈસા પેદા કરવાની કળા હું શીખી

ગઈ હતી. મારા એ નવા ધણીને બંદર ઉપર નોકરી હતી સવારે દસ વાગે જમીને તે જતો, અને સાંજે આઠ વાગે પાછો આવતો બપોરના બધા સમયમાં સ્વચ્છંદ મ્હાલવા માટે મને અનુકૂળતા હતી હું તેનો લાભ લીધા વિના રહી શકી નહિ! વિવેકભ્રષ્ટ થએલીને બીજું સૂઝે પણ શું? મને એ રસ્તા વગર બીજા રસ્તાની માહિતી જ નહોતી. ઝાંઝવાના જળ જેવા ખોટા સુખ પાછળ હું તૃષાતુર મૃગની પેઠે દોડતી હતી, પણ તેમાં મને ખરૂં સુખ સાંપડયું નહિ અનીતિને રસ્તે એકઠા કરેલા પૈસા, કપડાં, દાગીના વગેરે ક્યાં ચાલ્યું ગયું, તેનો અત્યારે પત્તોયે નથી! શરીરમાં જોમ હતું અને કાયા કથળી નહોતી ત્યાંસુધી મારો એ રાક્ષસી વેપાર ચાલ્યો, પણ તે પછી મારા બહુ જ ભુંડા હાલ થયા મારા તે બ્રાહ્મણ પતિને મારા દુરાચરણોની માહિતી મળી ગઇ હતી એક દિવસ તેણે મને ખૂબ શિક્ષા કરી અને તે પછી બે ત્રણ દહાડા રાહ જોઇ તેણે મને ઘરમાંથી કાઢી મૂકી.

હું ત્યાંથી મારાં કપડાંલત્તાં વગેરે લઇ પાંજરાપોળની બીજી ગલીમાં મારી એક બ્હેનપણીને ત્યાં ગઇ એ બ્હેનપણી જાતની લુહાણી હતી એની ઉમ્મર ચાલીશેક વર્ષની હતી. એનો ધણી મરી ગયા પછી કાઠીઆવાડમાંથી તે એક નાગરબ્રાહ્મણ સાથે નાતરૂં કરી મુંબઈ આવી હતી આગલા ઘરના તેને બે દીકરા અને એક દીકરી એમ ત્રણ સંતાન હતાં, પણ તે બધાં લુહાણા ઓરફનેજમાં ઉછરતાં હતાં. એ બાઈ જમાનાની ખાધેલી એક ખેલાડુ ઓરત હતી એ બાઇનું પિયર જે ગામમાં હતું, તે ગામમાં મારાં સગાંવહાલાં રહેતાં હોવાથી હું ઘણીવાર ત્યાં ગએલી, એટલે અમે એક બીજાને બહુ લાંબા વખતથી ઓળખતાં હતાં. મુંબઇમાં આવ્યા પછી અમારૂં બન્નેનું જીવન સમાન વ્યવસાયી થઇ જવાથી અમારી વચ્ચે ગાઢ મૈત્રી જામી હતી મને અધમ પ્રવૃત્તિઓમાં નિપુણ બનાવનાર એ બાઇ હતી હું એ પ્રવૃત્તિ-ઓનું વર્ણન વિસ્તારથી અહીં નહિ આપી શકું, કારણ કે તેમાં સ-માજને સાર લેવા જેવી કોઇ ઘટના નથી. મારૂં જીવન એ પિશાચી

ધંધાથી છેક પતિત થઈ ગયું હતું, છતાં કમનસીબની વાત એ હતી કે હું તેમાંથી નિવૃત્ત થઈ શકતી નહોતી મારામાં કેળવણીના સંસ્કાર અધુરા હતા અને સોબત નઠારી હતી, એટલે ચારિત્ર્યરૂપી ઉત્કૃષ્ટ થાપણ હું મેળવી શકી નહોતી અધમ પ્રવૃત્તિ છોડી સમાજમાં ભળવા માટે એવી ચારિત્ર્યરૂપી થાપણની ખાસ જરૂર હતી, કારણ કે બુદ્ધિમાન્ કરતાં ચારિત્ર્યવાન્ વ્યક્તિ વધારે લોકાદર મેળવી શકે છે, પણ મારા કર્મે લોકાદરને બદલે લોકતિરસ્કાર નિર્માયો હતો, અને મેં તે પેટ ભરીને ભોગવ્યો !!

મારૂં જીવન અત્યારે હવે મને તદ્દન નિરર્થક લાગે છે મારાં દુઃખોની અવધિ નથી હું જીવતી છતાં મરણ પામેલી છું, કારણ કે અપયશ મરણ કરતાં પણ ભુંડો છે જેની કીર્તિ આ જગતમાં અમર છે, તે સ્ત્રી પુરુષો હમેશાં જીવતા જ છે * આવું ભારરૂપ જીવન જીવવા કરતાં હવે તો મરણ આવે એ જ વધુ ઇચ્છવાયોગ્ય છે લગ્નના ભભકાભર્યા નામ નીચે રૂપ, ગુણ, વય, વિદ્યા વગેરેની અસમાનતાવાળાં ઢીંગલા ઢીંગલીઓને જોડવામાં જે સમાજ ધાર્મિકતા માને, તે સમાજને મારા જેવી બાળવિધવાઓની આવી પાપકથાઓ વાંચવાનો સમય પણ આવે જ મારાં પાપ અપરિમિત છે, પણ એ પાપ કરવાની મતિ મને કેવા સંજોગોમાં સૂઝી, તેનો જો ખ્યાલ કરવામાં આવે તો કોઈક દહાડો પણ સમાજની બદીઓ અટકી પડે મારા યશલોભી પિતાની આબરૂના મારા હાથે કાંકરા થયા છે અને મારા ધર્મલોભી સસરાની ધાર્મિકતાનું મારા હાથે ખૂન થયું છે મારી ભૂલોનો હું આમ પ્રકટપણે ઇકરાર કરૂં છું, પણ સમાજને હું પૂછું છું કે માથાના વાળ જેટલા ધણીઓ કરી 'સતી'માં ખપાવવા માગતી રામલક્ષ્મી કરતાં અને ખોજા ગૃહસ્થ સાથે આડો વ્યવહાર રાખી 'વૈષ્ણવવાણિયણ' ગણાતી શિવલક્ષ્મી કરતાં શું હું શ્રેષ્ઠ નથી ? મેં મારા જીવનને દંભથી દૂર રાખ્યું છે મને હિન્દુધર્મે અને હિન્દુસંસ્કૃતિનું

---

* कीर्तिर्यस्य सजीवति.

પુરેપુરૂ અભિમાન છે મારે રૂવે રૂવે પાપનો પસ્તાવો વ્યાપી ગયો છે અને મારૂ હવેનુ આયુષ્ય ઇશ્વરભજનમા વ્યતીત થાય છે પણ મને મારા કર્મો કરતા આ સમાજનો દભ વધારે સાલે છે હાલની વિલક્ષણ કેળવણી વ્યક્તિઓની નિર્બળતા છૂપાવવાના હથિયાર તરીકે જ વપરાય છે જેને વધારે દભ આવડે તે વધારે ડાહી ગણાય છે કોઇ ભોળી સ્રીની એકાદ નજીવી ભૂલ પકડાઈ જતા સમાજ તેને માથે માછલા ધુએ છે, જ્યારે સો ઉદર મારીને કેદારકકણ પહેરી બેઠેલી ચાલાક ચતુરાને દુનિયા ફૂલની માળાઓ લઇ પૂજે છે! કેવો વિચિત્ર અધન્યાય છે? કેવો વિલક્ષણ આ સસારનો પ્રવાહ છે?

જે સમાજમા આવો અધન્યાય પ્રવર્તતો હોય, જે સમાજમા દભી ધર્માત્માઓ ગોઝારી બદીઓ ચલાવવા ટેવાએલા હોય, જે સમાજમા આડબરથી શખણીઓ 'સતી'મા ખપાવવા માગતી હોય અને જે સમાજમા સસ્કૃતિને નામે ન્યાયબુદ્ધિનું ખૂન થતુ હોય, તે સમાજ હવે ફના થઇ જાય એ જ પ્રભુ પાસે મારી પ્રાર્થના છે પુરુષ વર્ગે લાબાકાળથી સ્રીજાતિને જે સયોગોમા ગોધી રાખી છે, તે સયોગોના જ આ બધા ફળ છે હિન્દુ **માબાપો હજુપણ પોતાનાં સતાનોનાં લગ્નની ગભીરતા નહિ સમજે અને તનમનનાં કજોડાં કર્યે જશે તો સમય એવો આવશે કે એક એક હિન્દનું ઘર એક એક નરકાગાર બની જશે અને તેમાં રહેનારા માણસો કગાલ જીવન ભોગવી પરદેશીઓની મહેરબાની ઉપર જ ટકવાની વાતો વિચારશે! સ્વતત્રતા અને સ્વરાજ્ય તેમને માટે સભવશે જ નહિ! પ્રગતિનો પથ તેમને માટે અતિદૂર થઇ પડશે!**

માનવસમાજમા અત્યારે વિવિધ પ્રકારના તાડવનૃત્ય થઇ રહ્યા છે વિધિના વિધાન કેવા હશે, તેની કોઇને ખબર પડતી નથી નાટકના પડદા પડે તેમ સમાજ ઉપર ભિન્નભિન્ન પડદા પડી રહ્યા છે ભૂતકાળથી ચાલતી આવેલી રૂઢીઓએ એટલીબધી મુશ્કેલી અને

ગેરસમજુતી પેદા કરી છે કે તેથી સમાજને ગભીર હાનિ થઇ રહી છે. ગામડાઓમા અને શહેરોમા સ્ત્રીપુરુષો એ રૂઢીઓને વશ થઇ પોતાના દુર્ગુણોને છૂપાવવાની તાલીમ કેળવી રહ્યા છે. યુવાનવર્ગ તેજસ્વી ભવિષ્ય નીપજાવવાની યોજના યોજી શકતો નથી. જે સમાજમા અયોગ્ય લગ્નને લીધે અનાચારો વધતા હોય, અસતોષી પતિ-પત્નીઓ આડે રસ્તે ઉતરી પડતા હોય, રૂપ ગુણ અને તનમનના કજોડાથી દપતીની આશાના અકુરો ઉપર ધગધગતા અગારા મૂકાતા હોય, વિધવાઓને પુનર્લગ્નની છૂટ ન હોય, પણ ગુપ્ત વ્યવહાર ચલાવવાની છૂટ હોય, નામર્દ કાગડાઓની કોટે હસણીઓ બાધવામા આવતી હોય, સ્ત્રીઓને ગુલામી મનોદશામા રાખી, પ્રકાશના પગલાથી દૂર કરવામા આવતી હોય, અને દભને જ ખરો દેવ માનવામા આવતો હોય. તે સમાજને હવે આગળ વધવાનો જરાય હક્ક નથી મારા જેવી પસ્તાવાની આગમા બળી રહેલી નિરાધાર અબળાનો જે સમાજ સ્વીકાર કરી શકે નાહ, તે સમાજનો વિનાશ થાય એ ઇશ્વરી સકેત છે.

મુબઇમા રહીને મારા જેવી માર્ગ ભૂલેલી અનેક બાઇઓની કરુણ હાય મેં સાભળી છે. ગુજરાત, કાઠીઆવાડમાથી ઘણી વિધવાઓ ભૂલનો ભોગ બનીને મુબઇમા આવે છે અને થોડા વખતમા જ પોતાની ભૂલ સમજાતા તેઓ સવળે રસ્તે ચડી જાય છે, પણ સમાજ તેમને સ્વીકારવા તૈયાર નથી, એટલે તેઓ નિરૂપાયે ગધાતી ગટરમા પડી રહીને પોતાનુ આયુષ્ય પુરૂ કરે છે.

એક બ્રાહ્મણી મારી બ્હેનપણી છે ગુજરાતમાથી તે ન્હાસી આવેલી છે તેને હાથે માત્ર એક જ ભૂલ થઈ છે અને તે ભૂલ તેના સબધીઓએ કરાવેલી છે એની જ્ઞાતિ વિદ્યા અને ધર્મમા આગળ પડતી છે, પણ વિધવાઓને માટે તે જ્ઞાતિએ પણ કાઇ ઉકાળ્યુ નથી એ બાઇને અમે સૌ તારાલક્ષ્મી કહીએ છીએ, પણ તેનુ ખરૂ નામ સુદરલક્ષ્મી છે. એની સોળ વર્ષની ઉમ્મરે તે વિધવા થઇ હતી. યૌવનના વસતકાળમા જ તેના ભાગ્યાકાશમા શ્યામ વાદળી છવાઇ ગઇ

હતી એનુ સૌન્દર્ય એ વખતે અનુપમ હતુ એમ તે કહે છે અને તે મને સાવ સાચુ લાગે છે, કેમકે અત્યારે પણ તેના રૂપ લાવણ્ય જોવાને તેવા કાયમ છે એ બાઇએ મને પોતાની બધી વીતક વાર્તા કહી છે. એને કર્મે જ્યારે રંડાપો આવ્યો, ત્યારે એ સાવ અજ્ઞાન હતી એની અજ્ઞાનતાનો લાભ એના જેઠ જેષ્ટારામે લીધો હતો જેષ્ટારામ કાળા કામ કરનાર એક નરરાક્ષસ હતો. તારાલક્ષ્મી કહે છે કે હજુ તે શયતાન્ જીવે છે એ નગાધમે તેની 'ગદ્ધાપચ્ચિસી'મા પોતાની સગી મામીના શિયળને લૂટયુ હતુ અને એ પાપ જાણે અધુરૂ હોય તેમ પાછળથી પોતાના નાના પિતરાઇ ભાઇની આ વિધવાનું જીવન બગાડવા પણ તે ચૂકયો નહોતો અહીંની તારાલક્ષ્મી-એ વખતની એના કુટુબની 'સુંદરવહુ' શરીરની અને મનની સુન્દરતામા ખૂબ વખણાતી હતી જેષ્ટારામ તેને વખાણનારાઓમા પહેલો હતો સ્ત્રીઓ સ્વભાવથી ભોળી હોય છે, એટલે સુદરલક્ષ્મી પોતાની પ્રશસા સાભળીને ફૂલાઈ ગઇ હતી એક વખત જેષ્ટાગમે એકાતમા તેનો હાથ ઝાલ્યો અને થોડી આનાકાની પછી એ અજ્ઞાન વિધવા **આ ધકારને શરણે પડી** ગઇ

શુ પુરુષ જાતિ સ્ત્રીઓની સુન્દરતાના આમ નર્યાં ખૂન કરવા જ આ જગત્ ઉપર હયાતી ધરાવે છે? રૂપ અને લાવણ્યને પવિત્ર રાખવામા શુ તેમનુ 'પુરુષત્વ' હીણું થઇ જાય છે? તેમની નિર્વીર્યતા અને નિસ્તેજ દશા છેક છેલ્લી હદે પહોચવા છતા શુ તેઓ પોતાની પાશવતા અને શયતાનીયત હજુ નહિ ત્યજી શકે? અજ્ઞાન વિધવાને શીરે હિન્દુસમાજની પવિત્રતા સાચવવાનો ભાર મૂકી પુરુષ જાતિ પોતાની પ્રતિષ્ઠાનુ દેવાળુ આમ ક્યા સુધી ફૂકયા કરશે? મને આશ્ચર્ય થાય છે કે પુરુષો આવી પાશવતા કયા સુધી ચલાવ્યા કરશે? વિધવાઓને અવળે રસ્તે ઉતારીને તેઓ સમાજમા 'ખાનદાન ગૃહસ્થ' રહી શકે છે અને તેમની વાસનાની જ્વાળામા હોમાઇ ગએલી વિધવાઓ 'વઠેલી' ગણાઇ સમાજ બહાર ધકેલાઇ જાય છે! કેવો વિચિત્ર કાયદો છે? જે સમાજમા અન્યાયથી ભરેલા આવા એકપક્ષી કાયદા

હોય તે સમાજ 'સંસ્કૃતિનો ઉદ્ધાર' કદી કરી શકે નહિ! સુંદરલક્ષ્મીના જીવનની પાયમાલી કરનાર તેનો જેઠ જેષ્ટારામ અત્યારે સમાજમાં બચ્ચાં કચ્ચાંવાળો થઇ 'નસીબદાર' ગણાઈ રહ્યો છે, જ્યારે આ બિચારીના નામ ઉપર એના કુટુંબની 'સતીઓ' ધિક્કાર વરસાવી રહી છે. હું બીજાની વાત શામાટે કરૂં? મારી કાકીઓ-રામલક્ષ્મી અને શિવલક્ષ્મી ધણીના ઓથાતળે યથેચ્છ વંઠેલું જીવન ગાળી બહારથી સદ્‌ગુણી ગણાઈ રહી છે, જ્યારે મારા નામ ઉપર હજારો તિરસ્કાર વરસી રહ્યા છે! હું દૂર બેઠી બેઠી પણ મારા કુટુંબનો હેવાલ જાણ્યા કરૂં છું. મને હમણા જ ખબર મળ્યા છે કે શિવલક્ષ્મી ચાર ચાર સંતાનની માતા થવા છતાં હજુ પોતાની ખરાબ આદત છોડી શકી નથી. સમાજમાં વર્ણસંકર પ્રજા પેદા કરનારી આવી રાક્ષસિણીઓ ખુશીથી રહી શકે અને મારા જેવી સારા રસ્તે જીવન વ્યતીત કરવા ઇચ્છતીને સ્થાન પણ ન મળે, એ સામાજિક ન્યાયબુદ્ધિને શી ઉપમા આપવી?

એક વખતના આ ભવ્યતમ ભારતના ભવિષ્યને માટે ભયંકર વાત એ છે કે તેનો સામાજિક દંભ દૂર નહિ થાય તો હિન્દુઓને નામે એક વર્ણસંકર પ્રજા હયાતીમાં આવશે કે જે સ્વાશ્રય, સ્વાભિમાન, સ્વધર્મ કે સ્વદેશનું નામ પણ કદી જીભ ઉપર લેશે નહિ! દેશનાયકોને જો એ ભાવી ખુંચતું હોય તો એક વખત જાણે-અજાણે સ્વાર્થી પુરુષ નામના પશુને હાથે ફસાઇ પડેલી નિરાધાર અબળાઓને સમાજમાં ભેળવવાની તેઓ કાયદાદ્વારા ગોઠવણ કરાવે. આ પ્રજા તેના સામાજિક જીવનક્રમમાં પણ કાયદાના ચાબુક વિના પાંસરી ચાલે તેવી નથી. એની નિર્લજ્જતા વધી પડી છે. ધર્મ અને સંસાર ઉપર પણ રાજકીય અંકુશ તે માગી રહી છે! દરેક હિન્દીના ઘરમાં સ્ત્રીપુરુષોના અસંયમી યૌવન અને વિધવાના વિલાપ નજરે પડે છે, દરેક હિન્દુના ઘરમાં દંભને ઇશ્વર કરતાં ઉંચું સ્થાન મળે છે અને દરેક હિન્દુકુટુ-

બમાં યુવક યુવતીઓના આદર્શો કચરાઈ જતા જણાય છે આવી દશામા દેશનુ ભાવી મને નિરાશામય લાગે તા તેનો દોષ મને નહિ આપવાની હું મારા વાચકોને વિનતિ કરૂ છુ

હું અત્યારે નિરાધાર છુ, પણ મારો આધાર એક ઇશ્વર છે સમાજના વાતાવરણ સાથે હવે મારા જીવનને કાઈ સબધ નથી સુદરલક્ષ્મી સર્વસગપરિત્યક્તા બનીને પોતાનુ જીવન પ્રભુપથે ચલાવી રહી છે મને તેના સહવાસથી ઘણો લાભ થયો છે જ્ઞાન, ઉપાસના, ભક્તિ, સત્સગ, આત્મનિષ્ઠા, વૈરાગ્ય અને ધર્મ વગેરે મુક્તિના સાધનો-નુ અમે સેવન કરી રહ્યા છીએ સુદરલક્ષ્મી હમેશ કહે છે કે મનુષ્યના સુખદુખના દેશ, કાળ, કર્મ, ક્રિયા, મત્ર, ધ્યાન, દીક્ષા અને સગ એવા આઠ હેતુઓ હોય છે તેમા કોઇ વખતે એકનુ પ્રધાન-પણ હોય છે, તો કોઇ વખતે બીજાનુ હોય છે એક જ બાબતને સર્વત્ર લાગુ કરી શકાતી નથી આ ઉપરથી મને મારા દુખોની જરાય વેદના હવે થતી નથી ઉલટુ એ દુખોથી મારો અનુભવ વધ્યો છે અને અત્યારે પ્રભુભક્તિનુ નવીન બળ મારામા આવ્યુ છે

મે આ આત્મકથા આત્મપ્રશસા કરાવવાના હેતુથી લખી નથી. ખરૂ કહું તો તેમા પ્રશસા કરાવવા જેવુ છે પણ શુ ? આ તો સમાજમાથી 'ઉછળી' કે 'ઉધળી' ગએલીની પાપકથા છે નીતિ અને ધર્મના ઇજારદારો તેને વાચવાના નથી, એ મારી ખાતરી છે, કારણ કે દભી સમાજને હમેશા દભી સાહિત્ય જ પ્રિય લાગે છે તેને આવી 'નગ્નસત્ય' રજુ કરતી કહાણીઓ નથી રુચતી એ હું સમજુ છુ, પણ મે આ વાત લખીને 'આવતી કાલના પુરુષને' માટે એક વિચારણીય પ્રશ્ન ચર્ચ્યો છે મને વિશ્વાસ છે કે 'યુગપ્રધાન' પુરુષ ઉત્પન્ન થશે અને સમાજના સડાને તથા વાતાવરણની બદબોને સહુથી પ્રથમ તે દૂર કરશે

દેશનો આ સક્રાતિયુગ ચાલે છે સિદ્ધાન્તો ઉપર ઝઝૂમનારા

નરવીરો પેદા થવા લાગ્યા છે આવા સમયમા અનેક સ્ત્રીપુરુષોના લોહી ચુસીને તૃપ્ત થએલી રૂઢીઓનો નાશ થાય તો સામાજિક પુનર્વિધાન સહેલાઇથી થઇ શકે, એમ મારૂ માનવુ છે હુ પ્રભુ પાસે હમેશ એ જ માગ્યા કરૂ છુ મારાથી બીજુ શુ બની શકે તેમ છે? સમાજમા એક વખત ભૂલેચુકે જગમત્રીસીએ ચડી ચુકેલ સ્ત્રી કે પુરુષની યોગ્યતા હમેશને માટે હલકી આકવાના હત્યારા રિવાજથી, તે સ્ત્રી પુરુષોના અનુભવોનો લાભ સમાજને મળી શકતો નથી એક વખત ભવપથમા ભૂલેલાઓ શુ હમેશને માટે એટલા બધા નાલાયક થઇ જતા હશે કે તેમનાથી બહાર મોઢુ ઉઘાડીને સામાજિક બદીઓ ઉપર બોલી પણ શકાય નહિ? હુ તો કહુ છુ કે ભૂલો કરીને જ માણસ આગળ વધી શકે છે નિર્દંભ સ્ત્રીપુરુષોની જવલત ભસ્મ ઉપર જ સમાજ પુનર્વિધાન રચી શકે છે અને તેટલા માટે મે ન્હાને મોઢે મોટી વાતો કહી નાખી છે હવે મારા માટે જલદી મરણ આવે એટલી પ્રભુ પાસે મારી માગણી છે, કારણ કે જીવન અને મરણ મારા માટે સમાન જ છે!!



# અધઃપાત.

---

જો બુદ્ધિબલયુક્ત માનવ કદી કૈ ભૂલ ન્હાની કરે,<br>
તોએ તે અપરાધ સંસૃતિ વિષે ક્ષન્તવ્ય કો ના ગણે,<br>
કિન્તુ અર્ભક, મૂઢ કે વિકળ તો સ્હેજે ક્ષમા પામશે,<br>
જો એ દોષ સહસ્રથી જગતની મર્યાદ છોડી જશે

—સ્રોતસ્વિની

કુદરત જેમ જીવન છે, તેમ મૃત્યુ પણ છે કુદરતી વિચારો અને વિકારોને સંયમમાં રાખવાથી માણસ જેમ જીવવાનો આનંદ લઇ

શકે છે, તેમ એ વિચારો અને વિકારોને નિરંકુશ મ્હાલવા દેવાથી મોતને પણ તે જલદી તાબે થાય છે સામાજિક સંઘમાથી બહાર નીકળી જવુ એ એક પ્રકારનુ મોત છે સમાજ શરીરના સડી ગએલા અંગોને કંપારી ખાધા વિના કાપી નાખી બહાર નીકળી જનાર 'બંડખોર' પરિણામે વખણાય છે, પણ સમાજ શરીરના સડામા ઉમેરો કરી, ખદબદતા કીડાની હાલત ભોગવી છેવટે બહાર નીકળી જનાર પામર ઉપર લોકો થુ થુ કરી ધિક્કાર વરસાવે છે હુ એવા જ ધિક્કારને પાત્ર થએલી એક કમનસીબ અબળા છુ દરેક માનવી પોતે એક એક દુનિયા ગણાતી હોય તો એ ન્યાયે મારી પણ એક દુનિયા છે, અને તેનો પણ કંઈક જાણવા જેવો ઇતિહાસ છે વિદ્વાન મનુષ્યો કહે છે કે ઇતિહાસનું એક પાનુ હમેશા કાળુ હોય છે અને સમાજમા એવા ઇતિહાસ અણગુંથ્યા રહે છે આ એક દુર્ભાગ્યની વાત ગણાય એવા ઇતિહાસ ગુંથાવા જ જોઇએ શા માટે તે અણગુંથ્યા રાખવા ? હું તો આજે મારો ઇતિહાસ કોઇપણ જાતના મનસંકોચ વિના ગુંથુ છુ અને જગતને જાહેર કરૂં છુ કે સંસારની આટીઘુંટીઓથી અજાણી અને દુનિયાના પાપ પ્રપંચોથી અજ્ઞાન બાળ વિધવાઓને માટે જ્યા સુધી કોઇ યોગ્ય સંસ્થાઓની ગોઠવણ નહિ થાય, ત્યા સુધી સમાજના સડી ગએલા અંગોમા વધારે સડો પેસવાનો જ છે।

મનુષ્ય જીવન ગત જન્મના અતિ સમર્થ સંસ્કાર વિના પવિત્ર રહી શકતું નથી. સંસારની મોહક લાલસાઓ તેના નિશ્ચિત આદર્શને ડગાવી અંત:કરણને હચમચાવી મૂકે છે. જો સારી સોબત અને સારૂં શિક્ષણ સાંપડે તો સંયમ સાધી શકાય છે, નહિ તો ભવ સમુદ્રમા જીવનનાવ અધવચ ડૂબી જાય છે. મારૂં જીવનનાવ ખરાબે ચડી ખરાબ થઇ ગયુ છે અને પવિત્રતાના પુણ્યશીલ શિખર ઉપરથી મારો અધ:પાત થયો છે. સમાજની કુરીતિઓ અને અયોગ્ય રૂઢીઓનો તેમા હાથ છે, એટલો બચાવ કરવા છતા મારૂં અંત:કરણ મારી કરણીને માટે મને ડંખે છે. પાપનો ડંખ બહુ વસમો હોય છે. એ ડંખની વેદનાનુ

નિવારણ કેવળ પશ્ચાત્તાપ છે. જો શુદ્ધ હૃદયથી ભૂલોનો ઇકરાર કરી પશ્ચાત્તાપ પૂર્વક પ્રભુપ્રાર્થના કરવામા આવે તો અજ્ઞાત દશામા થએલા પાપો ધોવાઇ જાય છે, એમ ધર્મશાસ્ત્રો કહે છે હુ એ શાસ્ત્રોના વચન ઉપર વિશ્વાસ રાખી આજે મારા પાપ કબુલ કરવા બેઠી છુ

મારો જન્મ ક્ષત્રિય કોમમા થએલો છે જે કોમે એક વખત આખા આર્યાવર્તમા અમર નામના કરી હતી, જે કોમે ઇતિહાસના પાના પોતાની જ યશકથાઓથી ભર્યાં હતા અને જે કોમે આદર્શ કર્તવ્ય જીવનનો અમૂલો મત્ર જગતને સભળાવ્યો હતો, તે પુણ્ય પ્રભાવી કોમમા મે જન્મ લીધેલો છે. મારી કોમનો ભૂતકાળ ઘણો ભવ્ય છે, પણ અત્યારની તેની દશા એટલી દર્દગ્રસ્ત અને શક્તિહીન છે કે મને ક્ષત્રિય નારી તરીકે જાહેરમા મારો પરિચય કરાવતા ખેદ થાય છે ! જે સદ્ગુણો અને શક્તિઓના પ્રભાવથી અમારા પૂર્વજોએ "ધર્મ પ્રતિપાળ"નુ માનવતુ બિરદ મેળવ્યુ હતુ, તે શક્તિઓ અને સદ્ગુણો અમારામાથી અત્યારે પલાયન કરી ગયા છે ! આજે અમે દુર્ગુણો અને દુર્વ્યસનોનો અખડ ઇજારો લીધો છે અમારા પુરુષ વર્ગનુ ચારિત્ર્યબળ નાશ પામ્યુ છે અને અમારો સ્ત્રીવર્ગ સ્વાર્થવશતા અને પાપમયતાથી પેદા કરેલા દુખના ડુગર નીચે ચગદાઈ રહ્યો છે. જ્યા સત્ય અને ધર્મને માટે રણમેદાનમા માથા અપાતા, ત્યા અત્યારે હોકા, અફીણ અને દારૂના કેફમા ઝોકા ખવાય છે જ્યા તરવાર, બરછી અને ભાલાની કેળવણી મળતી, ત્યા અત્યારે દ્વેષ, ઇર્ષ્યા અને કુસપનુ શિક્ષણ મળી રહ્યુ છે જ્યા ક્ષત્રિય બાળાઓને પ્રાચીન સતીઓ અને વીરાગનાઓની યશકથાઓ શિખવવામા આવતી, ત્યા અત્યારે ખટપટ, જૂઠ, દભ અને નિંદાની કેળવણી મળી રહી છે પરમાત્માનો કોઇ કારમો કોપ ઉતર્યો હોય, તેમ અમારી ધરતી અમને ખાવા ધાય છે અમારી જમીન રસકસ વિનાની થઇ ગઇ છે અને અમારા હાલ તદ્દન બેહાલ બન્યા છે.

અમારી આવી સ્થિતિના સર્જક અમે પોતે જ છીએ. અમારાં

પાપ અમાપ થયા છે અમારા પૂર્વજોની કીર્તિ ઉપર અમે કલંકનો કાળો ડાઘ લગાવ્યો છે અમે એકબીજાને નિર્બળ અને નિસ્તેજ બનાવવાની દુષ્ટબુદ્ધિથી અંદરો અંદર લડી રહ્યા છીએ અમારી પામરતા વધી પડી છે અમને એની શિક્ષા મળવી જ જોઇએ અમારી કોમ પૃથ્વી ઉપરથી ફના થઇ જ જવી જોઇએ ગીરાસચાસના લોભમાં જે કોમ વિધવાઓ ઉપર નિર્દયતા વાપરે, વિધવાઓના ઘર-ખેતર ઉપર વરૂની માફક કૂદી પડે તે કોમનો જલદી વિનાશ થાય એ દૈવી સંકેત છે. અમારો વિનાશ હું નજરે જોઈ રહી છું અમે સંજોગોને અનુરૂપ અમારી રૂઢીઓ અને રિવાજો હજુ પણ નહિ બદલીએ તો પૃથ્વી ઉપર અમારા માટે ક્યાંઈ સ્થાન રહેશે નહિ, એમ મને લાગે છે

આ કોમમાં જન્મ આપીને ઇશ્વરે મારા દુર્ભાગ્યમાં એક નવું જ પ્રકરણ ઉમેર્યું છે અમારામાં કૂળમોટપે જેટલું સત્યાનાશ વાળ્યું છે, તેટલું બીજા કોઇએ નથી વાળ્યું ક્ષત્રિઓમાં ઝાલા, વાઘેલા, જાડેજા, વગેરે શાખાઓના ગરાશીઆઓ પોતાને ઉંચા મનાવવાનો દાવો કરે છે, એટલે તેમાં કન્યાઓ આપવામાં બીજા ગરાશીઆઓ મહત્તા માને છે મારા પિતાએ એવી મહત્તાના લોભમાં મને વાઘેલામાં પરણાવી હતી બાલ્યાવસ્થામાં હું બહુ ડાહી અને શાણી હતી. મને ગુજરાતી અને થોડું અંગ્રેજી શિક્ષણ આપવામાં આવ્યું હતું મારા પિતાનો ગરાસ ગુજરાતના એક સાધારણ ગામમાં હતો, અને મને પરણાવી હતી તે ગામ પણ સાધારણ હતું મારા પતિદેવની શાખા ઉંચી હતી, પણ તેમના ઘરની સ્થિતિ ઉંચી નહોતી તેમનો ગીરાસ બહુ થોડો હતો માંડમાંડ નિર્વાહ પૂરતી નિપજ તેમાંથી આવતી હતી, છતાં મારા સ્વામીને અન્ય ઉદ્યમ કરવાની વૃત્તિ સૂઝતી નહોતી કશા પણ સુશિક્ષણ અને સુસંસ્કાર વિના તેમણે આ સંસારમાં પોતાની જીવનયાત્રા શરૂ કરી હતી આરામપ્રિયતા, આળસ અને અભિમાને તેમના ઉપર પોતાની સત્તા સંપૂર્ણ જમાવેલી હતી. વિદ્યા કે ચારિત્ર્યનો

તેમનામા છાટોએ નહોતો. અનીતિ અને અનાચારમા તેમનુ મગજ બાલ્યાવસ્થાથી ટેવાઇ ગયુ હતું

હુ પરણી ત્યારે મારી ઉમ્મર પદર વર્ષની હતી મારા સ્વામી મારાથી બે વર્ષે મોટા હતા જો અમારી વચ્ચે નિષ્કપટ દૈવી પ્રેમ બ ધાયો હોત તો અમારા સુખની દેવોને પણ ઇર્ષ્યા આવત, પર તુ મારા અભાગિનીના નસીબમા એવુ સુખ નિર્માયુ નહોતુ લગ્નને પહેલે દિવસે જ મારી ખાત્રી થઈ ગઇ કે મારા પતિ મને કાયદેસરની ગુલામડી' કરતા અધિક મહત્તા આપતા નથી' તેમને પોતાના કુલાભિમાનનો ફાકો હતો તેમના ખરાબ મિત્રોએ તેમને પાપમાર્ગે ચડાવ્યા હતા મારા સ સારના અમૃત કટોરામા તેમના એવા વલણથી ઝેરના બિન્દુઓ પડી ગયા અમારી વચ્ચે 'બિયાબારૂ' ચાલવા માડયુ સ સારના પહલે જ પગલે મે ગ ભીર નિરાશા અનુભવી મારૂ મન ખળભળી ઉઠયુ 'આવી દશામા શી રીતે જીવન પૂરૂ થશે ?' એ પ્રશ્ન મારા ભાવિજીવનના સ બધમા ઉપસ્થિત થઇ મને મુઝવવા લાગ્યો. મારૂ હૃદય ભડભડ બળવા પડયુ

મારી સાસુએ એ બળતા હૃદયમા ઘી હોમવાની શરૂઆત કરી હિન્દુ સ સારમા ઘેર ઘેર સાસુઓની જે નાદિરશાહી ચાલે છે, તે અમારા ઘરમા પણ ચાલવા લાગી મારા ઉપર તેણે વિવિધ પ્રકારે જૂલમ ગુજારવા માડયો હુ એ જૂલમની ઝીણી ઝીણી વિગતોમા ઉતરવાની અહીં જરૂર જોતી નથી, કારણકે આજ સાસુવહુના તાડવ નૃત્ય ઘેર ઘેર થઈ રહ્યા છે મારા હૃદયમા એ દુખોથી એક પાપવાસનાનો ઉદય થયો રાણકદેવી, પદ્મિની, અને તારામતીના ઇતિહાસ ઉપર કાળી શાહી ઢોળી મારા મનને હું અધમ માર્ગ તરફ ઘસડી જવા તૈયાર થઇ' અહા, એ વખતે મે કેવી ગભીર ભૂલ કરી ? ક્ષત્રિઆણીઓના શૂરાતન, સાહસ, સતીત્વ વગેરે સદ્ગુણોને લાત મારી હું અયોગ્ય કર્મ કરવા તત્પર બની કુળપ્રતિષ્ઠા અને સતીત્વ સાચવવા જ્યા એક વખત રજપૂતાણીઓ જૌહર કરી ચિતાપ્રવેશ કરતી,

ત્યા હું એ બન્ને આદર્શને તિલાંજલી આપવા તૈયાર થઇ ! પતિના વીરો-ચિત મૃત્યુ પછી પોતાના બન્ને પુત્રોનો વધ નજરે નિહાળવા છતા પાટણ-પતિની લાલચોને લાત મારી વઢવાણુ આગળ સતી થનાર રાણકદેવી ની જ પુત્રી હું સતીત્વને બજારૂ ચીજ પેઠ વેચવા તત્પર બની ! સમયની કેવી બલિહારી છે ! જ્યા મોતની સામે ખુલ્લી છાતીએ ચાલનારી વીરાગ-નાઓ હતી, ત્યા આજ વિલાસી પુતળીઓ નજરે પડે છે જ્યા શૌર્ય ત્યાગ, સ્વાર્પણ, સ્નેહ અને ભક્તિની જીવ ત મૂર્તિઓ સમી મહિલાઓ હતી, ત્યા આજ બીરુ, અસયમી, આળસુ, દ્વેષિલી નારીઓ નજરે આવે છે જ્યા પતિને યુદ્ધે ચડતા પોતાનામા પ્રેમાસક્તિ રહી જાય છે, એમ ધારી પોતાને હાથે પોતાનુ જ મસ્તક ઉતારી સ્વામીને સ્વધમ-પરાયણ રહેવાનો સદેશ મોકલનારી રાઠોડાણી હતી, ત્યા આજે મારા જેવી પતિને છેતરનારી રાક્ષસિણી હયાતી ધરાવે છે શો કલિયુગ આવ્યો છે ? શો સમયનો ફેરફાર થઇ ગયો છે ? હુ મારી કોમના એ ભવ્ય ભૂતકાળ સાથે હાલની આ અમારી અધમ દશા સરખાવુ છુ ત્યારે મને પારાવાર અફસોસ થાય છે.

પતિ તરફના નિરાદરથી અને સાસુના સતાપથી મારૂં ચિત્ત વ્યગ્ર બની ગયુ. હુ મારા કુટુબના તરુણ દિયરો અને ભત્રિજાઓ સાથે છૂટથી વાતચાતના પ્રસગો લેવા લાગી મને ખરાબ સ્ત્રીઓની મત્રિ થવા ન ..ı અને તેમની બિભત્સ વાર્તાઓએ મારા ચિત્તને ચલિત બનાવી મૂક્યુ ..ı ક મારો અધ પાત મારા પતિના દેહાન્ત પછી થયો છ, પરતુ મારી મનોભ્રષ્ટતા તો બહુ વહેલાથી શરૂ થઈ ચૂકી હતી અને તેમા મારી એક બ્હેનપણીનો ખાસ હાથ હતો

અમારા ઘરથી થોડે દૂર બળવતસિહ કરીને અમારા કુટુબનો એક ગરાશીઓ રહેતો હતો એના ઘરની સ્થિતિ છેક ગરીબ હતી બાલ્યાવસ્થામાથી તેના માબાપ મરી ગયા હતા. એની એક વિધવા કાકીએ એને ઉછેરીને મોટો કર્યો હતો સ્વભાવે તે બહુ ગરીબ અને ભોળો હતો એનુ હૃદય જેવુ નિર્મળ અને ડરકણુ હતું, તેવુ જ તેનુ

શરીર અશક્ત અને નિર્માલ્ય હતું એ બિચારાને ગળે એની બાર વર્ષની ઉમ્મરમા એક બલા વળગાડવામા આવી હતી ઉપર જે મારી બ્હેનપણીનો મે ઉલ્લેખ કર્યો છે, તે જ એ બાઈ હતી બળવતસિહથી ત્રણેક વર્ષ તે મોટી હતી કોઈ સ્ત્રીઓને સોળ વર્ષે તરુણાવસ્થા આવે છે, તો કોઇને અઢાર વર્ષ પણ આવે છે, પરતુ એ બાઇને પદરમી શરદે કઠમા કોયલ બોલી હતી પરણી તે વખતે જ એ યૌવનના વસત કાળમા હતી. એનો પતિ એના સૌન્દર્યને લાયક બિલકુલ નહોતો, પરતુ હિન્દુસમાજે પતિપત્નીના લગ્નસબધમા લાયકાત જોવાની કે રૂપગુણ સરખાવવાની ક્યારે દરકાર કરી છે? તે તો લાકડે માકડુ વળગાડી છોકરાઓનુ 'વાઢાપણુ' મટાડવાની અને છોકરીઓનો 'કુવાર ઘડો' ઉતારવાની દરકાર માત્ર રાખે છે ઘણા લાબા સમયથી સમાજે એ સિવાય અધિક ઉચા ફરજ બજાવી નથી અને તેથી જ ઠામ ઠામ અનાચારોને પોષણ મળી રહ્યુ છે. અમારા ક્ષત્રિયોમા જ્યારે સ્વયવર અને પસદગીના લગ્ન હતા, ત્યારે આદર્શ વીરાગનાઓ હતી. અત્યારે પસદગીના લગ્ન ન હોય, ત્યારે વીરાગનાઓ પણ ન જ હોય આ એક નગ્ન સત્ય છે, અને તેથી બળવતસિહ પ્રત્યે મારી બ્હેનપણી વફાદાર ન રહી શકી, તમા તેને અધિક દોષ હુ આપી શકતી નથી. વળી પરાયા સ્ત્રીપુરુષોના આડાવ્યવહારમા દોષ માત્ર સ્ત્રીઓને માથે જ શા માટે મૂકાવા જાઇએ? ખરો દોષ તો પુરુષોનો છે સ્ત્રી જાત બીનકેળવાએલી અને ભોળી છે, જ્યારે પુરુષજગત્ કેળવાએલુ કહેવાય છે, જો તેઓ બ્રહ્મચર્યનુ દેવાળુ કાઢવાની કુટેવ છોડી દઇ મન.સયમ રાખે, તો આસમાજમા સડો શી રીત વધી શકે? હાલ લગ્નસસ્કારની ગભીરતા અને પવિત્રતા એ વર્ગે સાવ વિસારી દીધી છે પાતાની પરિણીતા સ્ત્રી ઘરમા હયાત હોવા છતા તેઓ બહાર ભટકવાની ભુડવૃત્તિ કરે અને પગાર આપીને રખાતો રાખે, ત્યા વાતાવરણની પવિત્રતા શી રીતે જળવાય? આજકાલ પુરુષવર્ગના પાપ સમાજમા વિનાશી ઝેર રેલાવી રહ્યા છે. અને તેથી જ પ્રજામા નિબ-

ળતા અને નિ:સત્વતા વધી પડયા છે મારી બ્હેનપણીને તેના ધણી સાથે મનમેળ નહોતો એ વાત ખરી, પણ તેને ફસાવનાર દેવીસિંહની દુષ્ટતા પણ માફ ન થઇ શકે તેવી હતી

જે દિવસથી દેશને શૌર્યની જરૂર ઓછી થઇ, તે દિવસથી અમારો ક્ષત્રિયોનો અધ:પાત શરૂ થયો છે અમારા પૂર્વજોએ મેળવેલી કીત્તિ અને જાગીરોએ અમને એવા અભિમાની બનાવી મૂક્યા છે કે કૂવાના દેડકાની પેઠે અમે બહારની દુનિયાથી સાવ અજ્ઞાત રહીએ છીએ અમારા રિવાજોએ અને અમારી રૂઢીઓએ અમારો જેટલો નાશ કર્યો છે, તેટલો બીજા કોઇએ નથી કર્યો કેળવણી અને સારા સંસ્કારનો અમારામાંથી પ્રતિદિન ઘટાડો થવા છતાં અમે પડદાનો રિવાજ હજુ દૂર કરી શકતા નથી એક વખત જગતને સ્ત્રીશૌર્યનો અનુભવ કરાવનારી ક્ષત્રિયાણીઓને અત્યારે અંધકારમાં ગોંધી રાખવી, એ અમારા પુરુષવર્ગની નરી બેવકુફી છે સ્ત્રીઓ પ્રત્યેનું તેમનું વર્ત્તન ઘણે ઠેકાણે સંકુચિત અને શરમ ભરેલું છે જેમનાથી ક્ષત્રિયવંશનો વિસ્તાર થવાની આશા છે, તેમને અજ્ઞાન અને અશિક્ષિત રાખવાથી કદી તેઓ પોતાની જાતનો ઉદ્ધાર કરી શકવાના નથી! જગત્સમસ્તમાં સ્ત્રીઓની ઉન્નતિ ઉપર વિચારણા થઇ રહી છે, ત્યારે અમારી કોમ તે ઉપર મૂકેલો કાપ ઉઠાવી શકતી નથી તુર્કસ્થાન જેવા બુર્ખાની પહેલ કરનારા દેશમાંથી પડદાને હડાવવામાં આવ્યો છે અને સ્ત્રીઓને જાહેરજીવનમાં ભાગ લેવાની છૂટ મળી છે, પરંતુ અમારો કારાવાસ હજુ દૂર થતો નથી પ્રાચીન કાળમાં સ્વાધીનતાની રક્ષા અર્થે જ્યારે રાજપૂતો રણાંગણમાં પ્રાણની આહુતિઓ આપતા, ત્યારે શૂરી ક્ષત્રિયાણીઓ કાંઈ પડદામાં ભરાઇ રહેતી નહોતી, તેઓ સમરમેદાનમાં જઇ વીરોને પ્રોત્સાહન આપતી, સૈનિકોને રણના સાજ સજાવતી, દુશ્મનના દળને કંપાવતા રણગાતો ગજવતી અને લડવૈયાઓના હૃદયોમાં શૌર્ય જગવતી યુદ્ધનું નામ પડતા પતિ, પુત્ર કે બન્ધુને કેસરીઆ વાઘા સજાવી, ભાલમાં અમરતિલક કરી રણમાં વિદાય કરનારી

સ્ત્રીઓ અશિક્ષિતા નહોતી. તેમની રગરગમાં વીરતા અને પવિત્રતાનો એવો વાસ હતો કે બાલ ક્ષત્રિયોમાં પણ તે મર્દાનગી પ્રેરતી આજ શિક્ષણના અભાવે ક્ષત્રિયાણીઓ કુળપ્રતિષ્ઠાને વિસરી ગઇ છે અને હજુ જો રહેણીકરણીમાં ફેરફાર કરવાની વૃત્તિ આ કોમને નહિ સૂઝે તો અવનતિના ઉંડા ગર્તામાંથી બચી જવાનો ઉપાય પછી હાથ લાગવો મુશ્કેલ થઇ પડશે.

પડદાથી કુલીનતાનું કે મર્યાદાનું રક્ષણ થાય છે, એમ તેઓ માનતા હોય, તો તે મહા ગંભીર ભૂલ કરે છે કારણકે એ પડદાએ તો પુષ્કળ ખરાબી કરવા સિવાય બાજુ કશું કર્યું નથી જગતના પ્રકાશથી અમને વંચિત રાખવાથી અને અમારી ઉપર શંકાની નજરે જોવાથી અમારી નબળાઇઓને કેવળ ઉત્તેજન જ મળ્યું છે. દુનિયાના એક વખતના વીર પુરુષોની જનનીનું માન મેળવનારી સ્ત્રીઓને પિંજરમાં પૂરી રાખી શું અમારો પુરુષવર્ગ એકલો પ્રકાશને પગલે ઉડી શકશે ખરો ? સ્ત્રી પુરુષોના ઉડ્ડયન એક સાથે જ નિર્માએલાં છે. સ્ત્રીને કૂવામાં ગોંધી રાખીને પુરુષ એકલા સંસારસાગર ઉપર સુન્દર સફર નહિ જ કરી શકે ! નારીમંડળને કારાવાસમાં રાખીને ક્ષત્રિયપુત્રો એકલા સ્વતંત્રતાના લ્હાવા નહિ જ લઇ શકે ! અમને અજ્ઞાન રાખવાથી અમારા પુત્રોને અમે સારા સંસ્કાર નથી આપી શકતાં ! અને એ તો ખુલ્લું છે કે માતાના સારા સંસ્કાર વિના દેવીસિંહ જેવા કુટિલ પુરુષો જ હવે ક્ષત્રિય સમાજમાં ઉભરાવાના છે !!

દેવીસિંહ દુષ્ટતાની હદ ઓળંગી ગએલો એક ક્ષત્રિય કુલાંગાર હતો જગતમાં કોઇ એવું પાપ નથી કે જે એને હાથે ન થયું હોય ! હું એના અયોગ્ય કર્મોનું વિશેષ વર્ણન કરીને મારી આ વાર્તાના પાના ગંદા નહિ બનાવું એના દેહમાં દુરાચાર અને દુર્વ્યસન આકંઠ ભરેલાં હતાં. તેજા નામની એક હલકી કામની સ્ત્રીની મદદથી તેણે પોતાના કુટુંબના અને ગામની અનેક સ્ત્રીઓના શિયળનો સંહાર કર્યો હતો ચોરી કરવામાં, રાંકને રંજાડવામાં, વસ્તીને લુંટવામાં અને પરંતુ

બગાડવામા તે એવો પાવરધો બની ગયો હતો કે તેને પોતાના ક્ષત્રિયધર્મનુ જરા પણ ભાન રહ્યું નહોતુ પૂર્વે જે ક્ષત્રિયો પ્રજાને અર્થે આત્મબલિદાન આપતા હતા, તેમના જ વશમા અવતરેલો એ દેવીસિહ પ્રજાના ધન અને પ્રજાની યુવતીઓના શિયળ હરે, એ કેટલા દુર્ભાગ્યની વાત ગણાય? મારી બ્હેનપણી એ અધમના હાથે અનાચારમા પ્રવૃત્ત થઈ હતી અને મને પણ એવો ઉપદેશ તે આપ્યા કરતી હતી

મારો અધ પાત એ મારી આખી કોમના અધઃપાતની આગાહી આપે છે. જે કોમના લોહીમા વર્ષોથી વીરતા, ઉદારતા, પરોપકારિતા, સહૃદયતા, શુચિતા, નિડરતા અને તેજસ્વિતા ભરેલા હતા, તે કોમમા અત્યારે શુ નજરે પડે છે? ઉપલક દષ્ટિએ જોઇએ તોપણ તેમા નિસ્તેજતા, નિર્વીર્યતા, સ્વાર્થાધતા અને અજ્ઞાનતા જ દૃષ્ટિએ આવે છે સ્વતત્રતા સાચવવાને અને સ્થાપવાને જન્મેલા રજપૂતો રુઢીઓની ગુલામીને સર્વત સેવી રહ્યા છે સ્થિતિ અને સમયના ફેરફાર પ્રમાણે રીતરિવાજ અને રહેણીકરણીમા તેઓ ફેરફાર કરી શક્યા નથી અદર અંદરના કલહથી તથા મિથ્યાડબરયુક્ત જીવનથા કોમના પૈસાનું પાણી થઇ રહ્યુ છે, પણ તેમની આખો હજુ ઉઘડતી નથી અને કેળવણીના અભાવથી ક્ષત્રિયત્વનો નાશ થઇ રહ્યો છે, છતા રજપૂત બાલકોને વિદ્યાથી વિમુખ રાખવાની કુપ્રથા હજુ બધ થતી નથી રૂઢીની ગુલામીથી સ્વત્વ સાવ ગુમાવી બેસાય છે, એનો શરા ક્ષત્રિયો શુ હવે વિચાર કરશે ખરા?

વિચાર કરશે એમ કહેવા મન લલચાય છે; પણ આશાનો ઉજાસ ક્યાઇ દૃષ્ટિગોચર થતો નથી આ કોમની વધારે ખરાબ સ્થિતિ ન આવે તેને માટે મને એક ઇલાજ એ સૂઝે છે કે સ્ત્રીઓને કેળવણી આપવી અને વિધવાઓની વિડબના દૂર કરવી હિદની સર્વ કોમોમા વિધવાઓની સ્થિતિ દયાજનક છે, પરતુ આ કોમમા તો વધારે દયાજનક છે સ્ત્રી વિધવા થઈ, એટલે તેના કુટુબીઓ તેનો

ગિરાસ ખાવાની લાલચે તેને વિવિધ પ્રકારે દુ ખ આપવા માડે છે તેના શોકપૂર્ણ જીવનનો ભાર હલકો કરવાનુ, તેના ગ્સહીન શુષ્ક જીવનમા આત્મગૌરવ ગુથવાનુ, તેના પરાવલબી જીવનમા વિકાસ સાધવાની તક આપવાનુ કે તેને સેવાધર્મનુ મહત્ત્વ સમજાવવાનુ કોઇ વિચારતુ નથી, પરંતુ તેને કઇ રીતે વધારે દુ ખ થાય એની જ યુક્તિઓ સહુ ખોળે છે ! વિધવાઓની જ્યા આવી અવદશા હોય ત્યા ચારિત્ર્યશુદ્ધિ ક્યાથી રહી શકે, ? મારી ચારિત્ર્યભ્રષ્ટતાને માટે એ બધો અનર્થપરપરા જ જબાબદાર છે મને એનુ વર્ણન કરતા કપારી છૂટે છે મારા સધવાજીવનના શલ્યો અને વિધવાજીવનની વિડબનાઓ જ્યારે યાદ કરૂ છુ, ત્યારે અત્યારે પણ મારા હૃદયમા-થી દુ ખનો અજબ સ્રોત વહેવા લાગે છે ! મારૂ કર્મહીણુ જીવન આ લોહીતરસી સમાજે એવુ ખરાબ કરી દીધુ છે કે મને મારા ભાવીને માટે સારી આશા રહેતી નથી, હૃદયમા પસ્તાવાનુ ઝરણુ વહેવા લાગ્યુ છે અને કવિના કથન પ્રમાણે –

> હા, પસ્તાવો વિપુલ ઝરણુ સ્વર્ગથી ઉતર્યુ છે,
> પાપી તેમા ડુબકી દઈને પુણ્યશાળી બને છે

એ વિધાન જો સત્ય હોય તો મારા પાપોનો અત આવવાની કાઇક આશા બધાય છે કુદરતનો નિયમ તો એવો છે કે બુરા કર્મો મનુષ્યને નાશના માર્ગ તરફ લઇ જાય છે, પરતુ ડાહ્યા પુરુષો કહે છે કે પ્રભુકૃપાથી જો અકસ્માત પાપનુ ઘેન ઉતરીને આખો ખુલ્લી થઇ જાય, તો સસારસાગર તરી જવાનુ કામ પછી મુશ્કેલ થઇ પડતુ નથી પાપસૃષ્ટિનો પ્રલય થયા પછી પુણ્યસૃષ્ટિનો આરભ થાય છે અને જેવી રીતે ધાન્યના ગણ્યાગાઠ્યા દાણામાથી આખુ ખેતર ધાન્યથી ભરપૂર થઇ જાય છે, તેવી જ રીતે થોડા સારા કામોમાથી પણ અગણિત પુણ્યસચય થઇ શકે છે વાત માત્ર એટલી છે કે મનુષ્યે વિકારો જીતવા માટે તેનો ઉદ્‌ભવ ન થાય તેવી પરિસ્થિતિ કાળજીપૂર્વક સેવવી જોઇએ વિકાર વૃદ્ધિ પામે એવા વાતાવરણમા

રહીને સંયમ સાચવવો અશક્ય છે પારાશર, એકશ્રૃંગી વગેરે તપસ્વીઓને સંગદોષથી વિકાર થયો હતો, તો પછી બીજા સામાન્ય જીવોની તો વાત જ શી કરવી ?

આજકાલ સ્ત્રી વિધવા થઇ એટલે તેની આગળ વૈધવ્યધર્મનો એક મોટો 'આદર્શ' ખડો કરી દેવામાં આવે છે ! અને એ આદર્શમાં ફરજીયાતપણાનું તત્ત્વ ઉમેરી તેનું બળાત્કારપૂર્વક પાલન કરાવાય છે મનુષ્યજીવન માટે આદર્શોની સંખ્યા હજારોની છે શું કરવું જોઇએ અને શું ન કરવું જોઇએ, એની મીમાંસામાં સેંકડો ગ્રંથો રચાયા છે, પરંતુ ન્યાયબુદ્ધિનું જેમાં ખૂન થતું હોય એવી બાબતો સર્વથા ત્યાજ્ય છે પુરુષો ધાર્મિક જ્ઞાનયુક્ત હોવા છતાં 'આદર્શ' પ્રમાણે ચાલી શકતા નથી, તો પછી એક અનાથ, અજ્ઞાન વિધવાને અસીધારાવ્રત પ્રમાણે આદર્શ અનુસાર વર્તવાની ફરજ પાડવી, એના કરતાં વધારે કઠોર અન્યાય કલ્પવા મારી બુદ્ધિ અસમર્થ બને છે પુરુષો કહે છે કે "સ્ત્રીઓને આહાર બમણો, લજ્જા ચારગણી, હિમ્મત છ ગણી અને કામવાસના આઠગણી હોય છે"[1] તો પછી એવી આઠગણી કામવાસનાને 'વૈધવ્ય'ની 'વિમળતા' ઉપદેશાય છે, જ્યારે તેમનાથી આઠમા ભાગની વાસના ધરાવનાર પુરુષને ચાર ચાર પાંચ પાંચ વખત પરણવાની છૂટ અપાય છે ! આદર્શમાં આવો ભેદભાવ સંભવી શકે ખરો ? સઘળા આદર્શ સાપેક્ષ છે એક બીજાની અપેક્ષાએ તેની ઉત્તમતા અથવા મધ્યમતા આંકી શકાય છે લગ્ન એક ઉચ્ચ આદર્શ છે, પણ બ્રહ્મચર્ય તેનાથી પણ ઉત્તમ આદર્શ છે આદર્શવાદીઓ ઉંચા આદર્શને ભલે અભિનંદે, પરંતુ તેમનાથી ઉતરતા આદર્શને નિંદવાનો એમને જરાય હક નથી વિધવાપુનર્લગ્ન એક ઉતરતો આદર્શ છે, પરંતુ તે વ્યભિચાર, બાલહત્યાદિ સ્ખલનો કરતાં અવશ્ય ઉત્તમ છે જો પુનર્લગ્નની છૂટ હશે, તો જ પુનર્લગ્ન નહિ

---

1 आहारो द्विगुण स्त्रीणां लज्जा तासां चतुर्गुणा ।
षड्गुणो व्यवसायश्च कामाश्चाष्ट गुणा स्मृत ॥

કરનારી સ્ત્રીઓની કિંમત ઉંચી અકાશે અને સતીનુ માહાત્મ્ય લોકો સમજશે, પરતુ પરાણે વૈધવ્ય પળાવવાથી ' આદર્શ વિધવાઓ ' દીવો લઇને શોધતાએ નહિ જડે ! જે સ્ત્રીઓના સ્વભાવમા અને સયોગોમા સતીનુ તત્ત્વ ન હોય તેમને સતીની પ્રતિમા બનાવવા માત્રથી શો ફાયદો મેળવી શકાય તેમ છે ? એવા ઉચા આદર્શનો દભ રાખવા કરતા વિધવાઓના પુનર્લગ્ન કરવા હજાર દરજ્જે ઇષ્ટ છે કવિ તો કહે છે કે—

ભાખો, ઓ જગત્‌ના કલ્યાણકર્તાઓ !
પુકારો પૃથ્વીના પડમા
હાકલ મારો મનુષ્યના હૈયા હૈયામા
કે નથી સર્વને માટેના આ વ્રત
પરમ ઇન્દ્રિયનિગ્રહી,
મહારથી આત્મવિજેતા
વિપુલ વૈરાગ્યરસ પત્ર જોગીરાજ,
એજ છે અધિકારી આ કષ્ટસાધ્ય બ્રહ્મચર્યના

—કવિ ન્હાનાલાલ

આમ આદર્શ પાત્રો પરત્વે છે 'સ્થલસયોગાનુસાર તેનુ પાલન થઇ શકે છે મરજી વિરૂદ્ધ આદર્શ એ આદર્શ નહિ, પણ જુલમ છે અને જુલમનુ પરિણામ હમેશા ભયકરતામા જ આવે છે મારા પતિને ખરાબ સોબતથી એક શરમ ભરેલો વ્યાધિ વળગ્યો હતો અને તેમા જ તેમનુ મૃત્યુ થઇ ગયુ હતું મને તેમની હયાતીમા તેમના ઉપર એવો ગાઢ પ્રેમ અને મમતા નહોતા બધાયા કે તેમના મરણ પછી બીજા પુરુષનુ ચિત્વન પણ અકારૂ લાગે ! વિધવાને પોતાના પતિ ઉપર એવો અભેદ પ્રેમ હોય કે જેને પરિણામે એ પતિ વિનાનુ એનુ જીવન ખારૂ થઇ જાય અને હૃદયમા વૈરાગ્યની જ્વાળા પ્રકટી ઉઠે, તો તે વિધવા કદી પણ પુનર્લગ્નનો વિચાર સરખોએ મનમા લાવશે નહિ, પરતુ સઘળી વિધવાઓને માટે એ પ્રમાણે બનવુ અશક્ય છે સમાજમા લગ્નની રીત ઘણી અયોગ્ય છે અને તેથી ઘણા દાખલાઓમા

એવુ બને છે કે પતિના માટે સ્ત્રીના હૃદયમા પ્રેમ કે મમતા હોતા જ નથી એવી પતિપ્રેમવર્જિતા વિધવા વૈધવ્યને કેવી રીતે દીપાવી શકે? સ્ત્રીઓમા કેટલીક સ્વભાવથી એવી હોય છે કે જેમને પ્રેમ કરનાર પુરુષ વિના ચાલતું જ નથી આવી સ્ત્રીઓ વિધવા થાય છે, ત્યારે પુનર્લગ્નની રૂઢી નહિ હોવાથી અવશ્ય આડે માર્ગે ઉતરી જાય છે મારા અયોગ્ય વર્તનમા એ બન્ને તત્ત્વ સમાએલા છે મારા પતિને માટે મને મમતા નહોતી એ એક વાત અને મારો સ્વભાવ પ્રેમપિપાસુ હતો, એ બીજી વાત આ બન્ને વાતથી મારી બાજી બગડી અને મારે શરમ ભરેલી રીતે પસ્તાવો કરવાનો સમય આવ્યો!

મારો અધઃપાત ક્યારે થયો, કેવી રીતે થયો અને કેટલો થયો; એનુ વર્ણન કરવાની આવશ્યકતા મને જણાતી નથી સામાજિક દોષોથી મારી પેઠે કેટલીએ સ્ત્રીઓનો અધ.પાત થઇ રહ્યો છે સમાજમા પતનનો એક વ્યાધિ જ પ્રવર્તી રહ્યો છે, એમ મને લાગે છે શુ ગામડાઓ કે શુ શહેરો દરેક સ્થળે ભૂલોની પરપરા ચાલી રહી છે માણસ જન્મથી અપૂર્ણ છે, સપૂર્ણતા પ્રાપ્ત કરવા માટે તેને મહા વિરલ સયોગોમાથી પસાર થવુ પડે છે વૃત્તિઓ અને વાસનાઓ સામે હૃદયની સનાતન લડાઇ એ કોઈ કુતુહળ કે પરિહાસનો વિષય નથી વ્યક્તિત્વ ખીલવવા ઇચ્છનાર દરેક સ્ત્રીપુરુષને પોતાની પ્રત્યેક દિશાઓ અનેક દૃષ્ટિબિન્દુથી માપવાનો યત્ન કરવો પડે છે આવો યત્ન કરવામા રસજીવન ક્યારેક અસયમી બની જાય છે, પરતુ યત્ર જેવા સયમી જીવન કરતા ભૂલથી અસયમી બનેલુ રસજીવન ઇશ્વરની વધારે નજીક છે, એમ મને લાગે છે નગ્નસત્ય આ સમાજને ગમતું નથી. ધર્મ કિવા નીતિનુ વાચન એવા પ્રકારે વધ્યુ છે કે તે પ્રજામા વાચન માત્ર રહ્યુ છે અત્યારે યત્રવત્ જડ જીવનને ધર્મ ગણવામા આવે છે અને નબળાઇને નીતિ માનવામા આવે છે સમાજમા બહારથી પવિત્રતા જાળવીને છાનો દાભિક વિલાસ સેવવાની કળા સર્વત્ર ખીલી રહી છે શુ પુરુષ કે શુ સ્ત્રી–દરેકના જીવનમાથી કળા,

સરળતા અને સૌન્દર્ય એવા વેડફાઇ ગયા છે કે જેને પરિણામે અહીંનુ સમગ્ર સમાજજીવન કઢગુ બની રહ્યુ છે.

મારે તો આજ મારી ભૂલોની અને અપરાધોની પ્રભુ પાસે ક્ષમા માગવી જ રહી આ સળગતા સસારની મધ્યમા પશ્ચાત્તાપની એક અસ્ખલિત ધારા મારા આત્માના અપરાધને ધોઇ રહેલ છે. દિલનુ દર્દ મટાડવા મોતનુ મીઠુ ઔષધ જ હવે મને જરૂરનુ છે હૃદયમા હુતાશન પ્રકટયો છે, તેને મૃત્યુ સિવાય અમરશાતિનો છટકાવ બીજુ કોઇ નહિ કરી શકે ભગ્નહૃદયમા આત્મખેદની મહાજ્વાળા ભડભડ સળગી રહી છે, પ્રભુ કૃપાના અમૃતબિન્દુ છટાયા સિવાય તે શાત થવાની નથી પ્રકૃતિનો ગૂઢ નિયમ છે કે તાપ પછી છાયા અને ઓટ પછી ભરતી આવે છે શ્યામ રાત્રિ થાય છે તે ઉજ્વળ પ્રભાતના આગમનને માટે અને ધનઘોર વાદળાઓ આકાશમા છવરાઇ રહે છે, તે તપેલી પૃથ્વીને જળવૃષ્ટિથી શાત કરવા માટે આ પ્રકૃતિ નિયમ મુજબ પાપ પછી પુણ્યનો ઉદય અવશ્ય છે અને તેથી પ્રભુમયતાનો પ્રકાશ મારા અધકારમય હૃદયપ્રદેશમા અવનવા અજવાળા ભરશે, એવો મને વિશ્વાસ છે અણુગણી કાળપરપરા હવે મારી જીવનરેખામા ઉચ્ચગ્રાહ અને ઉત્કર્ષના આદોલનો પ્રસારી દેશે, એવી મને શ્રદ્ધા છે હુ મૃત્યુની રાહ જોઉ છુ મારૂ જીવન સમાજને માટે નિરર્થક થઇ પડયુ છે મે મારૂ બધુ આયુષ્ય એળે ગુમાવ્યુ છે, પરતુ મને આ સમાજ ઉપર પણ કાઇ ઓછો તિરસ્કાર નથી આવ્યો હાનિકારક રૂઢીની બેડીઓ પહેરીને આ સમાજે અનેક પાપ વ્હોર્યા છે પોતાના ઉદરમાથી જન્મેલા નિર્દોષ બાળકને દુનિયાની હવાનો સ્પર્શ થતા જ ગુગળાવી પોતાને જ હાથે ગળુ દબાવવુ પડે અને જગતની આબરુનો ખોટો સીક્કો મેળવવાના લોભમા તેને કુવામા, ગટરમા સડામમા કે સુધરાઇખાતાની કચરાની ટોપલીમા છૂપાવવુ પડે એને બાળવિધવાના કમની કઠીનતા કહેવી કે પિશાચિની રૂઢીની પ્રબળતા કહેવી ? જેને જન્મ લઇને સુદર સુવાળા પારણામા પોઢવાનો હક

છે, તે બાળકને પરાણે કાળનિદ્રાને સ્વાધીન કરવુ, એ કેટલા જૂલમની વાત છે ‘પુનર્વિવાહનો પ્રતિબધ કરીને આ સમાજ એવુ પાપ ક્યા સુધી જમા કર્યે જશે ? પરાણે જમાડેલુ અનાજ જેમ અપચો ઉત્પન્ન કરે છે, તેમ પરાણે પળાવેલુ વૈધવ્ય પાપનો વધારો કરે છે, માટે કેવળ રૂઢીનુ દાસત્વ સ્વીકારીને હવે વિધવાઓને દુ ખમા ડૂબેલી નહિ જ રાખી શકાય

રસભરી વસુધા સુખદાહિની, લગીર બીજ ધર્યે ફલદાયિની,
કુસમયે મૃત દેહ થયે ધણી, નવ રખાય કદાચિત વાઝણી

+ + + +

પતિત, નષ્ટ અને પરિવ્રાજક, મૃતથયે પતિ છેક નપુસક,
અવરને પરણી સધવા બની, યુવતી છો બનતી ઉપયોગિની

ઇંદ્રજીતવધ

પ્રાચીન શાસ્ત્રોમા પણ વિધવાપુનર્લગ્નની છૂટ છે, તો પછી રૂઢીદાસો શા માટે તેનો પ્રચાર કરતા નથી ? બાળહત્યાઓથી સનાતન સસ્કૃતિનુ ખૂન નથી થતુ, અને વિધવાઓને ફરી પરણાવવાથી સસ્કૃતિનુ ખૂન થઇ જાય છે ? કેવો વિલક્ષણ તર્કવાદ છે ‘ જો મને નિદ્ય રિવાજના બોજા તળે ન કચડી હોત તો મારા હાથે આવો પાપપ્રમાદ કદી ન થાત ' પિશાચિની રૂઢીએ મારા સત્કર્મોનો નાશ કર્યો છે અને મારા હૈયામા અનિવાર્ય દુ ખની જવાળા સળગાવી છે અરેરે, આ સમાજને વિધવાઓની આવી કષ્ટમય સ્થિતિનો ખ્યાલ ક્યારે આવશે ? જે સમાજમા અસયમી પુરુષવર્ગ વિધવાઓની વિડબના વધારતો જતો હોય, જે સમાજમા સ્ત્રીઓ પેટને વાસ્તે શિયળ વેચતી હોય, જે સમાજમા એકની કમાણી ઉપર પાચ પાચ માણસોનો નિર્વાહ ચાલતો હોય, જે સમાજમા અજ્ઞાનતા અને ભૂખમરાને પરિણામે અનાચાર વધતા જતા હોય, જે સમાજમા ધાવતા બચ્ચાઓને પરણાવી દેવામા આવતા હોય અને જે સમાજમા નવા અવતરેલા બાળકોને પત્થર જોડે પછાડવાનુ પિશાચી કર્મ તેમની માતાઓને જ

કરવું પડતું હોય, તે સમાજનો ઉદ્ધાર અસંભવ અને પતન નિશ્ચિત જ છે મારા આ આત્મજીવનમા પાપનો લગારે ઢાકપીછોડો કર્યા વિના મારી નબળાઇ અને મારી કોમની વર્તમાન વીર્યહીનતાની દુ ખભરી ચીસ મારાથી અધિક સ્પષ્ટપણે ઉચ્ચારાઇ ગઈ છે આત્મનિરીક્ષણ અને સાચાદિલના પરિતાપની વાતો મારાથી કકળતે દિલે કહી જવાઈ છે શુ કરૂ? રાજપુતસમાજ પ્રત્યે હું દૃષ્ટિ કરૂ છુ અને બળુ છુ મારૂ હૃદય ચીરાઇ જાય છે અમારી લોહીશુદ્ધિ અભડાવા લાગી છે અને તેથી જ સર્વત્ર અમારો તેજોવધ થઇ રહ્યો છે. મને આ સ્થિતિ ઘણી અસહ્ય લાગે છે, પણ અમારા પુરુષવર્ગને પોતાની નિર્વીર્યતાની હજુ શર્મ આવતી નથી।

એક વખત ભારતના કીર્તિમંદિરને કાંગરે જ્યા રાજપૂતરમણીઓની યશપતાકાઓ ફરકતી હતી, ત્યા આજ મારા જેવી પાપિણીની પાપકથા પ્રકટ કરવાનો સમય આવ્યો છે, એ વિચારતાં મારૂ હૃદય કપી ઉઠે છે, છતા નગ્નસત્ય પ્રકટ કર્યા વિના છુટકો પણ નથી ઘણુ દિવસ સુધી અમે દભ ચલાવ્યો છે, હવે અમારૂ વર્તમાનસ્વરૂપ અને અમારી રૂઢીઓની ભય કરતા અમારે પ્રકટ કરવી જ જોઇએ ભાલાની અણીએ ભૂમિનો ભોગવટો કરનારી કોમ અત્યારે પારકી મહેરબાની ઉપર મૃતપ્રાય દશામા જીવે, એના કરતા એ કોમ ન હોય તો વધારે સારૂ છે કા તો અમારે રૂઢીઓની બેડીઓ તોડવી જોઈએ અને નહિ તો આ દુનિયા ઉપરથી ફના થઇ જવુ જોઇએ અમારે માટે ત્રીજો કોઇ રસ્તો જ રહ્યો નથી કોઈ પણ સમાજ કિવા વ્યક્તિ જ્યા સુધી મલિન મનોદશામા હોય છે, ત્યા સુધી તેનો ઉદ્ધાર થઈ શકતો નથી, માટે જે રીતે મારી મનોદશા સુધરીને મારા ભાવિ ઉદ્ધારની આશા મને આપી રહી છે, તે રીતે મારી કોમનો ઉદ્ધાર અને ઉન્નતિ થાય, એટલું હું પ્રભુ પાસે માગી લઇ મારૂ આ આત્મકથન અહી જ પૂરૂ કરૂ છુ



# ૧૦ સેવાશ્રમની નોંધપોથી.



ભૂતદયા છે ધર્મ બધાના મૂળમા
સબળાએ સંતોનો એ ઉપદેશ જો
દિવ્ય દયાસાગર યાચતા આપજો
દીન જનોને–અમને એનો લેશજો !
સાંભળજો, વ્હાલાઓ ! વચનો દીનના

સ્વ. કાન્ત

લગભગ મધરાતનો સમય હતો. નિશાનાથ પોતાની વિમલ જ્યોત્સ્નાવડે વહાલી વસુધરાને સ્નાન કરાવી રહ્યા હતા. પૃથ્વીપટ ઉપર

સર્વત્ર રૂપેરી ચાદર પથરાઈ ગઇ હતી બધે સ્થળે નિશબ્દતાનુ સામ્રાજ્ય વ્યાપેલુ હતુ હું મહાત્મા ગાધીજીનુ જીવનચરિત્ર વાચતી બેઠી હતી અચાનક આશ્રમની બહાર 'મ્હોટી બ્હેન' 'મ્હોટી બ્હેન' એવી હાક મારવાનો કોઇનો કોમળ શબ્દ મારે કાને આવ્યો. હુ ઉઠીને દરવાજા આગળ ગઇ અને બહાર જોયુ તો બારણાની પાસે જ અધારામા એક દશેક વર્ષની બાળા ઉભેલી મારી નજરે પડી.

"કોણ છે? અત્યારે રાત્રે મને કોણ બોલાવે છે?" મે પૂછયુ

જવાબમા માત્ર ધીમેથી નિકળતા ડુસ્કાનો ધ્વનિ આવ્યો મે તેને વત્સલતાથી કહ્યુ– 'બ્હેન, રડીશ નહિ તું કોણ છે' કયાથી આવી છે? શુ તારે મારૂ કામ છે?"

'હા હા, મ્હોટી બ્હેન, મારે તમારૂ જ કામ છે તમે મ્હારી સાથે ચાલો મારી બા બહુ માદી છે તમને તે ....'

બાળા ફરી રડવા લાગી મને તેમના ઉપર કોઇ અજબ લાગણી ઉદ્ભવી

"શુ મને તારી બા બોલાવ છે? તારી બાને શુ થયુ છ? બ્હેન તું ડરીશ નહિ, મને વાત કર" આ પ્રમાણે કહી મે તેને હૈયા સરસી ચાપી, ફરી પૂછયુ– "તારૂ નામ શુ બ્હેન!?"

"વિમળા"

એનામા હવે બોલવાનુ ધૈર્ય આવ્યુ હતુ, તે આગળ કહેવા લાગી – "મારી બા મરણપથારી ઉપર પડી છ. ચાલો, તમને મળવા તે તલસી રહી છે"

બાલિકાની એ કરુણાર્દ્ર વાણી સાભળીને હુ તરત ત્યાથી દ્વાર બધ કરી બહાર નિકળી આકાશમા એક મ્હોટુ કાળુ વાદળુ ચદ્રની આડે આવીને તેના પ્રકાશનો અવરોધ કરી રહ્યુ હતુ. રસ્તા ઉપર તેથી અધકાર છવાયો હતો મે તે બાલિકાની આગળી પકડી ચાલવા માડયુ લગભગ અધા મૈલનો રસ્તો કાપ્યા પછી એક જીર્ણ મકાન

પાસે વિમળા ઉભી રહી આસપાસ સર્વત્ર નિસ્તબ્ધતા વ્યાપી રહી હતી વિમળાએ ધીમેથી ઘરના કમાડ ઉઘાડયા હુ તેની પાછળ ઓરડીમા ગઈ. એક ખૂણામાથી દીવાનો ઝાખો પ્રકાશ આવતો હતો. બીજે ખૂણે ઢાળેલા ખાટલા ઉપર એક ત્રીસેક વર્ષની બાઇ સૂતેલી હતી તેનુ શરીર રોગથી છેક કૃશ થઈ ગયુ હતુ તે ખાટલા ઉપર પૂરી જણાતી એ ન હોતી મને જોતા જ તેના ચહેરા ઉપર સતોષજન્ય આનદના ચિહ્ન જણાયા તે બેઠા થવાનો પ્રયત્ન કરવા લાગી, પણ તેના શરીરમા શક્તિ નહિ હોવાથી તે તેમ કરી શકી નહિ તેણે સૂતા સૂતા જ મને હાથ જોડી નમન કર્યું

મે તેને પૂછ્યુ – " બ્હેન, કેટલા વખતથી બિમાર છો ? "

" છ મહિનાથી "

" ત્યારે મને આજે જ કેમ બોલાવી ' "

' આજે મારો છેલ્લો દિવસ છે !"

" એવુ ના બોલો. ઇશ્વર તમને આરામ કરશે, એના ઉપર વિશ્વાસ રાખો "

" એના ઉપર તો મારો પૂરેપૂરો વિશ્વાસ છે તે બહુ દયાળુ અને ન્યાયી છે, પણ શુ કરેલા કર્મોનુ ફળ ભોગવ્યા વિના કોઇનો છૂટકો થાય છે ?"

મે તેને બીજી વાત ઉપર ચડાવવાના હેતુથી કહ્યુ–" બ્હેન, જે થઇ ગયુ તે થઇ ગયુ અત્યારે તેને યાદ કયાથી શો લાભ ' મનને સપૂર્ણ શાતમા રાખો, પ્રભુ તમને આરામ કરી દેશે !"

" આરામ તો હવે આ જીદગીમા નથી થવાનો ! અને મને આરામની ઇચ્છા પણ નથી. કાલે આવનારૂ મૃત્યુ આજે આવે તો વધારે સારૂ, એમ હુ ઇચ્છુ છુ, મને ચિતા માત્ર આ એક મારી વિમળાની છે. મારા મરણ પછી તે આ વિશાળ દુનિયામા નિરાધાર થઈ જશે ! અરેરે, એનુ શુ થશે ' બસ, આ એક જ ચિતા અત્યારે મરણ વખતે મારા હૃદયને પીડા પમાડી રહી છે।"

"બ્હેન, એ વાતની તમે બિલકુલ ચિંતા ન કરશો. એ આજથી મારી છે. હું તેને ઉછેરીશ, ભણાવીશ, પરણાવીશ—બધું કરીશ. તમારે તેની કંઇ ફિકર ન કરવી, હું એના જીવનો પંડ જાળવીશ."

તે બાઇને એ સાંભળીને સંતાપ તથા આનંદ થયા. તેની આંખમાં આંસુ આવી ગયાં. તે લાગણીવશ થઇ કહેવા લાગી—"બ્હેન મારા ઉપર તમારો બહુ ઉપકાર થયો, પણ હું આ ઉપકારનો બદલો વાળવા અસમર્થ છું. આજે મારા માથા ઉપરનો મહાન્ બોજો તમે હલકો કર્યો છે. મારૂં હૃદય શાન્ત થયું છે. હું હવે સુખથી મરીશ. પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

એ બાઇનું હૃદય શાન્ત થયું હોય એમ લાગ્યું. તેણે વળી કહેવા માંડ્યું — "તમારી દયાળુતા અને પરોપકારપરાયણતાની વાત મને મારાં પાડોશણે વાતમાં કરી હતી. બહુ દિવસથી તમને મળવાની મને ઇચ્છા થયા કરતી હતી, પણ મારામાં ચાલવાની શક્તિ નહિ હોવાથી હું આશ્રમ સુધી આવી શકતી નહોતી અને તમને અહીં બોલાવવાની તસ્દી આપતાં મારૂં મન પાછું પડતું હતું, પણ આજે તો મેં નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય, પણ તમને અહીં બોલાવી આ વિમળાની ભલામણ કરવી અને મારી બધી વાત કહી સંભળાવવી. મને માફ કરજો. મેં તમને મોટી ઉપાધિમાં નાખ્યાં છે, પણ શું કરૂં? મારો હવે ઘડીનો ભરોસો નથી!"

તે બાઇએ થોડીવાર વિશ્રાંતિ લઇ પોતાની વાત શરૂ કરી.

"બ્હેન! બહુ વર્ષ પહેલાંની આ વાત છે. મારે માથે દુઃખ પડ્યું ત્યારે જગતભરમાં મને કોઇ 'મારી' કહેનાર નહોતું. અત્યારે પણ મારૂં કોઇ નથી, પરંતુ

જેનું કાંઇ નહિ અરે, જગત આ આખુંય તેનું નકી,
ન જેનું જગતે જરૂર જગનું પોતાનું કાંઇ નહિ.

"એ વચનોની સત્યતાનો મને અત્યારે પ્રત્યક્ષ અનુભવ થાય છે. તમારા જેવી દયાની દેવીએ મારો મરણ કાળ સુધારી દીધો છે."

એક દીર્ઘ નિશ્વાસ લઇ તેણે પોતાની કથા પાછી કહેવા માડી

" મારી પાચ વર્ષની ઉમ્મરે અમારા ગામમા પ્લેગ આવ્યો હતો મારા બાપા, મારી બા, અને હું–ત્રણ જણનુ અમારૂ નાનકડુ કુટુબ હતુ પ્લેગની બ્હીકથી લગભગ આખુય ગામ ખાલી થઇ જતું હતુ, અમે પણ બીજે ગામ જવાનો વિચાર કર્યો હતો, પર તુ વિચાર કર્યે શુ વળે તેમ હતું ? ઇશ્વરની મરજી વિના કોઇથી તરણું પણ તોડી શકાય છે ? મનુષ્ય ધારે છે, તેથી ઇશ્વર જુદુ જ કરે છે પ્રભુએ અમારા માટે જુદુ જ નિર્માણ કર્યું હતું એક રાત્રે મારી બાને તાવ આવ્યો. તેણે મારા પિતાને ધીમેથી કહેવા માડયુ

" નાથ મને અડશો નહિ મારા રોમ રોમમા મરકીનુ વિષમ વિષ વ્યાપી ગયુ છે તમે મારાથી દૂર બેસો અને પ્લેગના સસર્ગથી બચી જઇ આ બાળાને પણ બચાવો તમે એને લઇને બીજે ગામ ચાલ્યા જાઓ મરણના મોઢામાથી બચી જવાની બહુ ઉડી આશા હું ધારી બેઠી હતી, પરતુ આ તાવ કાઇક જુદુ જ કરવા આવ્યો છે મારૂ હૃદય મને કહે છે કે હવે આ દેહ રહેશે નહિ તમે જરા પણ અફસોસ કરો તો તમને મારા સમ છે હૃદય દૃઢ રાખી પ્રભુની ઇ-ચ્છાને વશ થવુ, એ આપણો નિર્બળ માનવીઓનો ધર્મ છે તમને હયાત મૂકીને હુ જાઉ છુ, એ મારા માટે એક સતોષનો વિષય છે. સસારમા સ્ત્રી પતિ કરતા પહેલી જાય, એ ભાગ્યવતી ગણાય છે. તમે આ કન્યાને ઉછેરજો, કેળવજો અને યોગ્ય સ્થાન જોઈ વરાવજો હુ જાણુ છુ કે તમને મારા મરણ પછી બહુ દુખ થશે, પણ આ સસારમા કોણ અમર રહેવાનુ છે ? વહેલુ મોડુ એક દિવસ મરવાનુ તો છે જ ! માટે આ નાશવત શરીરનો મોહ ત્યજી શોકને અળગો કરજો મારા પ્રેમનું સ્મરણ આ પુત્રી છે. એને કદી દુખી ન કરશો મે તમારા ઘરમા આવી નારીજીવનને સાર્થક કર્યું છે સ્ત્રીનુ જીવન પત્ની રૂપે અને માતા રૂપે સાર્થક થાય છે. મે એ બન્ને જી-

વનના લ્હાવા લીધા છે અને તેથી મને અત્યારે આમ મરણ પામતા જરાય દુઃખ થતું નથી. મારૂં મૃત્યુ હવે નિકટ આવ્યું છે તમે જરા પણ અફસોસ ન કરશો આ બાળકને સંભાળી ભવપંથમાં આગળ જજો થોડીવાર પછી જીવાત્મા આ શરીરને ત્યજી જશે અને ભારી શિલા જેવું આ શબ તમને મુઝવશે તમે એને સ્મશાનમાં શી રીતે લઇ જશો? તમારી સંગાથે કોઈ આવી શકે તેમ નથી તમે એકલા કેવી રીતે અગ્નિદાહ કરશો? તમારા કોમળ હૃદયને એથી બહુ આઘાત થશે, માટે તમે મારી ચિતા આ આંગણામાં રચજો, હું ઘણા વિચારો કરૂં છું, પણ મને બીજો કોઇ ઉપાય ચિત્તે ચડતો નથી।

આમ બોલતાં બોલતાં તો તેની 'ઓચિંતી આંખડી ફરી'' અને તે તત્કાળ સ્વર્ગે સિધાવી ગઇ મારા પિતાએ તેના કહેવા પ્રમાણે અમારા આંગણામાં જ એના શબને અગ્નિદાહ દીધો પછી અમે તે ગામ ખાલી કરીને નીકળ્યા

ચાર ગાઉ ઉપર મારૂં મોસાળ હતું હું અને મારા પિતા ત્યાં ગયા મારા મામાએ આવકાર આપ્યો નહિ, તોપણ અમે ત્યાં રહ્યા એ સમય એવો હતો કે પૃથ્વી પણ કોઇને સંઘરતી નહોતી અમારા ઉપર તો દુર્દૈવનો કોપ ઉતર્યો હતો, કારણ કે ત્યાં ગયા પછી ત્રણ દિવસે મારા પિતાને પણ પ્લેગની ગાંઠ નીકળી અને બીજા ત્રણ દિવસ તેઓ બિમાર રહી મારી માતાને મળવા પરલોકે ચાલ્યા ગયા હું નિરાધાર બની ગઇ મારા મોસાળમાં મને ઘણું દુઃખ પડ્યું. હિન્દુ સંસારના અભિમાની કવિ ભલે કહે કે "મહિયરથી મોંઘા રે મહિયર માતના'' પણ મને એથી અવળો જ અનુભવ થયો છે મને મારા મામાએ પરણાવી હતી, પણ ક્યારે પરણાવી હતી તે હું જાણતી નથી. મારા સંબંધીઓ કહેતા હતા કે "તું પરણીને તરત રાંડી છે'" હું તે ઉપરથી જાણી શકી છું કે છેક નાની ઉમ્મરે હું રાંડી હતી.

રાંડેલી છોડી સમાજમાં અપશુકનીઆળ ગણાય છે સવારના પહોરમાં ઉઠીને તેનું કોઇ મોઢું જોતું નથી મારા સબંધમાં પણ એ પ્રમાણે થવા લાગ્યું મને મારી મામીએ વિવિધ પ્રકારે દુઃખ આપવા માંડયાં દમયંતીએ પોતાના બાલુડાને મોસાળ મોકલતાં કહ્યું હતું કે-'સહેજો મામા મામીની ગાળ ' મારે એ ગાળો સહન કરવાનો સમય આવ્યો ઘરમાં ને બહાર મારો તિરસ્કાર થવા લાગ્યો. મારા ઉપર મારૂં દુર્દૈવ રૂઠયું હતું, એટલે એવા દુઃખમાયે તે ઘરમાં દહાડા કાઢવા મારા કર્મે નિર્માયા નહોતા! દુર્ભાગ્ય જ્યાં જુઓ ત્યાં બે ડગલાં આગળનું આગળ જ હતું' એકાએક બળીઆ નીકળવાથી મારા મામાનો છોકરો મરી ગયો અને તેનો દોષ મારે માથે આવ્યો મારી મામીએ કહેવા માંડયું કે 'આ અભાગણીના પગલાંથી મારો દીકરો મરી ગયો! રાંડ તેના બાપના કુળનું સત્યાનાશ કાઢીને હવે મોસાળનું નખ્ખોદ કાઢવા આવી છે, હું તેને મારા ઘરમાં એક પળવાર પણ રહેવા દેવાની નથી!'

તેણે એ વખતથી મારા મામા સાથે પણ તકરાર આરંભી અને બે ત્રણ દિવસ મારા દુર્ભાગ્યનું પારાયણ ભણી મને ઘર બહાર કાઢી મારી ઉમ્મર એ વખતે પંદર વર્ષની હતી સંસારનો મને બિલકુલ અનુભવ નહોતો અમદાવાદ શહેર ત્યાંથી પાંચ ગાઉ દૂર થતું હતું હું ભૂખી-તરસી ચાલી નીકળી' અને પાંચ-છ કલાકે અમદાવાદ પહોંચી બે ત્રણ વખત મારા મામા સાથે એ શહેરમાં આવી ગએલી હોવાથી મને કેટલાક રસ્તાઓની માહિતી હતી ઇશ્વરકૃપાએ ખાડીઆમાં એક સદ્‌ગૃહસ્થને ત્યાં મને તત્કાળ નોકરી મળી ગઇ. ખાવું પીવું, રહેવું શેઠને ઘેર અને તે ઉપરાંત માસિક ચાર રૂપીઆ પગાર ઠરવવામાં આવ્યો હતો શેઠનાં બાળબચ્ચાંને સંભાળવાનું અને વાસણ માંજવાનું તથા કપડાં ધોવાનું કામ મારે કરવાનું હતું શેઠાણી બહુ ભલાં અને ઉદાર હતાં, તેઓ મને ઘણી સારી સારી વાતો

કહેતા હતા મારા ઉપર તે અપાર હેત રાખતા હતા, પણ મારા ફૂટેલા કર્મમા જે લખ્યુ હોય તે કોણ મિથ્યા કરે ?

દુર્ભાગ્યના યોગથી મને અવળી મતિ સૂઝી પૂર્વના કોઈ ભીષણ પાપથી ઈશ્વિર મારા ઉપર રુઠયો અને "ઇશ્વર રૂઠે કયા કરે? અવળી મતિયા દેત!" એ ન્યાયે મને તેણે અવળી બુદ્ધિ આપી હુ મારા વિચારો અને વિકારો ઉપર સયમ રાખી શકી નહિ જુવાનીનો આવેશ બહુ દિવાનો હોય છે, અને તેમાએ જેની જુવાનીમા અજ્ઞાનતા તથા અતૃપ્ત વાસનાઓનું વિષ મળેલુ હોય છે, તેનો આવેશ તો બહુ ભયકર હોય છે. મારા વિકારોએ મર્યાદાની હદ ઉલ્લઘવાનો વિચાર કર્યો અને એવો નિશ્ચય થવો તદ્દન સ્વાભાવિક હતો, કારણકે વિકારોને જીતવાનો વિરલ ગુણ જ્ઞાનીઓમા ને તપસ્વીઓમા પણ દુસાધ્ય હોય છે, તો મારા જેવી અતૃપ્ત તરુણીમા તે કયાથી હોઇ શકે? ઘણા પ્રાચીન કાળથી જોતા આવીયે તો જણાય છે કે નૈઠિક બ્રહ્મચર્ય બહુ થોડા—આગળીને વેઢે ગણી શકાય એટલા સ્ત્રી પુરુષો જ પાળી શકયા છે, બાકી વાસનાને જીતવા માટે તો કોઇ સમર્થ થઇ શકતું નથી. અત્યારે રૂઢીના ગુલામો વિધવાઓ પાસે વૈધવ્યધર્મ પળાવવા ઇચ્છે છે, પણ તેમના ઉપરના સકટો દૂર કરવાની, તેમનેમાટે જીવનનિર્વાહના સાધનો યોજી આપવાની, તેમના ઉપરની જનમડળની અશ્રદ્ધા ત્યજાવવાની, તેમની અવગણના અટકાવવાની કે તેમને સુખ સગવડ કરી આપવાની કોઇ દરકાર કરતું નથી ! આપણા ધાર્મિક સ્થળોમાયે બાળવિધવાઓના જીવન સલામત નથી, ત્યા બીજી શી વાત કરવી? કેટલાક દભી સુધારકો બાળવિધવાઓના હિતકર્તા હોવાનો ડોળ કરી અનાથ બાળાઓના જીવનની જે પાયમાલી કરે છે, તે તો કમકમાટી ઉપજાવે તેવી હોય છે! એવા નરરાક્ષસોએ સમાજનુ જેટલું અહિત કર્યુ છે, તેટલુ બીજા કોઇએ કર્યું નથી મારા જીવનની ખરાબીમા પણ એવા એક દભી સુધારકનો જ હાથ છે.

અત્યારે તો એ વાતને ઘણા વરસ ગઇ ગયા છે, પણ જાણે એ

સઘળા પ્રસંગો હમણા જ બન્યા હોય તેમ મારા સ્મરણમા આવી આ-વીને સર્વ ઉભરાય છે મારી માનસસૃષ્ટિમા એના ભણકાર વાગે છે અને એ પ્રસંગોમા આંસુઓ ડોકિયા કરતા હોય, તેમ મને પૂર્વાવસ્થાની કરુણ દશામા ખેંચી જાય છે હું તમારી પાસે મારી આ અજ્ઞાનતા ને મૂર્ખતાનો કરુણ ઇતિહાસ હવે કહી સંભળાવુ છુ

અમદાવાદમા હું થોડા દિવસ નિર્દોષ જીવનનો સુંદર લ્હાવો લઇશકી મારી શેઠાણીની મમતા અને દયાથી મને દુ ખનો અનુભવ થઈ શકયો નહિ, પણ એ સ્થિતિ બહુવાર ન ટકી મે હાથે કરીને મારા જીવનમા હોળી સળગાવી અને પછી મને શેઠાણીનો ઉપદેશ શુ અસર કરી શકે ? સ્વેચ્છાથી વહોરી લીધેલા અંધાપાને નવી દૃષ્ટિ નથી પ્રાપ્ત થઈ શકતી ! !

આપણી સમાજમા ગમે તે દશામા કોઈ સ્ત્રી એકલી પડી, એટલે એ બિચારીના પૂરા ભોગ મળ્યા સમજવા ઝાડ ઉપર બાઝેલા મધપુડા તરફ જેમ વાઘરીની દૃષ્ટિ હોય છે, તેમ વિષયી શયતાનોની દૃષ્ટિ એવી સ્ત્રીઓ ઉપર નિરંતર લાગેલી જ રહે છે તેઓ તેને ફસાવવા અને ભ્રષ્ટ કરવાના પ્રસંગો જ શોધે છે, કાંઇ પણ કારણ મળ્યા સિવાય તેના ઉપર વિધવિધ આરોપો અને કલંકો મૂકે છે સમાજમા તેવી એકલી સ્ત્રીને ચલિત બનાવવાના પ્રપંચો રચે છે કેટલાક ડોળઘાલુ સુધારકો વનિતાના વકીલ બનીને તેનો ઉદ્ધાર કરવાને બ્હાને પોતાનો ભયંકર સ્વાર્થ સાધી પાપની ગર્તામા ધકેલી દે છે ! આમ જ્યા ‘ વાડ જ ચીભડા ગળે ’ ત્યા ઉદ્ધારની શી આશા રાખી શકાય ?

મારા શેઠના ઘરની નજીક મગનલાલ નામે એક ડોળઘાલુ સુધારક રહેતો હતો–સુધારક શાનો ? મુઓ કાળા કામ કરનારો નરરાક્ષસ તે હતો એની વાણીમા અજબ મીઠાશ હતી, પણ એનુ હૃદય હળાહળ ઝેરથી ભરેલુ હતું મને તેણે ફસાવી હું દુખિયારી હતી, એટલે મારા તરફ સહજ સહાનુભૂતિ બતાવતા હુ એને આધીન બની ગઇ. તેણે મને સારૂ સારૂ ખાવાનું આણી આપવા માડયુ અને પોતાની

કોઈ ઓળખાણુવાળી બાઇને ત્યા તેડી જઇ આસ્માનના તારાઓ બતાવવા માડયા સાસારિક સુખની અને વૈભવની પુષ્કળ વાતો કરી કરીને તેણે મારા અતૃપ્ત હૃદયને મોહલુબ્ધ કરી દીધુ મારા સત્યાનાશીઆ મગજમા હવે સસારસુખની વાસનાઓ ઉઠવા લાગી અને એ વાસનાઓની તૃપ્તિ માટે મારે ક્યા દૂર જવુ પડે તેમ હતું? હુ હાથમા દીવો લઇને પાપના કુવામા ઉતરી મે શેઠાણીની નોકરી મૂકી દીધી અને રાયપુર–પખાલીની પોળમા માસિક ત્રણ રૂપિયાનુ ઘર ભાડે રાખ્યુ હું હવે અમદાવાદની ભોમિયણ થઈ ગઇ હતી, એટલે દાળ વીણવાનુ, કાજુ સાફ કરવાનુ, પાપડ વણીઆપવાનુ-એવુ એવુ પરચુરણ કામ મને મળી રહેતું મારો નિર્વાહ તેમાથી સારી રીતે ચાલી શકતો, છતા હુ મગનલાલની મહોબ્બતને લાત મારી શકતી નહિ

મગનલાલે મને એક મોટી આશા આપી હતી અને તે મારી સાથે ઘર માડવાની ! હું એ ભાવિસુખની આશાને અવલબી મારા દિવસો વ્યતીત કરતી હતી તે મને દરરોજ મળતો, મીઠી મીઠી વાતો કરતો પુનર્લગ્ન કર્યા પછી કેવી રીતે સસાર વ્યવહાર ચલાવવો તેની યોજનાઓ ઘડતો અને હુ કાઇ શકા કાઢતી, તો તરત તેનું સમાધાન કરી દઇ પોતાની વિલક્ષણ શબ્દજાળમા મને લુબ્ધ કરી દેતો હિન્દુઓના સબધમા લગ્ન એ એક એવી પ્રિય વસ્તુ છે કે તેની ખાતર તે ગમે તેવા સાહસને ખેડવા તૈયાર થઇ જાય છે મારા પ્રથમ લગ્નનુ મને કાઇ સ્મરણુ રહ્યુ નહોતુ, એટલે જો મગનલાલ સાથે જાહેરમા ફરી લગ્ન થાય તો એક પ્રકારનો લ્હાવો મને મળી શકે ! અમદાવાદમા એક સુધારક મડળી એવા પુનર્લગ્નો કરાવે છે, એ વાત મને મગનલાલે કહેલી હતી મગનલાલ જાતનો બ્રાહ્મણુ હતો અને હું પણુ બ્રાહ્મણુની પુત્રી હતી, એટલે જાતિભેદનો સવાલ અમારા સબંધની આડે આવી શકે તેમ નહોતો

આ સસારમા સ્ત્રીજીવનની મુખ્ય અને સાચી લ્હાણુ સતાનસુખ છે. એવી કોણુ અભાગિની હોય કે જેને માતા થવાનુ મન ન

થાય ? મારા હૃદયમાં એ ઇચ્છા પણ મધુર મધુર સુખ ઉપજાવી રહી હતી. મગનલાલ સાથે જો હું પુનર્લગ્ન કરૂં, તો પતિસુખ અને સંતાનસુખ બન્ને મને મળી શકે મારા માતા પિતા ગુજરી ગયા હતા, એટલે મને ફરી લગ્ન કરતા કોઇ અટકાવે તેમ નહોતુ મગનલાલ રેલ્વે ખાતામાં નોકર હતો મહિને ૪૦ રૂપીઆ તેને પગારના મળતા હતા તે ઉપરાંત બીજું કેટલુંક મારી ખાતો હશે તે એકલો હતો એની વાતો ઉપરથી મને વિશ્વાસ બેઠો કે તે જરૂર મારી સાથે લગ્ન કરશે, પણ કેટલાક દિવસ પછી મને તેના રંગ ઢંગમાં ફેરફાર થતો લાગ્યો ધીમે ધીમે તેણે મને મળવાના પણ અખાડા કરવા માંડયા તેની વાતોમાં પોકળપણું જણાવા માંડયું મને તેના ઉપર સંશય આવવા લાગ્યો "આમ ને આમ ક્યાં સુધી ચાલશે ? પાપ કયાં સુધી છાનું રહેશે ? તે મારી સાથે પુનર્લગ્ન નહિ કરે તો ? " વગેરે પ્રશ્નો મારા મગજમાં ઉઠવા માંડયા પાપી પુરુષોના દંભી સ્વભાવની મને માહિતી નહોતી દુનિયા એટલે વિલક્ષણ યંત્ર એ વ્યાખ્યા મને કોઇએ સમજાવી નહોતી શયતાન પુરુષો છૂપી રીતે વિધવાઓના શિયળ લુંટી તેને 'ગંગાસ્વરૂપ' રાખી શકતા હશે, એનો મને અનુભવ નહોતો પ્રેમની આંધળી મસ્તી પાછળ ભયંકર નિરાશા છૂપાએલી રહે છે, એ હું જાણતી નહોતી 'મને તે દગો દેશે તો હું શું કરીશ ?' એ એક જ વિચાર મારા હૃદયને ચીરી નાખવા લાગ્યો ધીમે ધીમે મારૂં તે છૂપું કૃત્ય ઉઘાડું થઇ ગયું મારા પાડોશીઓ મારા વર્તન માટે વહેમ ખાતા જ હતા તેઓ હવે મારો તિરસ્કાર કરવા લાગ્યા એ દિવસથી મારી 'પ્રેમ મસ્તી' ઉડી ગઇ, અને મારા દુઃખની નવી શરૂઆત થઇ મે આવો સમય આવશે એવું કદીએ ધાર્યું નહોતું, પરંતુ ઘોર અંધકારમાં કે ઊંડા પાતાળમાં પેસીને કરેલું પાપ પણ શું કદી છૂપું રહી શકે છે ? સારા કામ કરતાં ખોટા કામ જલદી પ્રકટ થઇ જાય છે જે વાત છૂપી રાખવા ઇચ્છીએ તે સત્વર ખુલ્લી થઇ જાય છે. મારૂં અયોગ્ય વર્ત્તન ઉઘાડું થઈ ગયું લોકો મને પોતાને બારણે

ઉભી રહેવા દેવામા સંસ્કૃતિનુ સત્યાનાશ માનવા લાગ્યા દિવસે દિવસે મારી હાલત બહુ કફોડી બનવા માડી હું દિવસે બહાર નીકળતા પણ હવે શરમાવા લાગી મગનલાલ મારે ત્યા આવતો અટકી ગયો હું બે ત્રણ વખત તેને ઘેર જઈ આવી, પણ તે રાક્ષસ મને મળી શક્યો નહિ !

એક દિવસ હુ સવારના પહોરમા તેને ઘેર ગઈ પોળમા તેનુ ઘર છેક ખૂણામા હતું, માર્ગમા ઓટલાઓ ઉપર લોકો બેઠા બેઠા દાતણ કરતા હતા. મારા તરફ સહુ સંશયની નજરે જોઈ રહેવા લાગ્યા મને એ વખતે ભોય ભારે થઇ પડી હતી, પણ શુ કરૂ ? હુ સાહસ કરીને તેના ઘરમા પેઠી મને અચાનક આવેલી જોઇને તે ગભરાઇ ગયો હોય તેમ જણાયો તેણે એકદમ પૂછ્યુ–" અત્યારે અહી ક્યાથી આવી તું? એવુ શુ અગત્યનુ કામ પડ્યુ છે તારે ? "

" અગત્યના કામ વગર કોણ અહી આવવા નવરૂં પડ્યુ છે ? મારે તમારી સાથે કેટલીક વાત કરવી છે ? "

" પણ તેમા અહી દોડી આવવાની શી જરૂર હતી ? લોકો વહેમ ખાય અને વાતો ચલાવે તેની ખબર નથી ? સાબરમતી તરફ જા, હુ પાછળ આવું છુ "

મારી આખોએ અધારા આવ્યા હવે મગનલાલ મને મળવામા અભડાઈ જાય છે, એની મને ખાત્રી થઇ લોકોના દેખતા મારાથી એને મળી શકાય નહિ, એને ઘેર આવવાનો મારો અધિકાર નહિ, એ હું સમજી શકી ત્યાથી તરત બહાર નીકળી એના કહેવા પ્રમાણે મે સાબરમતીનો રસ્તો લીધો ઘણીવાર સુધી એની રાહ જોઇ, પણ એ સુઓ શાનો આવે ? હુ તો ઠેઠ નદી ઉપર જઇને પણ રખડી આવી, પરતુ એ લાલાસાહેબનો પત્તો લાગ્યો નહિ

થોડા દિવસ એમ ને એમ વીતી ગયા જીવન મને બોજારૂપ લાગવા માડ્યુ હુ રાત્રે અધારામા એક બે વાર ફરીને પણ તેને ઘેર જઈ આવી, પરતુ કાઈ પત્તો લાગ્યો નહિ મારો તે વખતે એક

એક દિવસ એક એક યુગ સમાન વીતતો હતો. હું રાત દિવસ રડયા કરતી હતી ભાવિજીવનમા મને ઘોર અધકાર માલમ પડતો હતો મારા કિસ્મતમા હજુ શા શા વીતકો બાકી હશે, એનો મને વિચાર થતો હતો મારા દુખની વાત કહેવાનુ મારે કોઈ સ્થાન નહોતું જીદગી મને ઝેર જેવી લાગતી હતી, પણ તેનો આત્મહત્યાથી અત લાવવા જેટલુ મનોબળ મારામા નહોતુ મને બાળલગ્નની રૂઢી ઉપર તિરસ્કાર છૂટયો હતો મારા જેવી ભોળી વિધવાઓને ભમાવનાર પુરુષવર્ગને હુ ધિક્કારતી હતી ફરી આવુ અયોગ્ય પગલુ નહિ ભરવાનો મે નિશ્ચય કર્યો હતો, પણ એ વખતે તે હાથે કરીને વહોરી લીધેલી બલામાથી શી રીતે છૂટવુ તે મને સૂઝતું નહોતું મારા ઉદરમા મારા પાપના સાક્ષીરૂપ એક જીવાત્માએ પ્રવેશ કર્યો હતો !

મગનલાલ મારે ત્યા આવતો જતો ત્યારે મને પૈસાની મદદ કરતો, પણ હમણા તે મદદ બધ થવાથી મારે બહારથી કામ લઈ આવવા પડતા એક દિવસ હુ બજારમાથી દાળ વીણવાની લઇને આવતી હતી રસ્તામા તે દુષ્ટનો મને અચાનક ભેટો થયો મે તેને પૂછ્યુ – “ તે દિવસે તમે મને નદી ઉપર કેમ ન મળ્યા ? ”

“ હું આવતો હતો ત્યા રસ્તામા મને એક ઓળખાણવાળો માણસ મળ્યો, એટલે મારે તેની સાથે જવુ પડયુ ”

“ પણ હવે તમે શુ ધાર્યું ? ”

“ શી વાતનુ ? ”

“ આપણા પુનર્લગ્નનું ! ”

“ એવી ઉપાધિ શા માટે વ્હોરવી ? જેમ ચાલે છે તેમ ચાલવા દેવુ તારા ઉપર મારો પૂર્ણ પ્રેમ છે, તેમા તારે જરાય વ્હેમ ન લાવવો લે આ વીસ રૂપીઆ. બીજા જોઇએ ત્યારે માગી લેજે લગ્ન કરીને જગબત્રીસીએ ચઢવાની કાઇ જરૂર નથી એવી મૂર્ખાઇ કરીએ તો દુનિઆમા મ્હોડુ ન દેખાડી શકાય ! ”

મે તેના હાથમાથી રૂપીયા લઇ લીધા અને પછી કહ્યુ- " હું તમને આવા નહોતી ધારતી ! તમે મને ફસાવી ઇશ્વર તમારૂ સારૂ નહિ કરે. મ્હારૂ હૃદય બળે છે અત્યારે દુનિયામા મોઢુ બતાવવાની આટલી બધી શર્મ આવે છે, ત્યારે પ્રથમ આ વિચાર કયા ગયો હતો? મને આમ ચોરની પેઠે મળવાનુ મુદ્દલ પસદ નહોતું હું લગ્નસુખની આશામા જ તમારે આધીન થઇ હતી, પણ અરેરે, તમે મારા બન્ને ભવ બગાડયા ! " બોલતા બોલતા મારી આખમા આસુ આવી ગયા મગનલાલે એક પણ જબાબ આપ્યા વિના ત્યાથી ચાલવા માડયુ મારૂ માથુ ચક્કર ચક્કર ઘુમવા લાગ્યુ હુ થોડીવાર નીચે બેસી ગઇ જ્યારે મારૂ હૃદય સ્વસ્થ થયુ, ત્યારે ત્યાથી ઉઠીને હું મારે ઘેર આવી

મારા મનની સ્થિતિ હવે બહુ જ શોચનીય બનવા લાગી જન-સમાજમા મારા માટે બહુ ખરાબ વાતો ચાલવા માડી મને મારી હેવાનિયતનો પસ્તાવો થવા લાગ્યો હુ દિવસોના દિવસો રડી ખૂબ રડી મને સમાજની રૂઢી ઉપર પૂર્ણ ખેદ પેદા થયો મગનલાલ મને દગો દેશે, અધવચ રખડાવી મારશે, સમાજનો લોખડી પજો તેને પુનર્લગ્ન કરતા અટકાવી દેશે, અને મારી જીદગીની પાયમાલી થશે, આવા કોઇ વિચારો મારા નાદાન મગજમા જન્મ્યા ન હોતા, જુવા-નીના નીશામા હુ સઘળી બુદ્ધિ ગુમાવી બેઠી હતી અને એ વાત બનવી તદન સ્વાભાવિક હતી ' લગ્ન ' એ શી ચીજ છે, તે સમ-જયા પહેલા હુ પરણી હતી અને ' રડાવુ ' શુ એ સમજ્યા પહેલા હું રાડી હતી જો મારા કુમળા જીવનને અકાળે કચરી ન નાખ્યુ હોત તો હુ આવી વિચિત્રદશામા મૂકાત ખરી ?

હવે મને અમદાવાદ કેવળ નરકાગાર જેવુ લાગવા માડયુ. મારી પાસે એટલા અવધિમા લગભગ સો રૂપિયાની પુજી એકઠી થઇ હતી હુ તે લઇને ત્યાથી નીકળી અને ઘણે દૂર એક ગામડામા જ-ઇને રહેવા લાગી લોકો મને મારા ધણીની હકીકત પૂછતા, ત્યારે હું કહેતી હતી કે ' તેઓ આફ્રીકામા રળવા ગયા છે. ' આથી કોઇને

વહેમ આવતો નહિ મારો સ્વભાવ ઘણો મિલનસાર હતો, એટલે હું લોકોમા ખૂબ હળીમળી ગઇ ગામડામા મને ખર્ચ બહુ થોડુ લાગતું હતુ અને મારા દિવસો કાઇક શાતિમા પસાર થતા હતા ઇશ્વરકૃપાએ મને પાડોશ બહુ સારો મળ્યો હતો મારી ભલી પાડોશણે સપૂર્ણ કાળજી રાખીને મારી સુવાવડ કરી હતી અહા, એ વખતનો મારો આનદ અવર્ણનીય હતો ગમે તેવી હાલતમાએ હુ માતૃપદ મેળવી શકી તે માટે મને હર્ષ થતો હતો

"શુ એ જ બાળક આ વિમળા કે?" મે વચ્ચે જ તેને પ્રશ્ન પૂછયો?

"ના" તેણે કહેવા માડયુ "એ પુત્રી નહિ, પણ પુત્ર હતો આ વિમળા મારી પુત્રી નથી, એનુ જન્મરહસ્ય બહુ મર્મભેદી છે મારો એ પુત્ર તો અત્યારે એક જાગીરનો માલિક થઇ બેઠેલો છે મારા અ-ભાગિનીના નસીબમા એને પુત્ર કહીને સબોધવાનુ પણ લખ્યુ નથી"

"શુ તમે તે પુત્ર વેચી દીધો છે?"

"એવી કોણુ હતભાગિની માતા હોય કે તે પોતાના હૈયાનુ હીર વેચે? હુ ગમે તેવી અધમ માર્ગે ચડેલી અબળા હતી, પણ એ બા-ળકની ખાતર તો મે બાળહત્યા જેવુ પાતક વ્હોર્યું ન હોતુ? સમા-જમા આજકાલ ઘણા ખાનદાન કુટુબની બાળવિધવાઓ 'ઉચો નીચો પગપડતા' ગુપ્ત રીતે બાળહત્યાઓ કરી પોતાના વૈધવ્યને નિષ્કલક રાખવાનો દભ કરે છે, તેમ મે કર્યો ન હોતો"

"ત્યારે તે પુત્ર તમારી પાસે કેમ ન રહી શક્યો?"

"કહું છુ, સાભળો મારા ઘરથી થોડે દૂર એક ગરાસિયો રહેતો હતો દુનિયામા જેટલા દુર્ગુણો છે તે બધાનો તેનામા ભડાર ભરેલો હતો તેના ઘરની સ્થિતિ સાધારણ હતી,પણ ગરાશિયો એટલે દભનુ પુતળુ! મિથ્યાભિમાન જો કોઇ કોમમા વધારે વસી રહ્યુ હોય તો તે ગરા-શીયાની કોમમા! ઘરમા ખાવાપીવાના સાસા હોય, છતા બહાર નવલ-શાહહીરજી થઇને ફરે! દાનશગ એ કોટીનો હતો એની 'ગદ્ધાપચ્ચીસી' મા એણે ખોટા કામ કરવામા મણા રાખી નહોતી પરસ્ત્રીસેવનના

હરામચસ્કામા તેણે પોતાના કુટુબની સ્ત્રીઓને પણ છોડી નહોતી' મારી પાડોશણે એ નરપિશાચના સબધમા મને ઘણી ઘણી વાતો કરી હતી

એ દાનશગની દીકરીને તેણે કચ્છના એક ગામમા જાડેજા રજપૂતમા પરણાવી હતી હમણા તે બાઇ અહી તેના બાપને ઘેર સુવાવડ ઉપર આવેલી હતી મને પ્રસવ થયો તેના વીસ દિવસ અગાઉ તેને દીકરો અવતરેલો હતો અને તે બાબતની વધાઈનો વર્તમાન કચ્છમા તેઓ આપી ચૂક્યા હતા દૈવનો સજોગ એવો બન્યો કે જે દિવસે મને દીકરો અવતર્યો તે જ દિવસે બે કલાક અગાઉ તે બાઇનો દીકરો મરી ગયેલો' દાનશગ મહા ધૂર્ત અને કપટી હોવાથી તેણે તે વાત બહાર પાડેલી નહિ જેવો મને પ્રસવ થયો કે તરત જ તે પ્રસવ કરાવવા આવેલી હજામડી તે પુત્રને ઉપાડીને બહાર લઈ ગઈ મને પ્રસુતિનો શ્રમ અને દુખ હોવાથી એને અટકાવવાનુ ભાન રહ્યુ નહિ વળી મારા મનમા એવો વહેમ ક્યાથી આવે કે આમ નવજાત બાળકનુ તે હરણ કરી જશે! મારી ભલી પાડોશણ એ વખતે મને અગ્નિનું સેવન કરાવવા દેવતા સળગાવી આપવાના કામમા પડી હતી દુષ્ટ દાનસગે અગાઉથી એ હજામડીને સાધી રાખેલી હશે તેથી તે બાળકનુ હરણ કરીને તેને ઘેર આપી આવી

"પણ દાનશગને એ તમારો પુત્ર લઇ જવાનુ શુ પ્રયોજન? મને તો આ વાતમા કાઇ ગમ નથી પડતી"! મે ખરી હકીકત કઢાવવા પુન એ પ્રસગ પૂછ્યો

તે બાઇ એક દીર્ઘ નિશ્વાસ મૂકી ઉશ્કેરાએલા અવાજે બોલી– "તમે કેમ ભૂલો છો બ્હેન'? ગરાશીયાની કોમમા જાગીરના લોભે છોકરો કરવાના અને દત્તક લેવાના રિવાજને શુ તમે નથી જાણતા? પાચ પચાસ વિઘાની નાની નાની જમીનદારીના લોભમા એ કોમની સ્ત્રીઓ ગમે તેના છોકરાને પોતાને ખોળે લઇને વારસની માતા થવાનો પ્રપચ આદરે છે એવા પ્રપચના પરિણામે જેટલો અનાચાર એ કોમના

સ્રીવર્ગમા થાય છે, તેટલો બીજી કોઈ કોમની સ્રીઓમા થતો નથી દાનશગે પોતાની પુત્રીના ભવિષ્યના લાભની ખાતર જ મારા બાળકનુ હરણ કરાવ્યુ હતુ ”

“પણ પછી તમે તે તમારા પુત્રને પાછો મેળવવાનો કાઇ પ્રયાસ ન કર્યો?”

“ઘણોયે કર્યો, પણ તેમા મારૂ શુ વળે ? ગામના અધિકારી પાસે જન્મ મરણનુ પત્રક રહેતુ હતુ, તેમા મને મરેલો બાળક અવતર્યો છે, એવુ લખાવી, પોતાની પુત્રીના તે મૃત બાળકને તેણે ભૂમિમા દટાવી દીધો. મે પાછલથી ઘણોયે પ્રયત્ન કર્યો, પણ એ અજાણ્યા ગામમા મારા પક્ષમા કોણ હોય ? સહુએ મને ગાડી ઠરાવી ! અને બે મહિના સુધી વિવિધ રીતે સતાપ પમાડી છેવટે ગામ બહાર કાઢી ! હુ મારા દુર્દૈવને દોષ આપતી ત્યાથી ચાલી નિકળી

“હવે દુનિયામા મને મુબઇ સિવાય કોઇ સઘરે તેમ નહોતું મારી પાસે થોડા પૈસા વધ્યા હતા, તે લઇને હુ મુબઇ ગઇ મને તત્કાળ એક ભાટીઆ કુટુબમા રસોઇ કરવાની નોકરી મળી ગઇ. મારામાથી હજુ સૌન્દર્ય કે તારૂણ્યની છટા ઓછી થઈ નહોતી. હુ યૌવનના વસતકાળમા વિહરતી હતી મને એ કુટુબના મુખ્ય પુરુષે જુદી જ ઇચ્છાથી નોકરી ઉપર રાખી હતી, પણ હુ હવે પુરુષના નામથી સો ડગલા દૂર ન્હાસતી હતી એ મુખ્ય પુરુષનુ નામ ભીમજીશેઠ હતું તેની સ્રીને સહુ ગોપી બાઈ કહેતા, પણ તેનુ ખરૂ નામ ગજરાબાઇ હતું તેમનુ ઘર જૂતીહનુમાન ગલીમા હતુ ભીમજી શેઠને મારકીટમા કાપડની દુકાન હતી ગોપીબાઇને તેના નજીકની એક વૃદ્ધ સ્રી જમના બાઇએ દત્તક તરીકે પુત્રી કરી રાખી હતી તેનો પરિવાર સારો હતો એ કુટુબ ઉપર ઇશ્વિરની કૃપા હતી, પણ ભીમજી શેઠ ઇશ્વરનુ અસ્તિત્વ ‘હવેલી’ સિવાય બીજે હોય એમ માનતા નહોતા. કચ્છમાથી મુબઈ આવતા ‘ઇશ્વરનો ડર’ તેમણે અરબી સમુદ્રમા પધરાવ્યો હતો ગોપી ઉર્ફે ગજરાબાઇ સતાનવતી થઇ હતી, પણ તેના શરીરમાથી હજુ

લાવણ્ય કે મસ્તી જરાયે ઓછા થયા નહોતા ઘરમા એવી રભા જેવી રમણી હોવા છતા તે વાસનાભૂખ્યો વરૂ મારો શિકાર કરવા ઇચ્છતો હતો એક બે વખત મને ચળાવવાના પ્રયત્નો તેણે કર્યા હતા, પણ હુ એમ માનતી હતી કે તે મારી પરીક્ષા કરે છે પોતાની ઉર્વશી જેવી પત્ની હોવા છતા, મારા જેવી ત્રણ બદામની ગામડીયણ ઉપર એના જેવા 'ધર્માત્મા વૈષ્ણવ'ને મોહ થાય એ વાત પ્રથમ હુ માની જ શકી નહિ। તે ઘણી વખત હુ સ્નાન કરતી હોઉં કે રાધતી હોઉં ત્યારે મારી સામે જોઇ રહેતો, ઘણી વખત હુ રાત્રે ઉઘી ગઇ હોઉં ત્યારે આવીને મારા ખસી ગએલા કપડાને લીધે અર્ધ ખુલ્લા થઇ ગએલા મારા શરીરને જોઇ રહેતો હુ અચાનક જાગી જાઉ ત્યારે એનું કપટ પકડાઇ ન જાય એટલા માટે તે એ ઓરડામા કાંઇક કામનુ નિમિત્ત ખોળી રાખતો અને મને જાગી ગએલી જોઇ બીજી તરફ પોતાનુ ધ્યાન ખેચી લેતો પણ ધીમે ધીમે હુ એની કાપટયનીતિ સમજી ગઇ એના પાપથી ખદબદતા હૃદયમા કામવાસનાનો કીડો કૂદી રહેલો મને જણાઇ આવ્યો એણે મારા માટે પોતાની સ્ત્રીને બહુ સારી ભલામણ કરી હતી, નોકરીમા દાખલ થતા જ મને એક જોડી નવા કપડા પહેરવા આપ્યા હતા, પણ હુ હવે તે બધાનુ રહસ્ય સમજી ગઇ હતી. લપટ પુરુષોની લપટતાનો અનુભવ મગનલાલ જેવા સ્વાર્થીની પાસેથી મને એવો સરસ મળી ગયો હતો કે હવે હુ ફરી એવી રીતે ન ફસાવાય તેને માટે ખૂબ સાવધ રહેતી હતી

સમાજમા આજકાલ પુરુષ જાતિએ પોતાની પવિત્રતાની પ્રતિષ્ઠાનુ દેવાળુ ફૂકેલુ છે, એમ જ હું તો કહુ છુ ઠામ ઠામ જે અનાચારો થાય છે, તે દરેક પુરુષોની પાપવાસનાને આભારી છે જો 'નરભ્રમર' જુદા જુદા પુષ્પોની વાસ લેવાનો મોહ તજી દે, તો દુનિયામાથી કેટલા બધા અનર્થો થતા અટકી પડે? પુરુષજગતનુ વાતાવરણ જ અત્યારે દભથી ભરેલુ દેખાય છે તેની દરેક પ્રવૃત્તિમા સ્ત્રીઓને ગુલામ બનાવવાની કે સૌન્દર્યનુ ખૂન કરવાની આતર તૃષા છૂપાઇ રહેલી જણાય

છે એના સ્વાર્થી જીવનને પ્રજોત્પત્તિ એ પવિત્ર કાર્ય છે એમ લાગતું નથી અને તેથી સ્ત્રીઓની પવિત્રતાને લુટવા માટે બહારવટુ ખેડવામા તે મગરૂરી માને છે, આવી સ્વાર્થી જાતિનો વિનાશ થાય, એ ઇશ્વરી-સંકેત છે ! જો પુરુષવર્ગના સામાજિક દભો આ પ્રગતિના જમાનામા પણ દૂર નહિ થાય, તો તેની નિર્વીર્યતા વધી પડશે અને તેના આત્માભિમાનનો, તેના સઘબળનો અને તેના વ્યક્તિત્વનો નાશ થઇ જશે સમાજનુ એક અગ અવનત દશાએ પહોચશે, ત્યારે બીજા અગની શી દશા થશે, એ પ્રશ્ન જ મારા હૃદયને વ્યથા પમાડી રહ્યો છે સમાજમા અત્યારે પરિવર્ત્તનને નામે જે ધમાલ છે, તે એક પ્રકારનુ ભ્રમણ છે, વિકાસને નામે જે ધાધલ છે, તે એક પ્રકારનો વિકાર છે અને પ્રગતિને નામે જે ચળવળ છે, તે એક પ્રકારની દાભિક કળા છે મારૂ આ અનુમાન જરાય અસત્ય નથી શુ સમાજમા નવા સસ્કારનુ નવુ વહન છે ? અને ધારો કે એવુ દિવ્ય વહન આવે તો તે ઝીલવાનુ તેનામા બળ છે ? જો બળ હોય તો સસાર આવો વધારે નિસ્તેજ કેમ બનતો જાય છે ?

પુરુષ વર્ગના પાપો, નબળાઇઓ અને દોષો જ આ પ્રશ્નોના ઉત્તરો આપવા માટે જવાબદાર છે કાળને ચોપડે તેના કલક લખાઇ ચૂકયા છે પાપ ઉપર પાપના થર ચડવા માડયા છે દુખી અબળાઓની આતરડીની વરાળો એની ઉન્નતિને ભસ્મીભૂત કરી રહી છે એની પ્રગતિ અને એના વિકાસના માર્ગો બધ થવા માડયા છે એ વર્ગ નથી સમજતો કે **સ્ત્રી એટલે અજેયશક્તિ ! એ શક્તિ શ્રદ્ધા અને સ્નેહથી જીતી શકાય છે; પણ બળથી નથી જીતી શકાતી** ભીમજી મને જીતવા માટે ઘણા પ્રયત્ન કરવા લાગ્યો, પણ હુ મારા નિશ્ચયમા અડગ હતી

એક દિવસની વાત છે હુ દીવાનખાનામા વોકી વળીને ઝાડુ કાઢતી હતી ગોપી બાઇ ને તેના છોકરા મહાલક્ષ્મી દર્શન કરવા ગયા હતા. ઘરમાં બીજુ કોઈ માણસ નહોતું. ભીમજી અચાનક બહારથી આવ્યો

અને એકદમ મારો હાથ પકડી મને પલગ તરફ ખેચવા લાગ્યો તેણે બીજા હાથમા દશ રૂપીઆની નોટ પકડેલી હતી. મારી સામે તે હાથ લબાવી મને આપવા મડ્યો મે બળપૂર્વક તેના હાથમાથી મારો હાથ ખેચી લીધો અને દશ રૂપીઆની નોટ દૂર ફેકી દીધી તેણે દીવાનખાનાના દ્વાર બધ કરી દીધા આજ તે તદ્દન બેવકુર બન્યો હતો એની વિવેકબુદ્ધિ એને છેક તજી ગઇ હતી તેણે વિહ્-વળ સ્વરે મને કહ્યુ —

"લીલા, તારા ઉપર કુદરતે સૌન્દર્યનો જૂલમ કર્યો છે સાદા વસ્ત્રોમા, અલકાર વિના પણ તુ મનોહારિણી જણાય છે તારી ખૂબસુરતીમા કળાનો હાથ અધિક છે તારા મદભર્યા નયનો મારા ચિત્તને પરવશ બનાવી દેછે, છૂટી વાળની લટો વચ્ચે શોભી રહેલુ તારૂ શશિમુખ, મારા હૃદયને આકર્ષી લે છે, અહા, તારા આ નાજુક શરીર ઉપર શો લાવણ્યનો પ્રવાહ વહી રહ્યો છે! એકજ ઠેકાણે આટલી બધી સૌન્દર્યસમૃદ્ધિ કુદરતે પક્ષપાતથી જ વાપરી જણાય છે! હુ તને કયા શબ્દોમા કહુ કે હુ તારો સૌન્દર્યભોગી છુ! હુ તને શી રીતે જણાવુ કે તુ મારી હૃદયદેવી છે?"

"લગ્ને તમને હૃદયદેવી આપી છે અને કુદરતે તેનામા પણ સૌન્દર્ય અને લાવણ્ય ભરેલા છે શેઠ, તમે મને પુત્રી કે ભગિની કહીને જોવા શોખ્યા હોત, તેવા આ મારા રૂપના વખાણ કરીને નથી શોભ્યા! મારૂ આ અભાગિનીનુ રૂપ કે લાવણ્ય દુનિયાના કોઇ પુરુષને માટે હવે રહ્યુ નથી! તમે જાણો છો કે હુ વિધવા છુ મારા સૌન્દર્યની કવિતા કરીને મને ચલિત બનાવવાનો પ્રયત્ન તમારે કરવો જોઇએ નહિ તમે પુરુષ છો નિરાધાર અબળાની પવિત્રતા જાળવવી એ તમારો ધર્મ છે"

"અને સૌન્દર્યને ભોગવવાનો શુ મારો ધર્મ નથી?"

"સૌન્દર્ય પૂજી શકાય ભ્રષ્ટ બનાવી ન દેવાય! એ ઇશ્વરદત્ત બક્ષિસ છે. સૌન્દર્યને લુટનાર ઇશ્વરને લુટે છે અને સૌન્દર્યને

**વેચનાર ઈશ્વરને વેચે છે.** મારી ઇશ્વરી બક્ષિસ હું હવે વેચી પણ નહિ શકુ અને ગુમાવી પણ નહિ શકુ તમારી આ દસ રૂપરડી તો શુ, પરતુ કરોડો રૂપીઆ પણ મને ચળાવી શકશે નહિ હુ ગરીબ છુ, પણ મારો ધર્મ ગરીબ નથી પૈસા માટે મારાથી પ્રતિષ્ઠા નહિ વેચી શકાય'"

"પ્રતિષ્ઠા એ તો માણસનો માની લીધેલો ખોટો સિક્કો છે! દભ અને આડબરથી એને મેળવી શકાય છે એ બહુ મહત્વની વસ્તુ નથી, કદાચ એક વખત તે ગઇ હોય તો તે ગએલી પ્રતિષ્ઠા પુન પ્રાપ્ત પણ કરી શકાય છે!"

"પણ ગુમાવેલુ સૌન્દર્ય નથી મેળવી શકાતું' સ્ત્રીઓનુ સૌન્દર્ય એટલે સ્ત્રીઓનો ધર્મ' શેઠ, એ ધર્મ કિમ્મત વિનાનો સિક્કો નથી મોટા રાજ્યોની વિભૂતિઓ પણ એની આગળ ફીકકી લાગે છે એની કિમ્મત અપરિમિત છે એ પારસમણિ છે, મારાથી એને બીજી વખત હવે નહી ફેકી દેવાય! મે એક ભયકર ભૂલ કરી હતી, મારે એ ભૂલનુ પ્રાયશ્ચિત્ત કરવુ જ જોઇએ તમને તો હુ શુ કહુ? તમારી આ ટેવ પરિણામે તમારો સર્વનાશ કરી દેશે લક્ષ્મી જાતે સ્ત્રી છે તે હમેશા નિષ્કલક અને પવિત્ર રહેવા ઇચ્છે છે જ્યા અધર્મ અને અનાચાર હોય ત્યાથી સમૃદ્ધિનો નાશ થાયછે તમારી સમૃદ્ધિ નાશના માર્ગે પ્રયાણ કરી રહી છે, નહીતો તમને આવુ ન સૂઝે તમારી બુદ્ધિ ચાલી ગઇ છે સૌન્દર્ય અને સ્નેહ આની રીતે ન મળે, એટલો પણ તમે વિચાર કર્યો નથી' હુ ગરીબ છુ, પરતુ **ગરીબને પણ ધર્મની સમૃદ્ધિ અને બળ હોય છે** તમે સ્મરણમા રાખજો કે તમારાથી મારી ઇચ્છા વિરૂદ્ધ એક પગલુ પણ આગળ વધી શકાશે નહિ'

હુ બોલતા બોલતા પાછે પગલે દ્વાર નજીક જઇ પહોચી હતી. ભીમજીનુ ધ્યાન મારી વાત તરફ હતુ, એટલે એ તકનો લાભ લઇ એકદમ મે બારણાની સાકળ ઉઘાડી નાખી અને બહાર દોટ મૂકી.

તે મારી પાછળ આવ્યો ખરો, પણ હુ દાદર ઉતરી ગઇ હતી, એટલે તે આગળ વધી શકયો નહિ મે એ ઘરનો એ વખતથી જ ત્યાગ કરી દીધો, મારા લુગડા કે મારો પગાર લેવા જવાની મે દરકાર કરી નહિ દુનિયાદારીના કડવા અનુભવોએ મને લાલચોને લાત મારવાનુ શિક્ષણ આપ્યુ હતુ મારે હાથે એક ભૂલ થઇ હતી, પણ ફરીથી ભૂલ ન થાય એને માટે હુ ઓછી સાવધ નહોતી' મે મારા મનની આસપાસ સયમનો મજબુત કિલ્લો નિર્માણ કરી દીધો હતો ભીમજી જેવા વેતિયાની આપેલી લાલચ તેમા પ્રવેશ કરી શકે તેમ નહોતી.

હુ ત્યાથી નીકળી નરનારાયણના મદિરમા જઇ બેઠી તત્કાળ મને બીજી નોકરી મળી ગઈ ગાયવાડીમા એક હીરાબાઇ નામે ભાટીયાણી તેની વિધવા પુત્રી રતન સાથે રહેતી હતી ઘરમા એ બે સ્ત્રીઓ અને કામ કરનારો એક ઘાટી એમ ત્રણ માણસ હતા મારે એમની રસોઇ કરવાનુ કામ કરવાનુ હતુ ખાવા પીવા સાથે માસિક બાર રૂપીઆ પગાર ઠરાવવામા આવ્યો હતો સ્ત્રીઓની પાસે નોકરી રહેવામા મારા સ્ત્રીત્વની રક્ષાનો મને ભય નહોતો, એટલે એ નોકરી મને બહુ ગમી ગઇ તે માતા અને દીકરી મને નોકર તરીકે ન ગણતા સ્વજન તરીકે ગણતા હતા તે બન્નેનો સ્વભાવ માયાળુ અને દયાળુ હતો હીરાબાઇએ પોતાની નાની ઉમ્મરમા સસારની અનેક લીલી સુકી જોએલી, એટલે તેમનુ હૃદય અનુભવથી ઘડાઇને ગરીબો પ્રત્યે અનુકપાશીલ બનેલુ હતુ તેમની માન્યતા એવી હતી કે ગરીબી તિરસ્કાર પાત્ર નથી પણ કલ્યાણકારક છે ઘણી અશક્ય અને અપૂર્ણ બાબતો ગરીબીથી શક્ય અને પૂર્ણ થઈ શકે છે દીનતાથી દીર્ઘદૃષ્ટિ ઉત્પન્ન થાય છે, હિમ્મત વધે છે, સહનશીલતાનો ગુણ આવે છે અને જીવનની ભાવિ લડતમા દૃઢ થવાય છે હીરાબાઇની મૂળ સ્થિતિ ગરીબ હતી કચ્છમાથી દુખના માર્યા તેઓ પોતાના પતિ સાથે મુબઇ આવ્યા હતા તેમના પતિ નરોત્તમ

શેઠ પ્રમાણિક અને ભોળા સ્વભાવના હતા વેપારમા ભેદનીતિનો એમને અનુભવ નહિ હોવાથી શરૂઆતમા તેમને મોટી ખોટ ગઇ હતી, પણ એથી એમનુ મનોબળ ઘણું કસાયુ હતું અને એમના અનુભવમા વધારો થયો હતો કોઇપણ યુવાનની પહેલી નિષ્ફળતા તેના ભાવિ જીવનને ઘડવામા બહુ ઉપકારક થઇ પડે છે ઘણી વાર તો એ નિષ્ફળતાઓ માણસના હૃદયમા સ્તભ સમાન થઇ પડે છે જેઓ નિષ્ફળ થાય છે, તેઓ જ પાછળથી સાચામા સાચુ જીવન ગાળે છે જીદગીમા પરાજયમાથી વિજય મેળવતા શીખવુ, એ માણસનુ એક મુખ્ય કર્તવ્ય છે નરોત્તમશેઠને ધધામા આવેલી ખોટ પાછળથી એક શિક્ષણરૂપ થઈ પડી હતી હીરાબાઇએ પતિના એ બારીક સમયમા શાતિ, દૃઢતા, કરકસર, સાદાઇ અને સયમની વૃત્તિઓ દેખાડી આર્યસ્ત્રીઓને ખાસ ધડો લેવા લાયક જીવન વ્યતીત કર્યું હતુ તેઓ રાતદિવસ ઉદ્યોગપરાયણ રહેતા હતા અને સકટમય સ્થિતિને એક આશીર્વાદ સમાન ગણી સહૃદયતા, કોમળતા, દયાળુતા, સરલતા આદિ સદ્ગુણોને વધાર્યે જતા હતા પાછળથી ભાગ્યદશા અનુકુલ થતા તેમની સ્થિતિ સુધરી ગઇ હતી અને અત્યારે તેઓ મુબઇમા બે માળાઓની માલિકી ધરાવવા ઉપરાત ઘણીએક રોકડ રકમના સ્વામિની ઠરી ચુકયા હતા શેઠ નરોત્તમદાસે મરતી વખતે એક વીલ કર્યું હતુ અને તેમા ઘણીએક રકમ ધર્માદામા વાપરવા ફરમાવ્યુ હતુ હીરાબાઇ સાદુ, સરલ, આદર્શ વૈધવ્ય જીવન ગાળી પતિની એ આજ્ઞાનુ પાલન કર્યે જતા હતા

આપણામા કહેવત છે કે ' મા તેવી દીકરી ' માતાના ગુણાવગુણ પુત્રીમા પ્રતિબિબિત થાય છે હીરાબાઇની સુઘડતા, નમ્રતા, નિરાભિમાનિતા વગેરે સદ્ગુણો તેમની પુત્રી રતનબાઇમા ઉતરી આવ્યા હતા રતનબાઇ ખરેખર આ સસારનુ એક અણમોલ રત્ન હતુ, તેને બાલ્યાવસ્થામા સારૂ શિક્ષણ આપવામા આવ્યુ હતુ કમનસીબે એની કુમળી વયમા એના ઉપર વૈધવ્યનુ વિષમ દુ ખ નાખ્યુ હતુ,

છતા તે જીદગીને એક લડત સમજી તેમા વિજયી કેવી રીતે થવાય તેના માર્ગો વિચાર્યાં કરતી હતી પહેરવા–ઓઢવામા તે સાદી હતી અને ખાવાપીવામા તે મિતાહારી હતી મોજશોખ કે પ્રમાદનો તેનામા અશ પણ ન હોતો અવકાશના સમયમા તે ધાર્મિક સાહિત્ય વાચતી અને વર્ત્તમાન વસ્તુસ્થિતિથી સદા માહિતગાર રહેતી એનુ ચારિત્ર્ય એની માતાના જેવુ નમુનેદાર અને આદર્શ હતુ મને એ માતા પુત્રીની સુસગતિથી ઘણો લાભ થયો મારા માનસિક બળને ત્યા વધારીને ચારિત્ર્ય સપાદન કરવાની મને એક તક મળી મે રતન બ્હેનની પાસે સારા સારા પુસ્તકો વાચવા માડયા અને હું મારૂ પાછલુ બધુ દુખ ભૂલી ગઈ.

મારા બે વર્ષ ત્યા એક ક્ષણની પેઠે પસાર થઇ ગયા ! આનદના દિવસો હમેશા બહુ ટુકા હોય છે, મારા દુર્ભાગ્યનુ પ્રકરણ સમાપ્ત થયુ હતુ અને મારે કર્મે હવે હર્ષના દિવસો લખેલા હતા તે મા દીકરી મને આત્મીયજન જેવો ગણતા હતા અને હુ પણ તેમને મારા સાચા સબધી જ માનતી હતી મારૂ આયુષ્ય ત્યા બહુ ઉલ્લાસમા વ્યતીત થતુ હતુ બે વર્ષના અવધીમા કદી ગ્લાનિ કે અસતોષ ઉદ્‌ભવ્યા હોય, એમ મને યાદ આવતુ નથી અમે તે પછી યાત્રાએ નિકળ્યા નરોત્તમ શેઠે અત સમયે પ્રયાગમા શ્રાદ્ધ સરાવવાની હીરાબાઇને ભલામણ કરી હતી, પણ આજ સુધી તેઓ જઈ શકયા નહોતા અત્યારે વર્ષ કુભનુ હતુ હજારો ભાવિક હિન્દુઓ યાત્રાર્થે નીકળી પડયા હતા, એટલે અમે પણ એ અનુકુળ પ્રસગ જોઇ પ્રવાસે નીકળ્યા

પ્રયાગ ઉર્ફે અલાહાબાદ ગગા, યમુનાના સગમ ઉપર આવેલુ એક જૂનુ શહેર છે, હિન્દુ ધર્મગ્રથોમા એ સગમતીર્થનુ માહાત્મ્ય ઘણુ ઉચુ આકેલુ છે રતન બ્હેને મને તે કહી સભળાવ્યુ હતુ, પણ હુ અહી તમને તે કહી બતાવવાની આવશ્યકતા જોતી નથી આ વિમળાના જીવનરહસ્યનો એ સ્થાન સાથે સબધ હોવાથી હવે આગળ

પાછળનો મારો બધો ઇતિહાસ ટુંકામા સમેટી લઇ તમને મુખ્ય વાત જ કહી બતાવુ ”

તે બાઇએ આ પ્રમાણે બોલી કુમારિકા વિમળાની સામે એક સ-શય ભરેલી નજર ફેકી વિમળા ઉઘી ગઇ હતી ઘડીવાર સ્થિર રહી બાળાના ઉઘવાની સપૂર્ણ ખાત્રી થતા તેણે પોતાનુ કથન પાછુ આગળ ચલાવ્યુ

પ્રયાગમા અમે એક પડાને ત્યા ઉતર્યા હતા નરોત્તમશેઠના એક પિતરાઇ કાકા આગળ અહો આવી ગએલા, તેના નામ ઠામ એ પ-ડાના ચોપડામા નીકળવાથી હીરાબાઇએ તેને પોતાનો ગોર કરી સ્થા-પ્યો હતો હિન્દુ સમાજની વિવિધ જ્ઞાતિઓમા તીર્થગોરોની પણ એક ખાસ વિશિષ્ટતા વાળી જ્ઞાતિ છે, કે જેની વિલક્ષણતાને માટે કોઈ ખડખોર સુધારકને એક અભ્યાસનો વિષય એ થઈ પડે તેમ છે। હિન્દના પવિત્ર સ્થળો એ પડાઓએ એવા ગદા અને અપવિ-ત્ર બનાવી મૂક્યા છે, કે તેમાથી તીર્થત્વ અને પાવનત્વ હવે ચાલ્યા ગયા છે અને એ સ્થાનો પાપને વધારવાના અને પાપને છુપાવવાના સાધનમાત્ર હવે થઇ પડયા છે। ગુજરાતના ડાકોર કે સિદ્ધપુરથી મા-ડીને ઉત્તર હિન્દના અને દક્ષિણ હિન્દના કેટલાક તથસ્થળો સ્વચ્છ-દી સ્ત્રીપુરુષોના પાપને પોષણ આપવાનુ કામ કરી રહ્યા છે। તીર્થ-ગોરો એવા સ્થાનોમા અનાચારો ફેલાવીને સમાજમા એક પ્રકારનો વિશેષ સડો પેદા કરવા સિવાય બીજુ કશુ કરતા નથી યાત્રામા મને આ સબધમા ઘણુ વિચિત્ર રહસ્ય જાણવાનુ મળ્યુ છે, પણ તે સઘળુ અત્યારે તમારી પાસે વર્ણવી બતાવવાનો સમય નથી આ વિમળા એવા સ્થાનનુ જ પરિણામ છે। હાય, અભાગી ભારતમા આવી કેટલીએ વિમળાઓ જન્મતા જ કાળને મુખે જઇ પડતી હશે। અમે જરા મોડા પહોચ્યા હોત તો તે ફૂલ જરૂર મરી જાત અને અત્યારે તેનુ નામનિશાને ન હોત, પરતુ એના આયુષ્યની દોરી બળવાન હશે તેથી એનો અચાનક ઉદ્ધાર થઇ શક્યો।

મને તે દિવસ બરાબર યાદ છે અમાવાસ્યાની તે અધારી રાત્રિ હતી પાછલી રાતના ચાર વાગી ગયા હતા હીરાબાઇ રતન અને હું પડાને ઘેરથી નીકળી સગમ ઉપર સ્નાન કરવા માટે જતા હતા બે ત્રણ સાકડી ગલીઓ વટાવ્યા પછી એક સરિયામ રસ્તા ઉપર જવાનું હતું, પરતુ એ રસ્તા ઉપર પહોચતા પહેલા જ નીચે અધારામા એક એવુ દૃશ્ય અમારી નજરે પડયુ કે અમે ત્યાથી આગળ વધી શક્યા નહિ! કોઇ તરતનુ અવતરેલું બાળક પૃથ્વી પરના છેલ્લા શ્વાસ લેતુ હોય એમ અમને જણાયુ હીરાબાઈ એકદમ નીચે નમ્યા અને તે બાળક ઉપાડી લીધુ. થોડે દૂર મ્યુનિસિપાલિટીનો દીવો બળતો હતો અમે ત્યા જઇ બરાબર ખાત્રી કરી તો એ એક સ્વરૂપવતી બાળા હતી પૃથ્વી ઉપર આવ્યાને તેને થોડા જ કલાક થયા હોય એમ લાગતુ હતુ, તેનું શરીર સપૂર્ણ હતુ અને તેથી તે બરાબર નવ માસ તેની માતાના ગર્ભમા રહીને બહાર આવી હોય એમ કલ્પના કરી શકાતી હતી એના અગ ઉપરથી એના માતા પિતા સારા તન્દુરસ્ત હશે, એવુ પણ એક અનુમાન કરી શકાતું હતું એના નાળનુ છેદન કરેલુ હતું અને એને એક જૂના કપડામા વીટાળેલી હતી અમે એ સ્થળે વધારે નિરીક્ષણ ન કરતા એકદમ મુકામ ઉપર આવ્યા અને મે તરત ગળથુથી બનાવી એક મુલાયમ પુમડાવડે તેના મોઢામા મૂકવા માડી એકાદ કલાકમા તો તેના શરીરમા વધારે ચૈતન્ય આવવા લાગ્યુ અને હવે તે જીવશે એવી અમને આશા બધાઇ અમે તે દીવસે નદી પર સ્નાન કરવા જવાનું માડી વાળ્યુ હીરાબાઇએ અને રતને ત્યા નાહી લીધુ અને હુ એ બાળાની પરિચર્યામા રોકાઇ સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે મને એક વખત સુવાવડનો પ્રસગ સાપડયો હતો, પરતુ બાળકને ઉછેરવાનો અને એના ઉપર હૈયાનુ અમૃત ઢોળવાનો નારીજીવનનો એક અણમોલ લહાવ મને મળી શકયો નહોતો આજે ઇશ્વરે કોઇ અજબ સકેતથી મને એ લાભ મેળવી આપ્યો અને તેથી હું મારા સાચા દિલના વાત્સલ્યભાવથી તે કન્યાની સારવાર કરવા લાગી

થોડી વાર પછી હીરાબાઇએ એ સમાચાર તે મકાન માલિક પંડાને આપ્યા પંડો તો તે સાંભળીને અમને લડવા લાગ્યો અને એવી આફતની ચીજ ઘરમાં લાવવા માટે ઠપકો આપવા મંડ્યો પ્રયાગમાં એવા બનાવ સાવ સાધારણ હોય એમ તેના બોલવા ઉપરથી સમજાતું હતું, પરંતુ અમારા આશ્ચર્યનો પાર નહોતો અરેરે, હિન્દુ સમાજમાંથી આવા તરતના જન્મેલા બાળકોને ગટરમાં સુવડાવવાનું અમાનુષી કર્મ ક્યારે બંધ થશે? જે બાળકને સુંવાળા બીછાના ઉપર સુવાનો હક છે, તેને સંડાસમાં કે કચરાના ઢગલામાં સુવાડવાનો ઘાતકી પ્રસંગ કેવળ હાનીકારક રૂઢીઓને લીધે જ આવે છે દુનીયાની ખોટી આબરૂને ખાતર સારા કુટુંબની વિધવાઓ આવી બાળહત્યાઓ કરીને ઇશ્વરી ગુનાહમાં વધારો કરે છે, તે કરતાં હલકા ધંધો કરનારી સ્ત્રીઓ હજાર દરજ્જે ઉત્તમ છે, એમ હું માનુછું અમને એ પંડાએ પોતાની હિન્દી ભાષામાં જે કહ્યું હતું, તેનો ભાવાર્થ એવો હતો કે "ગુજરાત વગેરે દેશોમાંથી ઘણી બાળવિધવાઓ અયોગ્ય કર્મ કરીને પાપનો ભાર લઇ અહીં યાત્રા નિમિત્તે આવે છે અને અમારા પંડાઓના ઘરનો આશ્રય લઇ વ્યભિચારના પાતક ઉપરાંત બાળહત્યાનું એક વિશેષ પાતક શિર ઉપર લઇને બે ચાર માસ રહી પાછી ચાલી જાય છે સામાજિક રૂઢીઓ એવી વિષમ છે કે સારા ઘરની વિધવાઓને તેમ કર્યા સિવાય બીજો કોઇ રસ્તો જ નથી. સેંકડો વર્ષોથી આ સ્થળમાં એવાં દૃશ્ય દેખાતાં આવ્યાં છે, એટલે અમને એનું કાંઇ આશ્ચર્ય લાગતું નથી, પરંતુ તમે આ બાળકને ઘેર લાવ્યા છો, એ જબરૂં સાહસ ખેડયું છે જો આ વાતની પોલીસને ખબર પડશે તો તમારા અને મારા બાર વાગી જશે, માટે મહેરબાની કરીને તમે હવે આ બલાને પાછી હતી ત્યાં મૂકી આવો"

ગોરની આ વાત હીરાબાઇને રુચી નહિ તેઓ ગમે તે ભોગે એ બાળાનો જીવ બચાવવા ઇચ્છતા હતા, એટલે તેમણે તત્કાળ અમને પ્રવાસની તૈયારીઓ કરવાની આજ્ઞા આપી દીધી રતન અને હું સામાન

બાંધવા લાગ્યા અને રાતની ટ્રેનમા અમે સીધી મુબઇની સેકન્ડક્લાસની ટિકિટો કરાવીને રવાના પણ થઈ ગયા રસ્તામા અમે દૂધ વગેરે સાથે લઇ લીધુ હતુ, તે થોડી થોડી વારે એ બાળાના મોઢામા મૂકતા જતા હતા, એટલે જો આયુષ્યનુ બળ હોય તો તે છોકરી મરી જાય તેમ નહોતું જેમ જેમ મુબઈ પાસે આવતુ જતુ હતુ, તેમ તેમ તે કન્યાનુ જીવન આશા આપતુ જતુ હતુ આખરે અમે યથાસમય મુબઈ આવી પ-હોચ્યા બોરીબદરના સ્ટેશન ઉપર અમારો સરસામાન ઉતારી અ-મે મુકામ ઉપર જવાની તૈયારી કરવા લાગ્યા, પણ ત્યા તો એકાએક હીરાબાઇના મનમા કાઇક વિચાર આવ્યો અને તેમણે મને તે કન્યા સોપીને કાઠીઆવાડના કોઇક ગામડામા જઇને રહેવાની આજ્ઞા ફરમા-વી દીધી મને એવી આજ્ઞા ફરમાવવામા તેમનો ઉદ્દેશ સ્પષ્ટ હતો, એટલે મે તે સબધમા કાઈ ખાસ સદેહ પ્રકટ કર્યો નહિ તેમની પુત્રી રતન વિધવા હતી અને જો આ બાળાને લઇને તેઓ પોતાના ઘરમા પ્રવેશ કરે તો આડોશી પાડોશી અને સગાવહાલા મિથ્યા કલક ઓઢાડયા સિવાય રહે નહિ મુંબઇની ઘણી શ્રીમત વિધવાઓ યાત્રાના બહાના તળે તીર્થસ્થાનોમા જઈ સુવાવડ–કસુવાવડ કે ગર્ભપાતના પ્ર-સગો વીતાવી આવે છે, એ વાત હુ સારી રીતે જાણતી હતી, એટલે-સત્ય ઘટના પણ જો લોકવિરૂદ્ધ હોય તો તેનુ આચરણ ન કરવુ ×એ ડાહ્યા પુરુષોનુ વચન હીરાબાઇએ હૃદયમા ઉતારી મને નાણાની સારી મદદ સાથે યોગ્ય સૂચનાઓ આપી ત્યાથી બોરીબાર બી બી. સી આઇ રેલ્વેના ચર્ચગેટ સ્ટેશન તરફ વિદાય કરી દીધી.

હુ એ બાળાને સાથે લઈ ત્યાથી અહી આવી અને હીરાબાઇની આર્થિક મદદવડે તેનુ નગોપન કરવા લાગી મારો જીવનક્રમ તે કન્યાને વત્સલતા પૂર્વક ઉછેરવામા વ્યતીત થવા લાગ્યો દર અઠવાડિએ હુ તેના કુશળ સમાચાર હીરાબાઇને લખી જણાવતી, તેના ઉત્તરમા રતન મને આશા, ઉત્સાહ અને ઉપદેશના વચનો લખતી અને આ

× यद्यपि शुद्ध लोकविरुद्ध नाचरणीय

અજ્ઞાત બાલિકાનું રક્ષણ કરવાની ભલામણ કરતી હું કોઈપણ જાત-નો મનમાં કંટાળો લાવ્યા વિના મારી પેટની પુત્રી હોય તેમ બલ્કે તેથી પણ વિશેષ લાગણીથી તેનું ભરણપોષણ કરતી જેમ જેમ તે મોટી થતી ગઈ તેમ તેમ મારી આશા વધવા લાગી ખર્ચની બાબતમાં હું નિશ્ચિંત હતી દરમાસે વીસ રૂપિયા મને હીરાબાઈ તરફથી મળતા હતા હું કરકસરથી મારો નિર્વાહ ચલાવી જે રકમ બચતી તેમાંથી આ કન્યાને માટે ઘરેણાં ઘડાવતી પાંચ વર્ષ સુધી મને માન

એ ભલા શેઠાણી તરફથી પૈસાની મદદ મળી તે પછી ઈન્ફ્લુએન્ઝાના રોગમાં તે મા દીકરી મરણ પામતાં આવકનું દ્વાર બંધ થયું, પરંતુ મેં દરણાં-ખાંડણાં કરીને પણ એને ઉછેરવાનો ક્રમ ચાલુ રાખ્યો પાછલા દોઢેક વર્ષથી મારું શરીર લથડવાને લીધે હું તેને વિદ્યાભ્યાસ કરાવી શકી નથી, પરંતુ એના સ્વભાવમાં નમ્રતા, સત્યપ્રિયતા, પ્રમાણિકતા વગેરે સદ્‌ગુણો દાખલ કરવાનો પ્રયાસ તો મેં અવશ્ય કર્યો છે જ છ મહીનાથી હું છેક ખાટલાવશ છું તે દરમિયાન આ બાળાએ પોતાથી બની શકે તેટલી માગી સારવાર કરીને મારા ઋણનો બદલો વાળી આપ્યો છે એ એવી ડાહી અને શાણી છોકરી છે કે તેના ઉપર સર્વ કોઈને વ્હાલ ઉભરાઈ આવે તેમ છે જ્યાં સુધી ઈશ્વરેચ્છા હતી, ત્યાં સુધી મારો અને તેનો સંબંધ રહ્યો, હવે એ સંબંધ આજે પૂરો થાય છે મારા મરણનો પયગામ મને મળી ચૂક્યો છે અત્યાર સુધી મને આ કન્યાને માટે અપાર ચિંતા હતી, પરંતુ તમે મને એ ચિંતામાંથી મુક્ત કરીને મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે.

આ કન્યાએ એક ખાનદાન માતાને પેટે જન્મ લીધેલો છે, અને જે કમનસીબ સંજોગોમાં તે જન્મી છે તે સંજોગોનો કરુણ ઇતિહાસ તેની સાથે મળી આવેલી આ તેની માતાની લખેલી જીવનનોંધમાંથી મળી આવે તેમ છે ફુરસદને વખતે તમે એ જીવનનોંધ વાંચજો અને પછી તમારી ઇચ્છાનુસાર તેનું ભવિષ્ય ઘડજો મારા ઘરમાં જે કંઈ ગાચરચીલું છે, તે વેચીને ઉપજેલાં નાણાં આ કન્યાના લાભ માટે

અર્પજો જો કે હુ તેની પાલક માતા છુ, પણ મારા હૃદયનો બધો વાત્સલ્ય પ્રેમ તેની ઉપર ઢોળીને મે તેને ઉછેરી છે આ દુખમય સસારમા મારા જીવનનુ અવલબન એ જ એક હતી હુ એની કાલી કાલી વાણી સભળવામા અને તેના બાલ અભિલાષ પૂરવામા મારૂ સઘળુ દુખ વિસરી જતી એ પોતાના જન્મનુ રહસ્ય જાણતી નથી, એટલે મને જ તે પોતાની જનેતા ગણે છે અને જ્યા સુધી કોઇ યોગ્ય અવસર ન આવે ત્યા સુધી સત્ય હકીકત તે જાણવા ન પામે એવો પ્રબધ કરવાનુ વચન હુ આપની પાસે માગી લઉ છુ બસ, આથી વધારે મારે કાઇ કહેવાનુ નથી, મારી કર્મકથા સાભળીને અને આ કન્યાના જીવનની જવાબદારી માથા ઉપર લઇને આપે મારા ઉપર ખાસ અનુગ્રહ કર્યો છે ઇશ્વર આપનું કલ્યાણ કરો !!"

તે માદી સ્ત્રીએ એક દીર્ઘ નિશ્વાસ મૂકીને પોતાની લાબી વીતકવાર્તા પૂરી કરી મે એ વખતે તેને ઔપચારિક આશ્વાસન આપીને, સઘળી ચિતા ત્યજી ઇશ્વરસ્મરણ કરવાની ભલામણ કરી એ બાઇએ પછી ચિત્તને નિર્વાસનિક બનાવી મનમા પ્રભુ નામની ધૂન લગાવી દીધી બરાબર આઠ કલાક સુધી તેનો એ ક્રમ ચાલુ રહ્યો પછી તેનુ ભાન જતુ રહ્યુ અને મરણની છાયાએ આવીને તેના અચેતન અગ ઉપર આક્રમણ કરી દીધુ કમળાને એટલા વખતમા મે ખૂબ સમજાવી દીધી હતી, એટલે તે એવા દૃશ્યથી વધારે દીલગીર થઇ નહિ થોડીવાર પછી તેની માતા પરલોકમા પ્રયાણ કરી ગઈ મે મારા આશ્રમના અનુયાયીઓ તરફથી તેની અત્ય ક્રિયાનો સઘળો પ્રબધ કરી દીધો. અને પછી એ બાળાને લઇને હુ આશ્રમમા આવી

ખરેખર કમળા એક સસ્કારવતી કન્યા હતી. એનો સ્વભાવ બહુ સરલ અને મિલનસાર હતો થોડા વખતમા જ તે આશ્રમમા આવનારા સ્ત્રીપુરુષોનુ પ્રીતિનુ પાત્ર થઈ પડી એણે મારી પાસે સસ્કૃતનો અભ્યાસ કરવા માડયો અને નવરાસના વખતમા પોતાની મેળે પુસ્તકો તે વાચવા લાગી ધીમે ધીમે તેનો માતૃશોક ઓછો થવા મા-

ડયો. એનો કદ એનો મીઠો હતો કે સવાર-સાજની સ્તુતિ વખતે તે શ્રોતાઓને કરુણરસમા તરબોળ કરી દેતી એના વદન ઉપરની વિનયશીલતા જોઇ પત્થર જેવા હૃદયો પણ ઘડીભર દવી જતા. તેની ભાવનાના સભાર નિત્ય પ્રસન્નમન મહેકી રહેતા તે શુદ્ધ, અપાપ-વિદ્ધ સાધ્વી સમી મારા આશ્રમને ઝળકાવી તેનો યશવિસ્તાર કરવા લાગી

મને હવે એના જીવનનો ખરો પરિચય મેળવવાની ઇચ્છા થઇ એક દિવસ મધ્યાહ્ન વખતે હુ તેની માતાએ મરતી વખતે આપેલી જીવન નોધ લઈ મારી ધ્યાન કરવાની ઓરડીમા ગઇ અને તે વાચવાની શરૂઆત કરી અક્ષરો ઝીણા પણ સ્વચ્છ હતા કાગળ જૂનો થઈ ગયો હતો અને વચ્ચેનો થોડો ભાગ ફાટી ગયો હતો તેમા નીચે પ્રમાણે લખેલુ હતું –

× + + ×

ઓ પ્રભુ ! તે બાપના કૂવામા બૂડી મરતા હિન્દુ માબાપને ઘેર મને શા માટે જન્મ આપ્યો ? મે બીજા કોઈ દેશમા કે બીજી કોઇ સમાજમા જન્મ લીધો હોત તો મારે આજ આમ આત્મહત્યા કરીને મરવાનો પ્રસગ આવત નહિ હિન્દુસમાજ હત્યારી રૂઢીઓ ચાલુ રાખવા ટેવાએલી છે, તેને આવી હત્યાઓની કાઇ અસર થતી નથી તેનો આત્મા મરી ગયો છે, તેની લાગણીઓ બુઠ્ઠી બની ગઇ છે મને તેનુ ભવિષ્ય હવે જરાય સારૂ દેખાતું નથી, કારણ કે જે સમાજ કન્યાઓના બજારૂ ચીજ પેઠે વચાણ કરે, પત્નીઓની ભાવ-નાઓ અને આશાઓને કચરવામા ધર્મ માને અને વિધવાઓની ઇચ્છાઓ તથા લાગણીઓના ખૂન કરે, તે સમાજ તેની પ્રાચીન સસ્કૃતિ સાચવી શકે એ આકાશકુસુમવત્ છે સસ્કૃતિ સાચવવાનો દાવો કરનારી સમાજે પ્રથમ પોતાની આતરદશા સુધારવી જોઇએ હિન્દુ સમાજ સદીઓથી એક ભયકર ભૂલ કરતી આવી છે, કે તેને સ્ત્રીઓની કિમ્મત સમજાતી નથી જો કે અમને તે અર્ધાગના

સહચરી, પત્ની વગેરે ગૌરવભર્યાં નામો આપે છે, પરંતુ તેમાં પુરુષ વર્ગની સ્વાર્થસાધના સિવાય બીજો કંઇ હેતુ સમજાતો નથી. પુરુષોને અમારા વ્યક્તિત્વની પરવા નથી–અમારા હાડચામની પરવા છે. તેઓ અમને વિલાસની પુતળીઓ ગણે છે અને જ્યાં સુધી અમારા રૂપરંગ અવિકૃત હોય છે, ત્યાંસુધી અમારી દરકાર રાખે છે–પછી તેઓ અમારો ભયંકર અનાદર કરે છે. હું એવા અનાદરને પરિણામે આજે મારા હાથે કરીને આ શાની દુનિયામાંથી મારો અંત આણું છું અને મારી કરણીનો જવાબ આપવા પરલોકમાં ચાલી જાઉં છું.

કેટલા કડવા પ્રસંગો યાદ કરૂં અને કેટલા ન કરૂં? હિંદુ સ્ત્રીનું જીવન જ બહુધા કડવા પ્રસંગોથી ભરેલું હોય છે. એટલે જ્યાં નર્યાં જ કાંકરા, ત્યાં વીણવું શું? હિન્દુ સ્ત્રીઓ રીઢા માટલાની પેઠે દુખો સહન કરવા ટેવાઈ ગએલી છે, એટલે સમાજ જાણી જોઇને તેમની ઉપર જૂલમ કરે છે. હજારો વર્ષથી જડ ઘાલી બેઠેલા રિવાજને તે ધર્મને નામે વળગી રહી સ્ત્રીઓ ઉપર ભયંકર અત્યાચાર ગુજારે છે. બાળલગ્નો, બાળમાતાઓ અને બાળવિધવાઓ આ સમાજ ઉપર હવે ઘોર કલંકરૂપ છે. હત્યારી રૂઢીઓએ આ સમાજને એવી નિસ્તેજ અને પાંગળી બનાવી છે કે તેને બહારથી સુઘડ જણાવા માટે દંભનો આશ્રય લેવો પડે છે! જ્યાં જીવનના સામાન્ય પ્રસંગોમાં પણ ધર્મને નામે દંભનું વર્ચસ્વ હોય, ત્યાં એ દંભ જેને સાચવતાં ન આવડે તેને કાં તો લોકનિંદા સહન કરવી પડે છે, અને કાં તો આત્મહત્યા કરી પાપના ભારથી છૂટવું પડે છે. હું આજે દંભનો જરા પણ આશ્રય ન લેતાં મારૂં પાપ પોકારી ચાલી જાઉં છું. મારા મરણ પાછળ મારા શબની ગમે તે વ્યવસ્થા થાય, તે સાથે મને લેવાદેવા નથી, કારણ કે 'આપ મુવા પીછે ડૂબ ગઇ દુનિયા' પણ જો કોઈ દયાળુ સ્ત્રીપુરુષ આ મારી બાળાને ઉછેરશે તો મારો પાપી આત્મા પરલોકમાંથી પણ તેમની ઉપર આશીર્વાદની વૃષ્ટિ કરશે!

હિન્દુ સમાજમા સ્ત્રીનુ સ્થાન એવા પ્રકારનું છે કે તેની એક જ ભૂલ તેને આત્મહત્યા કરાવે છે જો ઉચ્ચ કોમની વિધવાઓને પુનર્લગ્નની છૂટ હોત તો હું તે દગાબાજ કામીની રાક્ષસી જાળમા ફસાઇને મારી જીદગી ખતમ કરવાની અણી ઉપર ન આવત ! મારી આત્મહત્યાને માટે સમાજનો લોખંડી પંજો જવાબદાર છે જે સમાજ બુદ્ધિવાદને તિરસ્કારી ગુલામવાદને પોષે, અંતઃકરણોના બળવાને અવગણી સડેલી પ્રથાઓને હઠથી પકડી રહે અને છૂપા પાપ તથા દંભને વળગી રહી સંસ્કૃતિના વારસાનો દાવો કરે, તે સમાજને શી ઉપમા આપવી તે મને સૂઝતું નથી ખોટી લાજશર્મ રાખવાની કુપ્રથાથી અનેક સુકુમાર વિધવાઓ સમાજ બહાર ધકેલાઇ જઈ મુંબઇ, કલકત્તા, જેવા મોટા શહેરોમા હાડચામનો વેપાર ચલાવે છે મને એવો વેપાર ચલાવવો પસંદ નહિ હોવાથી હું બાળહત્યાનુ પાપ કર્યા પહેલા મારા જીવનનો અંત લાવુ છુ અને મારા મોતના ખરા કારણ માટે તથા આ બાલિકાના જીવન રહસ્ય માટે મારી કલંકિત કથા લખી જાઉં છુ

મારો જન્મ એક સારા કુટુબમા થયો હતો મારા પિતા મામલતદાર હતા પૈસેટકે અને માનમરતબે તેઓ સુખી હતા સરકારમા તેમની પ્રતિષ્ઠા સારી હતી એમનો સ્વભાવ અક્કડ હતો પ્રજામા તે 'મિજાજી મામનતદાર' તરીકે જાણીતા હતા. તેમણે પોતાનો વંશવેલો કાયમ રાખવા માટે એક પછી એક એ ક્રમાણે ત્રણ સ્ત્રીઓનું સૌભાગ્ય દીપાવ્યુ હતુ મારી માતા તેમની ત્રીજીવારની પત્નીનુ પદ મેળવી શકી હતી જ્યારે તેને પેટે મારો જન્મ થયો, ત્યારે સેતાન હસ્યો હશે અને દેવો શરમાયા હશે એમ મને લાગે છે। કારણ કે મારા જન્મ તથા જીવનથી નથી મને લાભ થયો, નથી મારા માતપિતાને લાભ થયો કે નથી સમાજને લાભ થયો ! જેનુ જીવન કોઇને લાભ ન કરી શકે, તે જીવનને લંબાવવાથી શો ફાયદો? બધા મને કાળા મ્હોની ડાકણ કહે, મારા ઉપર થુંકે, તેના કરતા હું મોતને તાબે થાઉં એ વધારે સારૂ છે. સમાજમા કેટલાક પુરુષો દગાબાજ અને

હીચકારા હોય છે, તેઓ ભોળી, લાચાર, વિશ્વાસુ વિધવાઓને પ્રેમની ઠગારી મસ્તીમા ફસાવી નિર્લજ્જ રીતે છોડી દે છે આદર્શવાદીઓ એનો દોષ સ્ત્રીઓને માથે મૂકે છે અને કેમ ન મૂકે? જ્યાસુધી અમે સ્ત્રીજાતિ નિર્બળ મનોદિશામા રહી એવા દોષોની સામે નહિ ઝઝુમીએ ત્યાસુધી ગુન્હાનો ટોપનો વિધવાને માથે જ આવવાનો છે હુ હવે એ બધુ સમજી શકુ છુ, પરતુ સમાજનો તિરસ્કાર જીરવવા જેટલી હિમ્મત નહિ હોવાથી આ આપઘાત સિવાય મારા માટે બીજો કોઇ રસ્તો નથી

હુ જન્મી ત્યારે મારૂ ઘણુ માન હતુ મારા પિતાની અમલદારીને લીધે સહુ કોઇ મને બા બ્હેન કહી બોલાવતા પટાવાળાઓ અને નોકરો મને વ્હાલથી હાથમાથી હેઠી મૂકતા નહિ મારી જન્મગાઠને દિવસે મને મુબારક બાદીમા ઘણી ઘણી ચીજો બક્ષિસ મળતી લોકોને મારા મીજાજી પિતાની પ્રસન્નતા મેળવવાનુ હુ એક સાધન બનતી મારી માતા મારૂ માન જોઇ હરખાતી, પણ તેને ભાવીના અગમ્ય ભેદની માહિતી નહોતી કે એ માન અને લાડના શા પરિણામ આવવાના છે ! તેની આશા બલવાન્ હતી, પણ પ્રભુની ઇચ્છા જુદી જ હતી હુ સારે ઘેર અવતરી હતી, પણ પૂર્વજન્મનુ દુર્ભાગ્ય મને છોડી ગયુ નહોતું ! મારી નવ વર્ષની ઉમ્મરે મારી માતાએ ગૌરીદાનનુ પુણ્ય હાસલ કરવા મને પરણાવી દીધી હતી અને તે પણ મારાથી પાચગણી ઉમ્મરના એક આધેડ આદમી સાથે ! મારા પિતા નહિ સનાતની કે નહિ સુધારક, એવા મધ્યમ વિચારના હતા અનેક ફોજદારી કેસોમા ન્યાય તોળા તોળીને તેમનુ મગજ એક યત્ર જેવુ કઠોર બની ગયુ હતુ પોતાની નવ વર્ષની પુત્રીને પીસ્તાલીશ વર્ષના પુરુષ સાથે પરણાવવામા કેટલો અન્યાય થાય છે, તેનો વિચાર તેઓ કરી શકયા નહોતા અને આ સમાજમા હત્યારી રૂઢીઓને વળગી રહેનારા પિશાચી અનુયાયીઓ એવો વિચાર કયારે કરી શકે છે? સમાજશરીર અનેક વ્રણથી સડવા લાગ્યુ છે. એ વ્રણ

ઉપર મલમપટ્ટા કરવાનુ કામ દેશનો તરુણ વર્ગ જ્યા સુધી હાથ નહિ ધરે, ત્યા સુધી મારા જેવી સેકડો વિધવાઓ આવા તીર્થસ્થાનોમા આવીને આપઘાત કરી જીદગીનો અત આણ્યે જશે

આ જગતમા પ્રભુ કોઇને સઘળી બાબતની અનુકુળતા આપતો નથી જ્યા પૈસો, પ્રતિષ્ઠા, સત્તા વગેરેની પ્રાપ્તિ હોય છે ત્યા સતાન સુખ હોતુ નથી અને જ્યા સતાનસુખ હોય છે, ત્યા પૈસો, પ્રતિષ્ઠા કિવા સત્તા હોતા નથી મારા પિતાને અન્ય સર્વ સુખના સાધનો મળ્યા હતા, કિન્તુ સતાનસુખ મળ્યુ નહોતુ. તેમના વશનો વિસ્તાર કરનાર પુત્ર તો તેમને નહોતો સાપડ્યો, પરતુ હુ એક પુત્રી હતી, તે પણ તેમના હૃદયને દુખ દેનારી થઇ પડી હતી પરણ્યા પછી દોઢ વર્ષે હુ રાડી હતા અને ડાહ્યા પુરુષો કહે છે કે વિધવા કન્યા તેના પિતાને અગ્નિ વિના બાળે છે મારા પિતાને તેમના પૂર્વ કર્મના કોઇ ભીષણ પાપને લીધે મારુ વૈધવ્યદર્શન દુખ આપનાર થયુ હતુ

મારા દુર્ભાગ્યની તો હુ વાત જ શી લખુ ? જીવનના ઉગતા પ્રભાતમા જ સમાજના સકટો વચ્ચે હુ ઘેરાઇ ગઇ મે આખ ઉઘાડીને ચારે તરફ જોયુ એક તરફ અનેક દેવબાળાઓને કન્યાવ્રત પુરુ થયા પહેલા રડતી, કકળતી અને ચુડીકર્મ કરવા તૈયાર થતી નિહાળી, તો બીજી તરફ અનેક બુઢ્ઢાઓને લગ્નના લ્હાવા લેતા અને ઘોડે ચડતા જોયા ! એક તરફ વિધવાઓનો સમાજ તરફથી તિરસ્કાર થતો નિહાળ્યો, તો બીજી તરફ એ જ વિધવાઓને છળ કપટથી પાપમા પ્રવૃત્ત કરતા શયતાનો જોયા ! એક તરફ દેવમદિરોમા છપ્પન ભોગના રગરાગ નિહાળ્યા, તો બીજી તરફ કકડા રોટલા માટે અનાથોના જીવન નષ્ટ થઇ જતા જોયા ! એક તરફ સસ્કૃતિને નામે દભને પોષાતો નિહાળ્યો, તો બીજી તરફ દયાધર્મને નામે થતા અનેક અત્યાચાર જોયા સસારમા પડદા પાછળ ભજવાતા અનેક નાટકોમા સમાજની વિચિત્રતા સિવાય મને બીજુ કશુ સમજાયુ નહિ મારી નાદાન બુદ્ધિ એ વખતથી પલટાઈ અને તેનો લાભ એક નરરાક્ષસે લીધો.

તે પછીની વાત બહુ ખરાબ છે મારૂં હૃદય તે યાદ આવતા રડે છે અંતરમાંથી એક છૂપીઆહ્ નીકળી જાય છે પ્રભુને ત્યાં હું શો જવાબ દઇશ, એ એક પ્રશ્ન મારા હૃદયમાં નિરંતર ખડો થયા કરે છે મારો એ સમય એવો હતો કે તે વખતે મને સારામાર સમજવાનું બિલકુલ જ્ઞાન નહોતું, વિકારો અને મસ્તી ઉભરાતા હતા, પ્રલોભનોનો પાર નહોતો, બાલ્યાવસ્થામાં થએલા કઢંગા લગ્નને લીધે અસંતોષ અને અવિવેક વધી પડયા હતા, જીવન વીણામાં કેવળ નિરાશાના સૂર હતા અને પેલો અજેય માનવ શયતાન 'વિષય' મને લલચાવી રહ્યો હતો આ બધી અનર્થપરંપરાનું પરિણામ એ આવ્યું કે જે અનેક બાળવિધવાઓના સંબંધમાં આની જાય છે અમે તે વખતે અમદાવાદમાં રહેતા હતા મારા બાપાની બદલી કલેકટરસાહેબની ઓફિસમાં થએલી હતી અમારે ત્યાં આવતા એક કારકુને મને ફસાવીને મારી જીંદગીની ધૂળધાણી કરી નાખી

થોડા દિવસ સુધી એ વાત છાની રહી, પણ પછી જ્યારે મારા અંગ પ્રત્યંગમાં પાપનું પરિણામ સ્પષ્ટ દેખાવા લાગ્યું, ત્યારે મારી બાને ચિંતા થઈ, તેણે મને એક દિવસ એકાન્તમાં બેસારી ઠબકો આપ્યો અને સાચી વાતો પૂછવા માડી, મે તેને જે બન્યું હતું તે કહી સંભળાવ્યું પંદર દિવસ પછી તેણે મને એક દવા ખવરાવી, પણ તેની ધારણા પ્રમાણે તે દવાએ કાંઈ ગુણ કર્યો નહિ મને હવે નજરકેદની શિક્ષા મળી બહાર આવવા જવાનું મારે માટે બંધ થયું થોડા દિવસ એવી સ્થિતિમાં રાખી મને મારી માશીને ત્યાં મોકલવામાં આવી ત્રણ મહિના હું ત્યાં રહી, તે પછી અમે આ પ્રયાગનગરીમાં આવ્યા અહીના પંડાઓ એવા પરમાર્થી (?) કામ કરવામાં કુશળ હોય છે સમાજના સડાએ તેમને એવી કુશળતા પ્રાપ્ત કરાવી છે હિન્દુઓના ઉચ્ચ કુટુંબોની કમનસીબ વિધવાઓને તે એક ઉપાધિમુક્ત કરી, વિધવાઓને હાથે થએલા પ્રમાદને ઢાંકે છે તેમના એવા કાર્યથી સમાજમાં દંભ અને પાપ વધે છે, છતાં સમાજ સુ-

ધારકો એ સઘળુ ચલાવી લે છે. આજકાલના દાંભિક સુધારકો આ-સમ્માનની મોટી મોટી વાતો કરે છે, વિધવાઓના વકીલ બની તે-મની ભાવનાઓને વિકસાવે છે અણુકલ્પી આશાઓ આપી તેમના વિકારોને ઉત્તેજિત બનાવે છે, અણદીઠી બડવૃત્તિ જગાવી તેમના ચિ-ત્તને ચલિત કરે છે, પરતુ જ્યારે કસોટી ટાણે આવીને ઉભો રહે છ, ત્યારે તેઓ જૂના વિચારના રૂઢીદાસો કરતા પણ છેલ્લે પાટલે બેસી જાય છે તેઓ અજ્ઞાન અબળાઓને પાપમા ઉતારે છે અને પછી તેમને એ પાપના ભયકર પરિણામમા નિરાધાર છોડી દઇ હીચકારાની પેઠે અળગા થઇ જાય છે! મને ફસાવનાર તે દાંભિક સુધારકે જો મારો અમાનુષી છળ ન કર્યો હોત, તો આજ મારે આમ હાથે કરીને મોત લાવવાનો પ્રસગ આવત નહિ!

સમાજે દભ, નીચતા, જૂલમ અને આપખુદીના યન્ત્રો શોધી કાઢી સ્ત્રીજીવનને કચરી નાખ્યુ છે, જ્યા પળે પળે સ્ત્રીઓના વ્યક્તિ-ત્વને કચરવામા આવતું હોય, ડગલે ડગલે વિધવાઓના છળ થતો હોય, અને ક્ષણે ક્ષણે સત્તાના મદમા પુરુષજગત્ અત્યાચારી બનતુ હોય, ત્યા પ્રભુની કૃપા કદી હોય જ નહિ અને એ તો ખુલ્લુ છે કે પ્રભુની કૃપા વિના કોઈ પણ દેશ કે વા સમાજની ઉન્નતિ થઇ શકતી નથી બીજા કશાની ખાતર નહિ તો છેવટ પ્રભુની પ્રસન્નતા મેળવ-વાની ખાતર પણ આ દેશની વિધવાઓ ઉપર થતા જુલમ હવે અ-ટકાવવા જોઇએ. ઘણા ભાવનાવાદી વાતોડિયાઓ સ્ત્રીઓની ઉન્ન-તિના વિચારો વ્યક્ત કરે છે, અને ઘણા દભી કવિઓ સ્ત્રીમહત્તાના કે નારીપૂજાના કાવ્યો ચીતરી કાઢે છે, પણ તેમના વર્તનમાથી જ્યા સુધી આપખુદી અને સત્તાનુ ઘેન ઉતરે નહિ, ત્યાસુધી કશો શુક્કવાર વળવાનો નથી.

હુ પાપ, અસતોષ, નિરાશા વગેરેનો વિષમ ભાર લઇ મારી કરણીનો ન્યાય કરાવવા ચાલી જાઉ છુ મને ગર્ભપાત કરાવવા મારા સબધીઓએ અને અહીના પડાએ પ્રયત્ન કર્યો, પરતુ એટલુ પાપ

મારા હાથે થવાનુ નિર્માણુ નાહ હોવાથી ગભ પડયો નહિ અને મે પુરા દહાડે બાળક જણ્યુ આ બાળક કલકિત છે, પણ જો તે જીવશે તો તેનામા સારા ગુણો આવશે એટલી મને શ્રદ્ધા છે, કારણ કે મારા ઉદરમા તેનો પ્રવેશ થયા પછી મારા વિચારો છેક સુધરી ગયા હતા અને પશ્ચાત્તાપની જવાળાથી હુ નિરતર બળી રહી હતી માતાના વિચારોની છાપ ગર્ભ ઉપર પડતી હોય, તો આ બાળકમા દુર્ગુણ દાખલ થવાનો સભવ નથી, પણ અરેરે, મારા મરણ પછી એ જીવશે કે કેમ, એ જ એક પ્રશ્ન છે તરતનુ જન્મેલુ માતા વિહોણું બાળક શી રીતે જીવી શકે ?

મને પ્રસવ થયા પછી મારી માશીએ અને એ કાળમુખા પડાએ બાળકનુ ગળુ દબાવી તેને સુધારાઇ ખાતાના કચરાની ટોપલીમા મૂકી દેવાનુ ફરમાન કર્યું. મે બે કલાકનો સમય માગ્યો અને એટલા સમયમા આ કલકિત આત્મજીવન લખી નાખ્યુ એ જુલમીઓએ જે હુકમ ફરમાવ્યો છે, તે ઉડાવવાની મારામા તાકાત નથી મારા ઉદરમાથી આવેલા નિર્લેપ બાળકની હત્યા કરવા કરતા હુ મારી પોતાની હત્યા કરૂ એ મને વધારે ઠીક લાગે છે કોઈ પણ માતા પોતાના બાળકનું ખૂન પોતાન હાથે કરે, એ બની શકે નહિ અને જો કોઇ રાક્ષસિણી એવુ પિશાચી કર્મ કરે, તો તે માતા નામને લાયક ગણી શકાય નહિ હુ જાણુ છુ કે ઘણી અધમ વિધવાઓ પોતાને હાથે પોતાના પાપથી પેદા થએલા નિર્દોષ બાળકોને ગુગળાવી મારી નાખે છે અને કીર્તિનો ખોટો સિક્કો મેળવવા એવુ અઘોર કર્મ કરે છે, પરતુ મારાથી એ કામ થઇ શકે તેમ નથી મે અપરાધ કર્યો છે, એટલે મારે જ મરવુ જોઇએ આ બાળકનો કાઇ ગુન્હો નથી, તો પછી તેને શા માટે હણવુ ? મારૂ જીવન જગતને માટે નકામુ થયુ છે, એટલે આ નિર્દોષ જીવને ધરતીને ખોળે મૂકી–તેના રક્ષણનો ભાર કેવળ ઇશ્વરને ચરણે ધરી હું આ દુનિયામાથી ચાલી જાઉ છુ.

\+ + + +

મે તે કમનસીબ વિધવાની એ કલાકન કથા વાંચીને એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો મારા હૃદયમા આ જાતિના આટલા ભીષણ અધપતનથી એક અવર્ણનીય દુ ખની લાગણી ઉદ્ભવી અરેરે, સ્ત્રીઓની આવી અધમ દશા ક્યારે સુધરશે ? મારૂ અત કરણ કકળી ઉઠયુ તે દિવસે મારાથી આશ્રમનુ કાઇ કામ થઇ શકતુ નહિ

મે તે પછી સ્ત્રીજીવનના સઘળા પ્રશ્નો જુદા જુદા દષ્ટિબિન્દુથી તપાસવા માડયા આ દેશના નારીજીવનની વર્તમાન દશા મને કોઇ રીતે સારી જણાઇ નહિ. સામાજિક વિકૃતિ ધ્વસ્ત કરી નાખી પુનર્વિધાન માટે સુન્દરીસઘને તૈયાર કરવાનો મારો નિશ્ચય વધારે દૃઢ થવા લાગ્યો આશ્રમમા આવતા સ્ત્રીપુરુષોના હૃદયોમા મે નવાયુગના આન્દોલનો વધુ જોરથી પ્રસરાવવા માડયા સામાજિક કુરૂઢિઓના ભોગ બનીને ઘણી સ્ત્રીઓ આશ્રમમા આવી ગઇ કોઇ વૈધવ્યજીવનના દુ ખમા ડુબેલી હતી, તો કોઇ શોક્યના સાલથી પીડાતી હતી, કોઇ સાસુના સતાપવાળી હતી તો કોઈ ધણીના દુ ખથી રીબાતી હતી—એકદર સામટેમેળે સ્ત્રીજીવનમા ક્યાંઇ સતોષ કે તૃપ્તિના દર્શન ન હોતા જણાતા મે એ સ્થિતિ સુધારવા માટે ‘આવતી કાલના પૂરુષ’ના રાહ જોવાનુ ઉચિત ગણ્યુ અને સેવાશ્રમની પ્રવૃત્તિઓને જોસભેર આગળ ધપાવવા માડી.

કેટલોક સમય એ પ્રમાણે વીતી ગયો વિમળા એટલા સમયમા સુન્દર સેવિકા બની ચૂકી હતી તેના શારીરિક વિકાસ સાથે તેની સેવાભાવનાનો વિકાસ થઈ રહ્યો હતો તેને સાસારિક કુથલીઓ કરતા સેવાના માર્ગોની ચર્ચાઓ વિશેષ રુચિકર થતી હતી તેને આ દેશના સ્ત્રીજીવનની પરવશતા, અજ્ઞાનતા અને પામરતા બહુ ખુચતી હતી. સમાજમા ‘વશવેલા’ વધારવાને નામે થતા બાળપત્નીઓ ઉપરના અત્યાચાર તો તેને મુદ્દલ પસદ નહોતા આશ્રમમા આવતી અનેક કુમારિકાઓને તે બાળવયે લગ્ન નહિ કરવાનો અને પોતાનો જીવ-

નસાથી પોતાની મેળે જ પસદ કરવાના ઇશ્વરદત્ત હકનુ પાલન કરવાનો બોધ આપતી હતી આ દેશના સ્ત્રીજીવનની વર્ત્તમાનદશા જોઇને તેનો આત્મા કકળી ઉઠતો હતો એની બુદ્ધિમત્તા અને પ્રતિભા એના સૌન્દર્ય તથા લાવણ્યને અધિક ઓપ આપી રહ્યા હતા તે પ્રથમ તો મારી સાથે વાતો કરતા સકોચ પામતી, પરતુ ધીમે ધીમે તે સકોચ દૂર થવા લાગ્યો હતો અને તેથી તેની બુદ્ધિના ચમત્કાર મારાથી સારી રીતે જોઇ શકાતા હતા.

એક દિવસ મે તેને વાતમા ને વાતમા પૂછ્યુ –" બ્હેન, હવે તારા લગ્નને માટે કાંઈક ગોઠવણુ કરવી જોઇએ. તેં એ સબધમા કાઇ નિર્ણય કરી રાખ્યો છે ?"

વિમળા અનુત્તર રહી

મે કહેવા માડ્યુ –" બ્હેન, એમા તારે શરમાવાની જરૂર નથી તુ શાણી અને સદ્‌ગુણી છે, તારા લગ્નની બાબતમા તારી પસદગી પ્રમાણે જ મારે કરવાનુ છે કદાચ તે કોઈ યુવકને પસદ કરી વચન આપ્યુ હોય તો મારે તે જાણવુ જોઇએ !"

" મોટી બ્હેન, આ તમે શુ કહો છો ? કદી નહિ અને આજે આવી વાત શા માટે કાઢો છો ? મારો સ્વભાવ તમે જાણો છો, મને હિન્દુસમાજની હાલની રીતભાત કેટલી અપ્રિય છે, એ તમારાથી અજાણ્યુ નથી હું લગ્નના નામથી પણ ત્રાસ પામુ છુ, ત્યા પસદગીનો પ્રશ્ન કયા રહ્યો ? પુરુષજગત્‌મા મને સર્વ વેતિયા જણાય છે આદર્શ પાછળ મરી ફીટવાનુ એ કોમને ભાન જ નથી એક સ્ત્રીના મરણ પાછળ તેની ચિતા ઠડી ન પડી હોય તે પહેલા કપાળમા કકુના કરનારાઓ, માબાપની મૂર્ખાઈ કે ધનલાલસાથી બાળવયે 'રડાપો' પામેલી વિધવા પાસે ફરજિયાત વૈધવ્ય પળાવતા નથી લજ્જા પામતા કે નથી તેમના સ્વાર્થી હૃદયોમા અરેરાટ આવતો ! કેટલેક સ્થળે તેમના જીવન કેવળ પશુતાથી ભરેલા નજરે પડે છે

લગ્નના પવિત્ર આદર્શને એ જાતિએ ‘ કાયદેસર વ્યભિચાર’ની કોટીએ મૂકી દીધો છે તેમનું પત્નીવ્રત સ્ત્રીઓને ‘ ધર્મસંમત ગુલામીઓ ’ રાખવામાં સાર્થક થતું અનુભવાય છે સ્ત્રીસમાજની અત્યારે માનસિક અને શારીરિક જે અધોગતિ છે, તે પુરુષવર્ગના પાપનું જ પરિણામ છે મેં તમારા સહવાસથી આ આશ્રમમાં આવ્યા પછી ઘણું નવું નવું જાણ્યું છે, મને લગ્નના ધોરણ ઉપર કંટાળો આવી ગયો છે અને તેથી મેં પ્રતિજ્ઞા કરી છે કે મારે જીંદગીપર્યંત અવિવાહિતા રહેવું અને આ આશ્રમ દ્વારા સ્ત્રીસમાજની બની શકે તેટલી સેવા કરવી. ’

“ પણ બ્હેન ! હિન્દુ સમાજમાં સ્ત્રીઓને અવિવાહિતા રાખવાનો રિવાજ નથી. ડોસો કુંવારો રહે છે, પણ ક્યાંઇ ડોસી કુમારિકા રહી સાંભળી છે ?”

“ શું હિન્દુ માતાને પેટે જન્મ લેનાર દરેક સ્ત્રીએ પરણવું જ જોઇએ ?”

“ હા ”

“ ત્યારે ગાર્ગી કેમ બ્રહ્મચારિણી રહી હતી ?”

“ એ જમાનો જુદો હતો, અત્યારે યુગ બદલાયો છે અને યુગના ધર્મ પણ બદલાયા છે ”

“ એ તો ઇચ્છવા યોગ્ય છે યુગ બદલાય ત્યારે યુગના ધર્મ બદલવા જ જોઇએ, જો એવો ફેરફાર ન થાય તો સમાજમાં વિલક્ષણ તાંડવ મચી રહે. અત્યારે ઠામ ઠામ જે વિચિત્ર પરિસ્થિતિ નજરે પડે છે, તેનું કારણ યુગધર્મમાં ફેરફાર નથી થતા એ જ છે દેશસેવા, સમાજસેવા, જનસેવા, વ્યક્તિસ્વાતંત્ર્ય વગેરે અત્યારના યુગધર્મ મનાયા છે એ ધર્મનું અપમાન કરી સદીઓથી ચાલતી આવેલી ગોઝારી રૂઢીઓને સમાજ હજુ ક્યાં સુધી વળગી રહેશે ? સમાજનું ભવિષ્ય તેના તરુણ સ્ત્રીપુરુષોના ઉચ્ચ મનોબળ ઉપર આધાર રાખે

છે હિન્દુ સ્ત્રી–પુરુષોના સહચારમા પ્રેમને સ્થાને વિલાસ, ધર્મને સ્થાને રૂઢી અને મનુષ્યત્વને સ્થાને દભ જ્યા સુધી હયાતી ધરાવે છે ત્યા સુધી સમાજના પ્રાણને ગભીર હાની છે હિન્દુ સસ્કૃતિ કદી જગલી નહોતી અને અત્યારે પણ નથી એના ઘણા આદર્શ તો અનેક યુગ સુધી જાળવી રાખવા જેવા પવિત્ર છે આર્યબાળાઓ પતિવ્રતની પુણ્યભાવનાઓ લઇને પહેલા જેમ જન્મતી, તેમ અત્યારે પણ જન્મે છે, છતા પ્રાચીન આદર્શ શિથિલ થવા લાગ્યા છે, તેનુ કારણ આપણી રૂઢીપ્રિયતા અને આપણી કઢગી કેળવણી છે વળી આપણી લગ્નની સસ્થામા ભયકર સડો પેઠો છે વર્ષોના પરિચયથી પેટા જ્ઞાતિઓનુ બધન ધાર્મિક બધન જેવુ દૃઢ થઈ ગયુ છે, તેથી અયોગ્ય યુગલો સ્વીકારવા પડે છે પતિ કેળવાએલો હોય તો પત્ની મૂર્ખ હોય અને પત્ની કેળવાએલી હોય તો પતિ અજાન હોય જ્યા આ પ્રમાણે તરુણ હૃદયના ખુન થતા હોય–અસમાન યુગયો 'ગૃહસ્થાશ્રમ' માડતા હોય, ત્યા જીવનમા આશા, ઉલ્લાસ સ્ફૂર્તિ અને પ્રાણ આવવા અશક્ય છે અને એવા નિરસ જીવનમા સમાજનુ મૃત્યુ છે."

વિમળા આજે ઉશ્કેરાઇ ગઇ હતી સામાજિક બદીઓ ઉપરની તેના અત કરણમા એકઠી થએલી ઘણા દિવસની ઘૃણા ખુલ્લી કરવાની આજ તેને તક મળી હતી તેણે થોડીવાર વિશ્રાતિ લઈ પાછુ આગળ ચલાવ્યુ

"મોગી બ્હેન! સમાજનો મોટો ભાગ ગરીબ હાલત ભોગવે છે કેળવાએલા યુવકોને પણ જીદગી શી રીતે ગાળવી એ પ્રશ્ન રાતદિવસ કોલી ખાય છે જવાની હાડમારીઓ દિવસે દિવસે વધતી જાય છે યુવકવર્ગની ઉગતી આશા ઉપર ઘણા સામાજિક ભયકર પ્રશ્નો તરવારની માફક લટકી રહ્યા છે એ પ્રશ્નો તે આશાઓને વધવા દેતા નથી સખ્યાબધ યુવાન સ્ત્રી પુરુષો પરણેલા જીવનમા સાચા પ્રેમથી નહિ જોડાએલા હોવાથી–કશો આનદ જોઈ શકતા

નથી હિન્દુ સંસારમાં અત્યારે પ્રેમ જેવી કોઇ ચીજ નજરે પડતી નથી જે કંઇ બાહ્ય દૃષ્ટિએ દેખાય છે, તે યુગલોની અજેય વાસનાની કેવળ ભૂખ છે રામ સીતાનો ભવભૂતિએ ગાયેલો પ્રેમ કે દૈવી વિવાહના સ્વરૂપ અત્યારે ભૂતકાળની વાતો જેવા મનાય છે માતૃપદની પવિત્રતા સમાજે સાવ વિસારી દીધી છે આપણી રૂઢીઓ, આપણી કેળવણી અને આપણી પરિસ્થિતિ પ્રજામાં ગુલામી વૃત્તિવાળાં સંતાનો પેદા કરે છે આ સંતાનો મોટાં થઇ કેળવાય છે—અંગ્રેજી શિક્ષણ લઇ કેળવાય છે, ત્યારે કાં તો કોઈ સ્કૂલમાં પંતુજી થાય છે, કાં તો કોઇ અદાલતનો લુચ્ચો વકિલ બને છે, કાં તો ધંલોભી ડાક્ટર થાય છે અથવા કોઇ જૂલમી અધિકારી બને છે સમાજસેવા કે દેશસેવાની ધગશવાળા નરરત્નો બહુ ઓછા પાકે છે અને જે સમાજમાં એવા નરરત્નોનો દુષ્કાળ હોય, તે સમાજનું અસ્તિત્વ શું વધારે સમય ટકી શકે? હિન્દુ સમાજ અત્યારે એક યંત્રની પેઠે ચાલે છે જે ભાવનાઓ તે જીવનમાં ન ઉતારી શકે તેને પુરાણની કથાઓ તે માને છે એની અધોગતિનું માપ આથી વધારે શું હોઇ શકે? મારા હૃદયને સામાજિક અધોગતિ શલ્યની પેઠે ખૂંચે છે અને તેથી મેં નિશ્ચય કર્યો છે કે બ્રહ્મચર્યવ્રતનો સ્વીકાર કરી બની શકે તેટલી દેશસેવા કરવી!"

વિમળાનો એ નિશ્ચય જાણી મને બહુ હર્ષ થયો મેં તે પછી કદી એની આગળ લગ્નની વાત કાઢી નહિ તેણે પોતાનું જીવન સેવાના સત્કાર્યમાં નિયોજી દીધું

ધીમે ધીમે તેણે આશ્રમની વ્યવસ્થાનો બધો ભાર ઉપાડી લીધો અને મારી ઉપરનો બોજો હલકો કર્યો મેં એ વખતથી ઇશ્વરભજનમાં ચિત્ત પરોવી દીધું અત્યારે પણ મારો એ જ વ્યવસાય ચાલુ છે મને તેથી અપાર સંતોષ થાય છે, કારણ કે મારા પતિની આજ્ઞાનું મારા હાથે પરિપૂર્ણ પાલન થયું છે તેમણે અંત વખતે જનસેવા અને સમાજસેવા પાછળ જીંદગી ખતમ કરવાનો મને જે આદેશ ફરમાવ્યો

હતો, તેનું કેટલેક અંશે મે પાલન કર્યું છે અને એક હિન્દુ સ્ત્રીને પોતાના પતિની આજ્ઞાનુ પાલન કરવામા જેટલો આનંદ અને સંતોષ થાય છે, તેટલો આનંદ અને સંતોષ શુ બીજી કોઈ બાબતમા થઈ શકે છે ખરો? અરેરે, મારો એક સમય એવો હતો કે જગતમા મને સાક્ષાત્ સ્વર્ગ ઉતર્યું હોય, એમજ લાગતું, પણ મારૂં ભાગ્ય ફૂટેલુ, એટલે એ સુખ હું વધારે મુદ્દત ભોગવી શકી નહિ મારો સંસાર ગરીબ હતો, પણ મારા પતિના સુખદ સહવાસમા મને એ ગરીબી સાલતી નહિ મે નહોતું જાણ્યુ કે મારા નસીબનો તાર એકાએક તૂટી જશે, અરેરે –

> સ્નેહીની સંગતિના સુખદ સમયનો અંત ના સ્વાન્ત દેખે,
> ભોળા ભાવે ભરેલા હૃદય સહજમા કાળનુ કર્મ ભૂલે,
> કિન્તુ સૌભાગ્ય સાચુ સ્થિર ન રહી શકે જન્મદુ:ખી જનોનું,
> ઓછા પ્રારબ્ધમાહે અમર-વિભવની સંસ્થિતિ સંભવે શુ?
>
> ધારેલી ધારણાઓ ઉર મહિં ઉપજી શૂન્યભાવે સમાય,
> આશાની વલ્લરી ત્યૈ પ્રકટિત થઇને નષ્ટ-નિર્મૂળ થાય
>
> —સ્રોતસ્વિની

જ્યા ભાગ્યદશા મોળી ત્યા બીજા કોનો દોષ કાઢુ? મારા માબાપે મારા માટે કાંઇ ખોટુ સ્થાન શોધ્યુ નહોતું અમારી નાતમા કન્યા-વિક્રયનો ક્રૂર રિવાજ હોવા છતા મને તેમણે 'તુલસીને પાદડે' પરણાવી હતી મારા પતિ ઉમ્મરમા મારાથી ચાર વર્ષે મોટા હતા તેમના પિતાની સ્થિતિ ગરીબ હોવાથી તેઓ અંગ્રેજી વિદ્યા ભણી શક્યા નહોતા, પણ ગામડાની ગુજરાતી શાળામા સાત ધોરણ કરી તેઓ રાજકોટની ટ્રેનિંગ કૉલેજમા બે વર્ષ રહ્યા હતા તેમને નિશાળ ખાતામા નોકરી મળી હતી મારા સાસરાનુ કુટુંબ મોટુ હતુ, અને તેનો બધો આધાર મારા પતિની માસિક બાર રૂપરડીના પગારની નોકરી ઉપર હતો અમે બહુ જ કરકસરથી અમારો નિર્વાહ ચલાવી

માસિક ચાર રૂપીઆ પ્રમાણે નિયમિત ઘેર કુટુબખર્ચ માટે મોકલતા હતા હુ કદી નિરૂપયોગી ખર્ચ કરાવતી નહિ અને ખાવાપીવામા કે પહેરવા ઓઢવામા કોઇ સ્ત્રીનો વાદ લેતી નહિ પતિની આવક ઉપર ધ્યાન રાખી તેમની પ્રસન્નતાને અનુસરી ખર્ચ કરતી બાલ્યાવસ્થાથી મને ઘરનુ પ્રત્યેક કામ હોશથી, ચાલાકિથી અને સ્વચ્છતાથી કરવાની ટેવ હતી મારા કુટુબમા ક્લેશ કે કકાસ થાય તેવુ કામ હુ કદી કરતી નહિ અવકાશના સમયમા નીતિ અને ધર્મના પુસ્તકો વાચતી અને મારા પતિ આવે ત્યારે તેમનુ મન રજન કરવાના પ્રયત્ન કરતી મારા એવા સ્વભાવથી મારા પતિની પ્રસન્નતા હું સહજમા મેળવી શકી હતી, પણ મારૂ ભાગ્ય ટુકુ, એટલે એ સુખનો બહુ જલદી અત આવી ગયો

મારા પતિ જે ગામમા નોકરી કરતા હતા, તે ગામ અમારા વતનથી ઘણુ દૂર હતું અમને ત્યાના હવાપાણી બિલકુલ માફક આવતા નહોતા ત્યાથી બદલાવા માટે ઘણી અરજીઓ કરી હતી, પણ અધિકારી એવો કાચા કાનનો હતો કે તેણે અમારી દશા ઉપર બિલકુલ ધ્યાન આપ્યુ નહોતું તેનો પહેલો કારકુન બહુ નીચ અને લાચીઓ હતો જેમના તરફથી તેને પત્રપુષ્પ મળતું, તેમનુ કામ તે ધ્યાનથી કરતો અને બીજાઓને વિના વાકે ગરદન મારતો એના પાપનુ પરિણામ તેના શરીર ઉપર ફૂટી નીકળ્યુ હતુ, છતા તે પક્ષપાત અને અન્યાય કરતા અટકયો નહોતો એના સાહેબને ખુશામત બહુ ગમતી હતી જે શિક્ષકો આત્મગૌરવ ત્યજીને ખુશામત કરતા, તેમને તે સારી જગ્યાઓ આપતો શિક્ષણખાતા જેવા સરલ અને નિર્દોષ ખાતામા એના જેવા નાલાયક અધિકારીના હાથે ખૂબ સડો દાખલ થઇ ગયો હતો શિક્ષકો પ્રમાણિક થવાને બદલે દભી થયા હતા પોતાનો ઉપરી કઇ રીતે રાજી થાય, એના વિચારમા ઇશ્વરને રાજી કરવાનો વિચાર તેઓ સાવ વિસરી ગયા હતા તેમના સ્વભાવ ડરકણ, લાલચુ અને સ્વાર્થી બની ગયા હતા અને એ તો ખુલ્લુ છે કે જે પ્રજાનો શિક્ષક-

વર્ગ બ્હીકણ હોય તે પ્રજાના બાળકોમા નિડરતા અને નિર્ભયતાના બીજ એ શિક્ષકવર્ગને હાથે કદી નાખી શકાય નહિ ! શિક્ષકનો પ્રજાકીય જીવનની સાથે ઘનિષ્ટ સબધ છે. સમજને ઘડનાર એ એક ઉત્તમ કારીગર છે જેટલે અશે શિક્ષકવર્ગની હીનદશા હોય, તેટલે અશે જનતાને મોટુ નુકસાન છે મારા પતિ એ બધુ સમજતા હતા અને તેથી ઉપરીને પ્રસન્ન કરવાને બદલે ઇશ્વરને પ્રસન્ન કરવાના પ્રયત્નમા તેઓ મડયા રહેતા હતા બાળકો તેમને બહુ વહાલા હતા દેશનુ ખરૂ ધન તેઓ બાળકોને જ ગણતા હતા અને તેથી એમના હૃદયોમા સ્વાશ્રય, નિર્ભતા અને સ્વતત્રતાના બીજ વાવવાને મથન કરતા હતા તેઓ કહેતા કે બાળકો ભૂમિતિના વિષયમા એક લીંટીની સાથે બીજી લીંટીનો સબંધ જાણતા શીખે અને એક મનુષ્યની સાથે બીજા મનુષ્યનો સબધ કે ફરજ જાણતા ન શીખે, તો શિક્ષણની એ એક મોટી દુર્દશા ગણાય ! તેઓ ન્યાયની વાતમા ઉપરીથી કદી ખોટી રીતે ડરતા નહિ, એટલે એમના શિષ્યવર્ગને નિડરતાનુ શિક્ષણ અનાયાસે મળતુ તેમની એવી રીતભાત તેમના ખુશામતપ્રિય અધિકારીને ગમતી નહિ, છતા તે કશાની પરવા કરતા નહોતા તેમને ક્ષયરોગ લાગુ પડયો હતો અને જીવનની છેલ્લી પળોમા આરામ લેવા તેમણે રજા માગી હતી, પણ એ કદરહીન, નિર્દય અધિકારીએ તેમને રજાની સગવડ બિલકુલ કરી આપી નહોતી દોઢ વરસની બિમારી ભોગવી જ્યારે તેઓ અકાળે પચત્વ પામ્યા, ત્યારે મારા માથા ઉપર દુખનો એક ડુગર જ ઢળી પડયો હતો મારી એ સમયની સ્થિતિનુ હુ શુ વર્ણન કરી બતાવુ ? શત્રુને પણ અનુકપા ઉદ્‌ભવે એવો એ સમય હતો

અત્યારે એ પ્રસગ યાદ આવતા મારી આખો આસુથી છલકાઇ જાય છે, હૃદયમા કોઇ અનિવાર્ય વેદનાની લાગણી જન્મે છે અને જાણે એ બધુ હમણા જ બન્યુ હોય તેમ સ્મરણપટમા તાદશ થઈ મને વિવશ બનાવી દેછે મારા પતિ એક આશાવાદી, ભાવનાપ્રિય આદર્શ યુવક હતા તેમના સમાજસેવાના અભિલાષ બહુ આદરણીય

હતા રૂઢી માત્રને ધાર્મિક ભાવનાથી જોવાની આ સમાજની કુટેવ તેમને પસંદ નહોતી યુવાન આલમના ભાવનાના ખૂન તેઓ સાખી શકતા નહિ સામાજિક બદીઓ ઉપર ઘણીવાર તેઓ બળાપા પ્રકટ કરતા અને જુવાનીઆઓના યાંત્રિક, દંભી જીવનને ધિક્કારતા પ્રભુએ તેમને અનુકુળતા આપી હોત તો તેઓ નમુનેદાર સમાજસેવા કરી બતાવત, પણ ભાગ્યદશા વાંકી ત્યાં બીજા કોનો દોષ કાઢવા ? તેઓ સઘળા અભિલાષને અંતરમાં લઇ અકાળે અવસાન પામ્યા અને આજ મારે આ દુઃખ અને પરિતાપ ભરેલી કલમે **નોંધપોથી** લખવાનો પ્રસંગ આવ્યો ! શા વિધિના વિલક્ષણ વિધાન છે ? અને શા અદૃષ્ટ ચક્રના વિચિત્ર ચમત્કાર છે ? મનુષ્ય પ્રાણી એ વિધાન અને ચમત્કારના યોગે કંઈ કંઇ અજબ અનુભવ મેળવે છે

વૈધવ્યજીવન સાંપડયા પછી મને ઘણા કડવા અનુભવો થયા છે હિન્દુસમાજમાં સ્ત્રી વિધવા થઇ, એટલે તેના પૂર્વજન્મના કોઇ ભીષણ પાપ પ્રકટ થયા મનાય છે મારા કુટુંબમાં હું પાપિણી ઠરી અને વિના વાંકે મારો તિરસ્કાર થવા લાગ્યો મેં એ ઘર કેમ તજ્યું અને આશ્રમની પ્રવૃત્તિ કેમ ઉપાડી તેની ટુંકી નોંધ મારે આપવી જ જોઇએ, કારણ કે કોઇ પણ કાર્ય કારણ વિના ઉદ્‌ભવતું નથી

અમારા કુટુંબમાં વિધવાને સાદડી ઉપર સુવાનું, કાળાં વસ્ત્રો પહેરવાનું, ટાઢું શીળું જમવાનું અને એકાંતમાં રહેવાનું ફરજિયાત ફરમાન હતું હું તે ફરમાન સુખેથી પાળતી હતી મારા સ્વામી જતાં મારૂં જીવન ઝેર સમાન થઇ પડયું હતું, એટલે મને દેહદમનની ફરજિયાત આજ્ઞાઓ ઉપર બિલકુલ કંટાળો આવતો નહતો પણ મેં એ કુટુંબ એક વિશિષ્ટ કારણથી તજ્યું હતું, દેહદમનથી ડરી જઇને તજ્યું નહોતું

મારા જોડની રીતભાત વખાણવા લાયક નહોતી તેઓ બાલ્યાવસ્થાથી સ્વચ્છંદ, સ્વતંત્ર જીવન ગાળતા શીખ્યા હતા ખરાબ સોબતથી તેમનામાં કેટલાક નહિ ઇચ્છવા યોગ્ય દુર્ગુણો દાખલ થઈ

ગયા હતા તેમનો સ્વભાવ વિચિત્ર અને વર્તણુંક કઢંગી હતી, મારા સસરાએ તેમને તથા તેમના પત્નીને જુદા રાખ્યા હતા મારા પતિના મરણ પછી લગભગ ત્રણ માસે એક દિવસ હું મારી ઓરડીમા બેઠી બેઠી મારા દુર્ભાગ્ય ઉપર બે આસુ પાડતી હતી, ત્યા મારી જેઠાણી આવ્યા અને બહુ જ મમતા બતાવી મારી સાથે વાતો કરવા લાગ્યા તેમની વાતોમા મારા માટે દયા અને સહાનભૂતિ સપૂર્ણ ભરેલા હતા, એટલે હું તેમની વાતોથી ભોળવાઇ ગઇ તેમણે કહ્યુ કે -"તારા જેઠ તારા માટે ખૂબ લાગણી ધરાવે છે, તેમનુ હૃદય તારા દુખથી બહુ દાઝ્યા કરે છે, આજ તને બે સાત્વનના શબ્દો કહેવાની તેમની ઇચ્છા છે, માટે તું મારી સાથે ચાલ, તારો જીવ બેઘડી ત્યા આનદ પામશે "

સમાજનો તિરસ્કાર વેઠતી એક વિધવા તરફ આટલી સહાનુભૂતિ દર્શાવાય, ત્યા કઇ વિધવા ફસાયા વિના રહી શકે? હું મારી જેઠાણીના શબ્દોથી ભોળવાઇને તેમની સાથે તેમને ઘેર ગઇ મારા જેઠ મેડી ઉપર બેઠા હતા અમે બન્ને ઉપર ચડયા મને જોઇને તેમણે આખોમા કૃત્રિમ આસુ આણી મારા વૈધવ્ય જીવન ઉપર ખૂબ અનુકપા વ્યક્ત કરી લગભગ અર્ધો કલાક મમતા અને માયા દેખાડયા પછી તેમણે કાઇક કામનુ મિષ કાઢી મારી જેઠાણીને નીચે મોકલ્યા હુ ત્યા ને ત્યા સ્થિર બેઠી રહી મારા મનમા એવી શકા ક્યાથી આવે કે મારા જેઠની વિકારી વાસનાઓ મારા તરફ આકર્ષાશે? પણ જે શકા મારા હૃદયમા નહોતી જન્મી, તે જ કાર્ય મારે નજરે જોવાનો સમય આવ્યો ' મારી જેઠાણીના ગયા પછી એકાએક તેમણે ઉઠીને મારો હાથ પકડયો અને જ્યા તેઓ આગળ પગલુ ભરવા જાય છે ત્યા હુ સિંહણની માફક જોર કરીને તેમના હાથમાથી છૂટી દૂર જઇ ઉભી રહી મારૂ હૃદય ધડક ધડક ધ્રુજતું હતું, પણ બહારથી હિમ્મત બતાવી મેં તેમને ખૂબ કડવા શબ્દો કહી દીધા. તેમણે મને

ઘણી આશાઓ આપી, જીંદગી પર્યંતના મારા ભરણ પોષણની જવાબદારી પોતાને માથે લીધી, વૈધવ્ય જીવનની મુશ્કેલીઓ અને દુ ખો કહી સભળાવ્યા અને બીજી ઘણી ગદી વાતો કહી બતાવી, પણ મેં તેમને મારા હૃદયની દૃઢતા દેખાડી એવા તો સીધા દાતતોડ જવાબ આપ્યા કે તેઓ એ સાભળીને શાત જ થઈ ગયા ! મારો અને તેમને સવાદ મને અક્ષરશ યાદ છે, પરતુ અહીં તે આપવાની જરૂર હું જોતી નથી

હું તે પછી ત્યાથી નીચે ઉતરીને મારા ઘર તરફ ચાલી. જતા જતા મેં મારી જેઠાણીને ખૂબ તિરસ્કારી કાઢયા તે બાઈ આવા જ અધમ કામો કરીને પતિના પ્રસન્નતા મેળવવાની તદબીર રચતા હતા તેમના શરીરનો વર્ણ શ્યામ હતો, એટલે તેમના વાસનાભૂખ્યા પતિને તેઓ ગમતા નહોતા, પરતુ ગામની સારી સારી યુવતીઓને છળથી છેતરી, પોતાને ઘેર લાવી, પાપ પથારીમા સૂવાડતા અને એ રીતે પતિને રાજી રાખવાનો પ્રયત્ન કરતા આજ તેમણે મારા સૌન્દર્ય અને તારુણ્યનો એવો વિચિત્ર લાભ લેવા ધારેલો, પણ હુ કાચી ન હતી ! મારા હૃદયમા પતિવિરહનુ અનિવાર્ય દુ ખ ઉછળતું હતુ, પણ એ દુ ખ દૂર કરવા હુ કાઇ મારો ધર્મ વેચો શકુ તેમ નહોતી મારા સ્વામીનુ પુણ્ય સ્મરણ મારી વાસનાઓને દગ્ધ કરતું હતુ અને મારા સ્વામીના રમણીય અભિલાષ મને સમાજસેવા કરવા પ્રેરતા હતા

મારો જેઠ એ બનાવ બન્યા પછી મારા ઉપર ખૂબ ઉશ્કેરાઇ ગયા તેમણે તથા તેમની કુભાર્યાએ મારા સબધમા પાયા વિનાની વાતો ચલાવવા માડી અને મારા માથે વિવિધ પ્રકારના આળ ઓઢાડવા માડયા એક દિવસ મારા સસરાએ એ સબધમા મને બહુ જ ઠબકો આપ્યો. મેં મારી નિર્દોષતા માટે તેમને ઘણુ ઘણુ કહ્યું, પણ તેઓના હૃદયનો વહેમ દૂર થયો નહિ. મને તેથી એ ઘર અકારૂ થઇ પડયુ. મેં તેનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો અને બીજે દિવસ કોઇને

પણ કહ્યા વિના માત્ર એક જોડી કપડા લઇ હુ ત્યાથી ચાલી નીકળી

મને આ સ્થાન બહુ અનુકુળ જણાઈ આવ્યુ, તેથા મે અહીં નિવાસ કર્યો મે માન્ડુ કે માનવીપ્રાણીનુ જો કોઇ સર્વથી શ્રેષ્ટ કર્તવ્ય હોય તો તે અન્ય દુ ખી જીવોને બનતી સહાય આપી, તેમના દુ ખો દૂર કરવાનો પ્રયત્ન કરવો એ જ છે હુ જેમ જેમ વધુ ને વધુ વિચારતી ગઇ, તેમ તેમ મારો નિશ્ચય દઢ બનવા લાગ્યો મે નાના પાયા ઉપર સેવાની શરુઆત કરી ગામના ગરીબ, અપગ અનાથ માણસોને મે બનતી મદદ આપવા માડી. મારી કાર્યદક્ષતા અને સેવાભાવના જોઇ શ્રીમતોએ મને દ્રવ્ય આપવા માડયુ કેટલાક ગરીબ સ્ત્રીપુરુષો ગરીબીને લીધે દુર્ગુણવશ બની દુષ્કૃત્યો કરતા હતા તેમને તેમના ખરા કર્તવ્ય સમજાવી હુ સીધા માર્ગે દોરવા લાગી ધીમે ધીમે દેશપ્રેમી યુવકો તથા યુવતીઓ મારી આજ્ઞા ઉઠાવવા તૈયાર રહેવા માડયા મે તેમને વિવિધ પ્રકારે પ્રોત્સાહન આપી સમાજ-સેવાના કામ સોપ્યા જોતા જોતામા ગામની દશા એકદમ સુધરી ગઇ ઇર્ષ્યાખોર માણસોને ત્યારેજ સેવાની આવશ્યકતા સમજાવા લાગી મે તે પછી મારો કાર્યપ્રદેશ લબાવ્યો શ્રીમતોની મદદ અને યુવકોની સેવાનો સહચાર સાધી મે એક ધમાદા ઔષધાલય અને બે શાળાઓ ઉઘાડી લોકોને મારા માટે સદ્‌ભાવ વધવા લાગ્યો મે અજ્ઞાન સ્ત્રીપુરુષોના ઘરોમા જઇને તેમને સ્વચ્છતા, સદાચાર અને નીતિના પાઠો આપવા માડયા કન્યાઓ અને સ્ત્રીઓને કેળવવા તરફ મારૂ ખાસ લક્ષ્ય હતું, તેથી મે એ કામ વધારે લાગણીથી ઉપાડયુ શાળામા કન્યાકેળવણીનો પ્રબધ થયા પછી બપોરના બે કલાક મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે મે એક વર્ગ ઉઘાડયો શરૂઆતમા ત્યા થોડી સ્ત્રીઓ આવતી, પણ ધીમે ધીમે તે સખ્યા વધવા લાગી મે તેમની આગળ બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અને ભાવનાના લગ્નના દુષ્પરિણામની વાતો મૂકી સુધારણાના ઉપાય સૂચવવા માડયા. રૂઢો એ કોઇ ધાર્મિક બંધન નથી, પણ રિવાજ માત્ર છે, એમ સમજાવી તે રૂઢીઓની

ભય કરતા જણાવવા માંડી રડવા કૂટવાના ખોટા રિવાજથી, હદ ઉપરાંત વધારે મર્યાદા સાચવવાના દંભથી, બાર વર્ષની બાળાઓ ઉપર માતૃપદ સ્થાપવાની રૂઢીથી અને બીજા પણ અનીચ્છનીય ચાલથી કેટલી ખરાબી થાય છે, તે દર્શાવી, વધારે ખરાબી થતી અટકાવવાના ઇલાજ સૂચવવા માંડયા શુદ્ધ અને નિસ્વાર્થ ભાવનાથી કરેલી સેવાનુ ફળ મને તત્કાળ જણાવા લાગ્યુ મે મારા જીવિતને એ વખતે ધન્ય ગણ્યુ, કારણ કે મારા પતિના સમાજસેવાના અભિલાષ આખરે મારે હાથે પાર પડયા ખરા મે સતોષને એકદમ ખેચ્યો અને સર્વ શક્તિમાન્ ઇશ્વરનો મહાન્ ઉપકાર માન્યો

લોકોએ મને રહેવા માટે જે મકાન બાધી આપ્યુ, તેને મે આશ્રમનુ નામ આપ્યુ રાત્રે કે દિવસે હરકોઈ વખતે દુખી, નિરાધાર માણસોને આશ્રમમા આવી મદદ માગવાનો હક મે જાહેર કરી દીધો **સેવાશ્રમની** પ્રવૃત્ત આસપાસના ઘણા ગામોમા જાણીતી થઇ ગઇ હતી, એટલે મધરાત વખતે પણ દુ ખી માણસ અહી દોડી આવવા લાગ્યા મે સ્વયસેવકોની ટુકડીઓ ઉભી કરી તેમને જુદા જુદા કામ સોપી દીધા હતા, એટલે જ્યારે મારે જરૂર પડે ત્યારે હુ એક ટુકડી બોલાવી તેને કાર્ય પ્રદેશ સોપી દઉ એવી વ્યવસ્થા થઈ ગઇ જેમ જેમ સેવાના કામો હુ કરતી ગઇ, તેમ તેમ મને મારા જીવનની ઉપયોગિતા સમજાવા માડી સાથે સાથે પ્રભુની અનુકપા અને દયાનો પણ ખ્યાલ આવ્યો મે આશ્રમમા બે વખત ઇશ્વરસ્તવન કરાવવાનો રિવાજ એ દિવસથી શરૂ કર્યો, કારણ કે નિર્બળ માનવી પ્રભુની પ્રસન્નતા વિના કયુ કાર્ય સિદ્ધ કરી શકે તેમ છે ? ગમે તેમ પણ હું એક રક સ્ત્રી જાત ! મારા હાથે સેવા કેવી ! અને સુધારા કેવા ! આ જે કઈ થયુ તે મારા પતિના અમર આત્માની ઇચ્છા અને પ્રભુની પ્રસન્નતા ! ! મને યશની જરાય અપેક્ષા નથી કીર્તિ કમાવા માટે મે આ કાર્ય ઉપાડયુ નથી મને મારા વૈધવ્ય જીવનના કપરા સયોગોમા જનસેવા એ મારો ખરો ધર્મ જણાયો અને મે તેનો સ્વીકાર કર્યો. દેશનું અલેખે વહી જતુ

વૈધવ્યજીવન મારો ઘડો લઈ આ રસ્તે વળવા પ્રેરાશે તો મને આ પ્રવૃત્તિથી ઘણો સંતોષ થશે

વિમળા આ આશ્રમમા આવ્યા પછી મારા આશ્રમની પ્રતિષ્ઠામા વધારો થયો છે. મને પણ ઘણી રાહત મળી છે તે મારી પાસથી જેમ નવુ શિખવા પામી છે, તેમ હુ તેની પાસેથી પણ ઘણુ નવુ જાણી શકી છુ. મારા કરતા તેણે આ યુગને વધારે ઓળખી લીધો છે તે કહે છે કે "હિન્દુ સ્ત્રીપુરુષો દિવસે દિવસે પોતાની ના-લાયકી વધારે સિદ્ધ કરતા જાય છે, જો તેઓ સમાજના સડાઓ ઉપર વિચાર કરી કોઈ યોગ્ય રસ્તાઓ નહિ નિર્માણ કરે, તો ભવિ-ષ્ય અધકારમય થઈ જશે "

મને આ નગ્નસત્ય બહુ ભયકર લાગે છે શુ આ સમાજ તેની રૂઢીઓના પાપે પૃથ્વીપટ ઉપરથી ફના થઈ જશે? અરેરે, ઇશ્વરની અકૃપા શુ તેના ઉપર વજ્રપ્રહાર કરશે? ના, ના, એવો સમયતો નહિ આવે તેની દરેક પ્રવૃત્તિ નાશના માર્ગ તરફ ગતિ કરી રહી છે એ સાચુ, પણ ભયકર નિરાશામાથીજ સાચી આશા જન્મ પામે છે



પ્રિય વાચક !

આ કથાઓનો ભાગ અહીંજ અટકે છે આથી વધુ રસિક, કરૂણ અને આકર્ષક હિંદુ-સંસારનાં ચિત્રો જોવાં હોય તો

# મહિલાઓની મહાકથાઓ.

નામની નવલકથા તરફ નજર કરજે

# અબળાની આત્મકથાઓ.

સ્ત્રીજાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી 'ડાયરીઝમ' ચલાવ છે ? ત્રાસ, જુલમ અને આપખુદી સહન કરતી આર્ય–બાળાઓના જીવન કેવા અધમ થઇ જાય છે તેનો હૃદયભેદક ચિતાર આ પુસ્તક વાચતા આખ સામે ખડો થાય છે ૧૬ સપૂર્ણ વાર્તાઓ છે તેમા થોડીક જુઓ —

**૧ લી વાર્તા**: કન્યાવિક્રયી માબાપોના દુષ્કૃત્યથી દીકરીઓનો સસાર કેવા સડેલો થઇ જાય છે, તે આ એક જૈન કુમારિકાની કરૂણ કથની વાચતા સમજાશે

**૨ જી વાર્તા** સાસુ નણદના જુલમથી ત્રાસેલી રડવા કૂટવાના દુષ્ટ રિવાજે ગમગરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આખમા આસુઓ લાવશે

**૩ જી વાર્તા** પરદેશ ગયેલા પતિની પત્ની યમુના પર કેવા કેવા કારમા કેર વર્તાય છે તેનો ભરકોર્ટમા ચાલેલો કસ, અને મેજીસ્ટ્રેટ સમક્ષ તેણે કહેલી જીવનકથા વાચતા સડી ગયેલા હિન્દુસ-સારનુ તમને ભાન થશે

**૪ થી વાર્તા** વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણ-દના જુલમ સહતી શોકયના સાલથી દુ ખી થતી આ ઔદિચ્ય બ્રાહ્મણકન્યા ઉષાની આત્મકથા રૂઢીની ભીષણતા અને સ્ત્રીવર્ગની પરાધિનતાનુ ભાન કરાવશે

**૫ મી વાર્તા** હિન્દુસ્થાનમા વેશ્યાઓ કેમ વધે છે ? તે આ નાગર જાતિની મોઢે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો

**૬ ઠી વાર્તા**: કણબીની ન્યાતની આશાબાઇની આત્મકથા તમને કેળવણીખાતાના ઇન્સ્પેક્ટરો મહેતીજીઓને કેવી રીતે શીશામા ઉતારે છે તે સમજાશે

**૭ મી વાર્તા.** શ્યામાની આ આત્મકથા હિન્દુસમારમા કજોડાથી થતી પાયમાલીના દર્શન કરાવશે

**૮ મી વાર્તા** પુરોહિતની દીકરી ઇન્દિરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોચી તેનુ બ્યાન તમારા હૃદયને કમકમાવી નાખશે

**૯ મી વાર્તા** વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહનશક્તિ તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે

**૧૦ મી વાર્તા:** નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અસહ્ય યત્રણા તો તમે રૂપાળીનુ વૃત્તાત વાચીને જાણી શકશો

**૧૧ મી વાર્તા** એક કચ્છી બાઇની આ આત્મકથા તમને હિન્દુ શિક્ષિકાઓમા, ધર્મ મદિરો, ધર્મગુરૂઓ, તથા સસ્થાઓમા ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે

**૧૨ મી વાર્તા** લોહાણાની પુત્રી સુશીલા કેવી રીતે દુશીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમા કરી શકાય તેમ નથી

**૧૩ મી વાર્તા:** કોકીલાની આ કર્મકથા તમને હિન્દુ સમાજની નીચતા—નઠોરતાનુ અનુમાન કરાવશે

આથી પણ હિદુ સસારની નીષ્ઠુરતાનુ વધુ દર્શન તો તમને ૧૪-૧૫-૧૬ મી વાર્તા કરાવશે, આમાંની એકજ વાર્તા વાચવાથી તમારા ખરેચલા નાણા વસુલ થઈ જશે

**વનિતાની વાતો તમે વાંચો તે પહેલાં પ્રગટ થયેલ આ રસિક વાર્તાઓ તો તમારે જરૂર વાંચવી જોઇએ.**

સચિત્ર પાકુ પૂઠુ, સોનેરી નામ કિમ્મત રૂ. ૨-૮-૦

## ત્રણ આના સિરીઝ.

તમારા થાકેલા દીલને આરામ જોઇતો હોય, ગૃહજીવનની મીઠી મઝા અનુભવવી હોય તો મગાવી લો

**સિરીઝ નં ૧** બાયડીઓની વાતમા તમે શુ જાણો ? (એક પતિનો અનુભવ) રૂ ૦-૩-૦

**સિરીઝ ન ૨** હરામી હરિકથાવાળો ને બીજી વાતો રૂ ૦-૩-૦

બન્નેની છ આનાની ટીકીટો મોકલવાથી પોસ્ટેજ માફ થશે,

લખો **સેવાસમિતિ પુસ્તકાલય.**
૧૨૩, ગુલાલવાડી **મુબઇ ૪.**

# સેવાસમિતિ પુસ્તકાલય.

હિંદુસમાજના અનેક અટપટા પ્રશ્નોને ઉકેલતી, પ્રેમરસથી ઉભરાતી, રસિક લ્હાવા લેવરાવતી નવલકથાઓ વાંચો-વંચાવો ને તમારા સંસારમાં સ્વર્ગ ઉતારો !

## અંધકારપર પ્રકાશ.

આ નવલકથાના નાયક નાયિકા હિન્દુસમાજની પુનર્રચના કરી પૃથ્વીપર સ્વર્ગ ઉતારવા મથે છે તેને તમે જાણો નહી તો જીવનનો એક મોંઘો લ્હાવો ગુમાવી દેશો સચિત્ર કિં રૂ ૨-૮-૦

## લોહીનો વેપાર.

હાલના હિન્દુસમાજની ડાયરશાહી દેખાડનાર આ એકે અવાજે વખાણયલી નવલકથા વાંચતા રસસરિતામાં તમે સ્નાન કરશો જીવનમાં તમને નવુંજ તત્વ જાણવાનું મળશે આઠ ચિત્રો કિં રૂ ૪-૮-૦

## અબળાની આત્મકથાઓ.

આ સામાજિક નવલકથાકારની કસાયલી કલમથી લખાયલી જુદી જુદી જ્ઞાતિઓની ૧૬ બ્હેનોએ કહેલી કરૂણ કથાઓ વાંચતા તમારા રોમાંચ ખડા થશે સચિત્ર કિં રૂ ૨-૮-૦

## મહિલાઓની મહાકથાઓ. (છપાય છે.)

હિન્દુસમાજની અનિષ્ઠ રૂઢિઓના સંતાપમાં સળગી રહેલી સુંદરીઓની કરૂણ કહાણીઓ વાંચતા તમારા કાળજા કંપી ઉઠશે સચિત્ર કિંમત રૂ ૩-૦-૦

## વિશ્વલીલા.

એક શ્રીમંત કુટુમ્બમાં ચાલતા ગોટાળાનો સત્ય ઘટનાત્મક ચિતાર પ્રેમરસથી ઉભરાતી આ નવલકથા તમારે જરૂર વાંચવી સચિત્ર કિં રૂ ૨-૦-૦

## આદર્શ ચરિત્રાવલિ.

અડગધર્મ શ્રદ્ધાના અને અનુપમ સ્વદેશ સેવાના અણુમોલ દૃષ્ટાન્તોરૂપ પૃથ્વીપરના ૧૬ મહાનપુરૂષોના જીવનચરિત્રોનો સંગ્રહ. કિં. રૂ ૧-૪-૦

## સ્વર્ગમાં સેશન્સ યાને પાખંડી પુરોહિતોનું પોકળ.

(થોડીજ સીલક છે)

કળીજુગના ગુરૂઓ પોતાના અધમ સ્વાર્થને પોષવા યજમાનોના અંધ વિશ્વાસનો લાભ લઈ કેટલી હદે તેના સંતાનોના જીવનનું સત્યાનાશ વાળે છે તેનો વિષ્ણુ ભગવાનની કોર્ટમાં ચાલેલો કેસ, અને પોગળ પ્રકાશ અવશ્ય જાણવા જેવા છે કિંમત રૂ ૩–૦–૦

## સમાજજીવન

હિંદુ સમાજના દંભ પ્રપંચોને નિડરપણે ખુલ્લા પાડી ગુર્જર સમાજના અનિષ્ઠ રૂઢીબંધનોને જડમૂળથી ઉખેડી નાખવાના ઉદ્દેશે નિયમિત ૭ વર્ષ થયા પ્રગટ થતા આ માસિકના ગ્રાહક તમે આજેજ થઈ જાઓ વાર્ષિક લવાજમ. રૂ ૪–૦–૦

## સમાજજીવનની ફાઈલો.

અતિ રસિક સામાજિક વાર્તાઓ, સ્કેચો અને મનનીય સામાજિક લેખોથી ભરપૂર દરેક વર્ષની પાકી બાંધેલી ફાઇલના રૂ ૬ પોસ્ટેજ જૂદુ વર્ષ બીજા, ત્રીજા, ચોથા, પાંચમા, અને છઠ્ઠા વર્ષની ફાઇલો એક સાથે ખરીદનારને રૂા ૨૫–૦–૦ માં મળે છે

## લોહાણા રત્નમાળા

(લોહાણા જ્ઞાતિનો અપૂર્વ ઐતિહાસિક ગ્રન્થ)

લોહાણા–ક્ષત્રિય જાતિના ઇતિહાસ સાથે સ્વર્ગસ્થ અને વિદ્યમાન મહાપુરૂષોના સચિત્ર જીવન વૃત્તાંતો સાથનો આ ગ્રંથ દરેક લોહાણા ભાઇઓએ પોતાના ઘરમાં રાખવો જોઈએ કિ રૂ ૧૦–૦–૦

**લોહાણા પ્રજાનો પ્રાચીન ઇતિહાસ** કિ ૦–૧૨–૦

---

**સેવાસમિતિ ગ્રંથમાળાના ગ્રાહક થવાથી આ બધાં પુસ્તકો નિયમ મુજબ પોણી કિમ્મતે મળશે** લખો

---

**નારાયણજી ગોકળદાસ ડાસાણી.**
બુકસેલર અને પબ્લીશર
૧૨૩, ગુલાલવાડી મુંબઈ ૪

# સેવાસમિતિ ગ્રંથમાળા !!

**વિક્રમ સં ૧૯૮૦ થી શરૂ થઇ છે, જેમાં પ્રતિવર્ષ સુન્દર, રોચક, નવજીવન પ્રેરક, રસભરેલાં ત્રણ ચાર સામાજિક પુસ્તકો પ્રકટ થાય છે અને તે કાયમના ગ્રાહકોને પોણી કિમ્મતે અપાય છે. ગ્રાહકો માટે નીચેના નિયમો ઠરાવ્યા છે.**

૧ પ્રવેશ ફી એક રૂપિયો ભરવાથી 'માળા' ના ગ્રાહક થઇ શકાય છે અને વર્ષ પૂરૂ થયે જો ગ્રાહક તરીકે ન રહેવુ હોય તો તે પ્રવેશફીના નાણા પાછા આપવામા આવે છે

૨ વર્ષમા ત્રણથી ચાર ઉચી પસદગીના સારા પુસ્તકો પ્રગટ થશે અને તે ગ્રાહકોએ લેવા પડશે પણ તે સર્વ પુસ્તકોની મળીને કિમત રૂ ૭) કે ૮)થી વધુ નહિ થાય લાયબ્રેરીને શોભાવે તેવા સુન્દર કાગળ ઉપર સારી છપાઇથી સચિત્ર પુસ્તકો તૈયાર કરવામા આવે છે

૩ પ્રત્યેક પુસ્તક તેની પોણી કિમતે વી પી રજીસ્ટરથી મોકલવામા આવશે અને રવાના કરતા પહેલા ગ્રાહકોને પોષ્ટકાર્ડથી ખબર આપવામા આવશે છતા જેઓ વી પી પાછુ વાળશે તેનુ નામ લીસ્ટ માથી કમી કરી પ્રવેશફી ઉપરનો તેમનો હક્ક કાઢી નાખવામા આવશે

## સંવત ૧૯૮૦ ની સાલમાં નીચેનાં પુસ્તકો અપાયાં છે.

| | | |
|---|---|---|
| **અંધકારપર પ્રકાશ.** | (સામાજિક) | રૂ ૨-૮-૦ |
| **અબળાની આત્મકથાઓ** | ,, | ૨-૮-૦ |
| **વિશ્વલીલા.** | ,, | ૨-૦-૦ |
| **આદર્શ ચરિત્રાવલિ** | | ૬-૪-૦ |

## સં. ૧૯૮૧માં નીચેની સામાજિક રસપૂર્ણ નવલકથા- બહાર પડી છે.

| | | | |
|---|---|---|---|
| **લોહીનો વેપાર** | (સચિત્ર) | | રૂ. ૪-૮-૦ |
| **વનિતાનીવાતો** | ,, | | ૩-૦-૦ |
| **મહિલાઓની મહાકથાઓ** | ,, | છપાય છે | ૩-૦-૦ |

જલદી આ માળાના ગ્રાહક થઇ આવો સસ્તો લાભ મેળવો. વેપારીઓએ પોતાની જાહેરખબર આપવાનુ આ ઉતમ સાધન છે

વ્યવસ્થાપક **સેવાસમિતિ ગ્રંથમાળા,**
૧૨૩, ગુલાલવાડી **મુંબઈ નં. ૪**